# સૂરઃ ફાતિહા

**નામઃ-**

આ સૂરઃનું નામ **"અલ ફાતિહા"** તેના વિષયને અનુરૂપ છે. "ફાતિહા" એ વસ્તુને કહેવામાં આવે છે જેનાથી કોઈ વિષય અથવા પુસ્તક અથવા કોઈ વસ્તુનો આરંભ થતો હોય. બીજા શબ્દોમાં એમ સમજો કે આ નામ "પ્રસ્તાવના" અને વાતની શરૂઆતનો સમાનાર્થી છે.

**ઊતરાણકાળ :-**

આ સૂરઃ નબૂવ્વતે મુહમ્મદીના બિલકુલ આરંભના જમાનાની સૂરઃ છે. બલ્કે પ્રમાણભૂત રિવાયતો ઉપરથી જણાય છે કે સૌથી પહેલી પૂર્ણ સૂરઃ જે મુહમ્મદ સ.અ.વ. ઉપર ઊતરી તે આ જ છે. આની પહેલાં માત્ર અલગ અલગ આયતો ઊતરી હતી જે સૂરઃ અલક, સૂરઃ મુઝ્ઝમ્મિલ અને સૂરઃ મુદ્દસ્સિર વગેરેમાં સામેલ છે.

**વિષયવસ્તુ :-**

હકીકતમાં આ સૂરઃ એક દુઆ છે જે અલ્લાહતઆલાએ એ દરેક માણસને શિખવાડી છે જે આ પુસ્તકનો અભ્યાસ શરૂ કરી રહ્યો હોય. પુસ્તકની શરૂઆતમાં આને રાખવાનો અર્થ આ છે કે જો તમે વાસ્તવમાં આ પુસ્તકનો લાભ લેવા માગતા હોવ તો પહેલાં ખુદાવંદેઆલમ સમક્ષ આ દુઆ ગુજારો.

મનુષ્ય સ્વાભાવિક રીતે એ જ વસ્તુ માટે દુઆ કરતો હોય છે જેની ચાહ અને ઇચ્છા તેના દિલમાં હોય છે. તેમજ એવા જ સંજોગોમાં કરે છે જયારે તેને એવું લાગતું હોય કે તેની ઇચ્છિત વસ્તુ એ હસ્તીના અખત્યારમાં છે જેની સમક્ષ તે એ દુઆ કરી રહ્યો છે. તેથી કુર્આનના આરંભમાં આ દુઆની તાલીમ આપીને જાણે મનુષ્યને એવી શિખામણ આપવામાં આવે છે કે તે આ પુસ્તકને સીધા માર્ગની શોધ માટે વાંચે, સત્ય પામવાની માનસિકતા સાથે વાંચે અને એમ સમજી લે કે જ્ઞાનનો સ્રોત ખુદાવંદેઆલમ છે. આથી તેની પાસે માર્ગદર્શનની વિનંતી કરીને વાંચવાની શરૂઆત કરે.

આ વિષયને સમજી લીધા પછી આ વાત આપોઆપ સ્પષ્ટ થઈ જાય છે કે કુર્આન અને સૂરઃ ફાતિહા વચ્ચે ખરો સંબંધ પુસ્તક અને તેની પ્રસ્તાવના જેવો નથી બલ્કે દુઆ અને દુઆના જવાબ જેવો છે. સૂરઃ ફાતિહા એક દુઆ છે બંદા તરફથી, અને કુર્આન તેનો જવાબ છે ખુદા તરફથી. બંદો, દુઆ ગુજારે છે કે હે પાલનહાર ! મારૂં માર્ગદર્શન કર. જવાબમાં પાલનહાર સમસ્ત કુર્આન તેની સામે મૂકી દે છે કે આ છે તે માર્ગદર્શન અને હિદાયત જેની વિનંતી તેં મને કરી છે.

| رُكُوعُهَا (١) | سُوْرَةُ الْفَاتِحَةِ مَكِّيَّةٌ | اٰيَاتُهَا (٧) |
|---|---|---|
| રુકૂઅ : ૧ | સૂરઃ અલ ફાતિહા, મક્કી | આયત : ૭ |

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

اَلْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعٰلَمِيْنَ ۙ﴿١﴾ الرَّحْمٰنِ الرَّحِيْمِ ۙ﴿٢﴾

**અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ[1] છે.**
**પ્રશંસા અલ્લાહ જ માટે છે[2] જે સમગ્ર સૃષ્ટિનો રબ[3] છે, અત્યંત કૃપાળુ અને દયાળુ છે[4],**

(૧) ઈસ્લામ જે સભ્યતા મનુષ્યને શિખવાડે છે તેના નિયમોમાંથી એક નિયમ આ પણ છે કે તે પોતાના દરેક કામની શરૂઆત અલ્લાહના નામ સાથે કરે. આ નિયમનું પાલન જો સભાનતા અને નિષ્ઠાપૂર્વક કરવામાં આવે તો તેમાંથી ત્રણ ફાયદા ચોકકસપણે પ્રાપ્ત થશે એક, મનુષ્ય ઘણાંખરા ખરાબ કામોથી બચી જશે કેમ કે અલ્લાહનું નામ લેવાની ટેવ તેને દરેક કામ શરૂ કરતી વખતે આ વિચારવાની ફરજ પાડશે કે શું હકીકતમાં આ કામ શરૂ કરતી વખતે અલ્લાહનું નામ લેવામાં હું સાચો છું ? બીજું આ કે કાયદેસરના સાચા અને નેક કામોની શરૂઆત કરતી વખતે અલ્લાહનું નામ લેવાથી મનુષ્યનું માનસ બિલકુલ સાચી દિશા અપનાવી લેશે અને તે હંમેશાં સૌથી સાચા બિંદુથી પોતાની પ્રવૃત્તિનો આરંભ કરશે. ત્રીજો અને સૌથી મોટો ફાયદો એ છે કે જયારે તે અલ્લાહના નામ સાથે પોતાના કામની શરૂઆત કરશે ત્યારે અલ્લાહની મદદ તેને પ્રાપ્ત થશે, અને તે માટેના અનુકૂળ સંજોગો ઊભા થઈ જશે, તેના પ્રયાસોમાં બરકત થશે અને તે શૈતાનની ઉશ્કેરણીઓથી સુરક્ષિત રહેશે. અલ્લાહની રીત આ છે કે જયારે મનુષ્ય તેની તરફ ધ્યાન કરે છે ત્યારે તે પણ મનુષ્ય તરફ ધ્યાન આપે છે.

(૨) આગળ પ્રસ્તાવનામાં અમે જણાવ્યું છે તેમ સૂરઃ ફાતિહા વાસ્તવમાં એક દુઆ છે, પરંતુ દુઆનો આરંભ એ હસ્તીની પ્રશંસા સાથે કરવામાં આવી રહ્યો છે જેની પાસે આપણે દુઆ માગવા ઈચ્છીએ છીએ. આ જાણે કે એ વાતની તાલીમ છે કે જયારે દુઆ માગો ત્યારે સભ્યતાપૂર્વક માગો. મોઢું ખોલતાં જ પોતાની માગણી રજૂ કરી દેવી એ સભ્યતા નથી. સભ્યતાનો તકાદો એ છે કે જેની સમક્ષ દુઆ કરી રહ્યાં છીએ પહેલાં તેની ખૂબીનો, તેના ઉપકારોનો તથા તેના દરજ્જાનો સ્વીકાર કરો.

આપણે જેની પણ પ્રશંસા કરીએ છીએ તે બે કારણસર કરીએ છીએ. એક આ કે તે પોતેજ સૌંદર્ય અને ખૂબી તેમજ પૂર્ણતા ધરાવતો હોય, આપણી ઉપર તેની કૃપાઓની શી અસર છે એ બાબત આમાં ધ્યાન લેવાની નથી.બીજું એ કે તે આપણો ઉપકારક હોય અને આપણે તેની કૃપાઓના સ્વીકારની લાગણીમાં તલ્લીન થઈને તેની ખૂબીઓનું વર્ણન કરીએ. અલ્લાહતઆલાની પ્રશંસા આ બન્ને રીતે છે. આ આપણી કદરદાનીનો તકાદો પણ છે અને ઉપકાર માનવાનો પણ કે આપણે તેની પ્રશંસા સતત કરતાં રહીએ.

અને વાત માત્ર એટલી જ નથી કે પ્રશંસા અલ્લાહ માટે છે, બલ્કે સાચું તો આ છે કે ‘‘પ્રશંસા માત્ર અલ્લાહ જ માટે’’ છે. આ વાત કહીને એક મોટી તે હકીકત છતી કરવામાં આવી છે અને હકીકત એવી છે કે જેના પહેલા જ પ્રહારથી સૃષ્ટિ પૂજાનું મૂળ કપાઈ જાય છે. દુનિયામાં જયાં પણ જે વસ્તુ અને જે રૂપમાં પણ કોઈ

مٰلِكِ يَوْمِ الدِّيْنِ ﴿٣﴾ اِيَّاكَ نَعْبُدُ وَ اِيَّاكَ نَسْتَعِيْنُ ﴿٤﴾

**બદલા (ન્યાય)ના દિવસનો માલિક[૫] છે.**

**અમે તારી જ ઈબાદત[૬] કરીએ છીએ અને તારી જ પાસેથી મદદ માગીએ છીએ.[૭]**

સુંદરતા, કોઈ ખૂબી, કોઈ ઉત્કૃષ્ટ વસ્તુ છે, તેનું અસલ સ્રોત અલ્લાહની હસ્તી છે. કોઈ મનુષ્ય કે ફરિશ્તા કે દેવતા કે ગ્રહ, એટલે કે સૃષ્ટિની કોઈપણ વસ્તુમાં રહેલા ગુણ તેના પોતાના નથી બલ્કે અલ્લાહની દેણગી છે. તેથી જો કોઈ આનો હકક ધરાવતો હોય કે આપણે તેના મોહમાં પડી તેના પ્રશંસક બની તેની આગળ આપણી જરૂરિયાતો રજૂ કરીએ અને તેના સેવક બનીએ તો તે ગુણોનો સર્જક છે, નહીં કે ગુણોનો ધારણ કરનાર !

(૩) ''રબ'' શબ્દ અરબી ભાષામાં ત્રણ અર્થમાં બોલવામાં આવે છેઃ (૧) માલિક અને સ્વામી (૨) વાલી અને પાલનહાર, ધ્યાન રાખનાર અને રક્ષણ કરનાર (૩) શાસક, હાકેમ, સંચાલક અને વહીવટકર્તા. અલ્લાહતઆલા આ બધાં જ અર્થમાં સૃષ્ટિનો રબ છે.

(૪) મનુષ્યની ખાસિયત છે કે જયારે કોઈ વસ્તુ તેની નજરમાં બહુ વધારે હોય છે ત્યારે તે અતિશયોક્તિનો રૂપ લગાડીને તેનું વર્ણન કરે છે અને જો અતિશયોક્તિનો શબ્દ બોલીને તેને એમ લાગે કે એ વસ્તુની વિશાળતાનું વર્ણન થઈ શકયું નથી તો તે પછી એ જ અર્થનો બીજો શબ્દ બોલે છે જેથી એ ઉણપ પૂરી થઈ જાય જે તેના મતે અતિશયોક્તિમાં રહી ગઈ છે. અલ્લાહની પ્રશંસામાં રહ્‌માન શબ્દનો ઉપયોગ કર્યા પછી રહીમ શબ્દનો વધારો કરવામાં પણ આ જ રહસ્ય છુપાયેલું છે. રહ્‌માન અરબી ભાષામાં અતિશયોક્તિનું એક મોટું રૂપ છે. પરંતુ, અલ્લાહની કૃપા અને મહેરબાની તેની મખ્લૂક ઉપર એટલી વધારે છે, એટલા પ્રમાણમાં વિશાળ છે, એટલી બધી બેહિસાબ અને અસીમ છે કે તેનું વર્ણન કરવામાં અતિશયોક્તિના મોટામાં મોટા શબ્દ બોલીને પણ સંતોષ થતો નથી. એટલા માટે તેની પુષ્કળતાનો હક્ક અદા કરવા માટે ફરીથી ''રહીમ'' શબ્દનો વધારામાં ઉપયોગ કરવામાં આવ્યો. આનું ઉદાહરણ એવું છે કે જેમ કે આપણે કોઈ માણસની ઉદારતા માટે સખી શબ્દ બોલ્યા પછી જયારે તે ઓછું લાગે તો તેમાં દાતા શબ્દનો વધારો કરીએ છીએ. આવી જ રીતે રંગના વખાણ કરવામાં જયારે ''ગોરો'' પૂરતું ન જણાય તો તેમાં ''ગફ'' વધારી દઈએ છીએ. લાંબા શરીર માટે ''લાંબો'' કહ્યા પછી સંતોષ ન થાય ત્યારે તેના પછી ''ઊંચો'' વધારી દઈએ છીએ.

**(૫)** એટલે કે એ દિવસનો માલિક જયારે તમામ આગળ અને પાછળની પેઢીઓને ભેગી કરીને તેમની કામગીરીનો હિસાબ લેવામાં આવશે અને દરેક માણસને તેની કરણીનું પૂરેપૂરૂં વળતર અથવા બદલો મળી જશે. અલ્લાહની પ્રશંસામાં રહ્‌માન અને રહીમ કહ્યા પછી બદલાના દિવસનો માલિક કહેવાથી એ વાત ફલિત થાય છે કે એ માત્ર દયાળુ જ નથી બલ્કે ન્યાયકર્તા પણ છે અને ન્યાયકર્તા પણ, એવો સર્વસત્તાધારી કે આખરી ફેંસલાના દિવસે તે એકલો જ તમામ સત્તાનો માલિક હશે, ન તો કોઈ તેની સજામાં આડે આવી શકશે ન તો બદલો આપવાથી અટકાવી શકશે. આથી આપણે તેના રબ હોવા તેમજ તેની કૃપાના કારણે જ તેની સાથે પ્રેમ કરતાં નથી બલ્કે ન્યાયના કારણે તેનાથી ડરીએ પણ છીએ. અને એમ પણ સમજીએ છીએ કે આપણા અંજામના સારા કે ખરાબ હોવાનો સંપૂર્ણ અધિકાર તેની જ પાસે છે.

(૬) ઈબાદતનો શબ્દ પણ અરબી ભાષામાં ત્રણ અર્થમાં વાપરવામાં આવે છે. (૧) પૂજા અને આરાધના (૨) આજ્ઞાપાલન (૩) બંદગી અને ગુલામી. અહીં ત્રણેય અર્થ એકી સાથે સમાયેલાં છે. એટલે કે અમે




اِهۡدِنَا الصِّرَاطَ الۡمُسۡتَقِيۡمَ ۙ﴿۵﴾ صِرَاطَ الَّذِيۡنَ اَنۡعَمۡتَ
عَلَيۡهِمۡ ۙ۬ غَيۡرِ الۡمَغۡضُوۡبِ عَلَيۡهِمۡ وَلَا الضَّآلِّيۡنَ ﴿۷﴾ ع

**અમને સીધો માર્ગ દેખાડ,[૮] એ લોકોનો માર્ગ જેમની ઉપર તેં કૃપા કરી,[૯] જેઓ પ્રકોપના ભોગ ન બન્યાં, જેઓ પથભ્રષ્ટ નથી.[૧૦] (રુકૂઅ)**

તારાજ પૂજારી પણ છીએ, આજ્ઞાપાલક પણ છીએ તથા બંદા અને ગુલામ પણ. અને વાત માત્ર આટલી જ નથી કે અમે તારી સાથે આ સંબંધ ધરાવીએ છીએ બલ્કે સાચી હકીકત આ છે કે અમારો આ સંબંધ ફકત તારી જ સાથે છે. આ ત્રણેય અર્થોમાંથી કોઈપણ અર્થમાં બીજો કોઈ અમારો ખુદા નથી.

(૭) અર્થાત્, તારી સાથે અમારો સંબંધ ફકત પૂજાનો જ નથી બલ્કે મદદ માગવાનો સંબંધ પણ અમે તારી જ સાથે ધરાવીએ છીએ. અમને ખબર છે કે તમામ સૃષ્ટિનો માલિક તું જ છે અને તમામ શક્તિઓ તારા જ હાથમાં છે તેમજ તમામ નિયામતોનો તું જ એકલો માલિક છે. એટલા માટે અમે અમારી જરૂરિયાતો માગવા માટે તારી સમક્ષ જ હાથ ફેલાવીએ છીએ, તારી જ આગળ રજૂ થઈએ છીએ અને તારી મદદ પર જ અમને ભરોસો છે. આ જ કારણે અમે અમારી આ વિનંતી લઈને તારી સેવામાં હાજર થઈ રહ્યાં છીએ.

(૮) એટલે કે જીવનના દરેક ક્ષેત્રમાં વિચાર, વર્તન અને આચરણની એ રીત અમને દેખાડ જે તદ્દન સાચી હોય, જેમાં ખોટું જોવાની, દુરાચારની તેમજ દુષ્પરિણામની કોઈ સંભાવના ન હોય, જેની ઉપર ચાલીને અમે સાચા અર્થમાં સફળતા અને સદ્ભાગ્ય મેળવી શકીએ. આ છે એ વિનંતી જે કુર્આનનું વાંચન શરૂ કરતી વખતે મનુષ્ય તેના અલ્લાહ સમક્ષ રજૂ કરે છે. તેની વિનંતી છે કે આપ અમારું માર્ગદર્શન કરો અને બતાવો કે કાલ્પનિક ફિલસુફીઓની આ ભૂલભુલામણીમાં સાચી હકીકત શું છે, નીતિમત્તાની આ વિવિધ વિચારસરણીઓમાં સાચી નૈતિક વ્યવસ્થા કઈ છે, જીવનના આ અસંખ્ય ચીલાઓમાં વિચાર અને વર્તનનો સીધો અને સ્પષ્ટ ધોરીમાર્ગ કયો છે.

(૯) આ એ સીધા રસ્તાની વ્યાખ્યા છે જેનું જ્ઞાન અમે અલ્લાહતઆલા પાસેથી માગી રહ્યાં છીએ. એટલે કે એ માર્ગ કે જેની ઉપર હંમેશથી તારા વહાલા લોકો ચાલતાં રહ્યાં છે. એ ભૂલોથી મુકત રસ્તો કે પ્રાચીનતમ જમાનાથી આજ સુધી જે માણસ કે સમૂહ પણ એની ઉપર ચાલ્યો તે તારા ઇનામોને પાત્ર બની ગયો તેમજ તારી નિયામતો મેળવીને માલામાલ થઈને રહ્યો.

(૧૦) ''ઇનામ'' મેળવનારાઓ કહેવાનો અમારો આશય એ લોકો નથી જે જાહેરમાં હંગામી રીતે તારી દુનિયાની નિયામતો તો મેળવે છે પરંતુ હકીકતમાં તેઓ તારા પ્રકોપના પાત્ર હોય છે અને તેમની સફળતા અને સદ્ભાગ્યનો માર્ગ ખોઈ બેઠાં હોય છે. આ નકારાત્મક સમજૂતીથી એ વાત આપોઆપ સ્પષ્ટ થઈ જાય છે કે ''ઇનામ'' કહેવાનો અમારો ઇરાદો સાચા અને કાયમી ઇનામો છે જે સત્યમાર્ગ પર ચાલવાથી તથા અલ્લાહની પ્રસન્નતાના પરિણામે મળતાં હોય છે, નહીં કે એ હંગામી અને બાહ્ય દેખાવના ઇનામો જે અગાઉ પણ ફિરઔનો, નમરૂદો અને કારૂનોને મળતાં રહ્યાં છે અને આજે પણ આપણી આંખો સામે મોટા મોટા જુલમીઓ, દુરાચારીઓ અને ભટકેલા લોકોને મળેલાં છે.

# સૂરઃ બકરહ

**નામ અને નામકરણનું કારણ :-**

આ સૂરઃનું નામ ''બકરહ'' એટલા માટે છે કે આમાં એક જગ્યાએ ગાયનો ઉલ્લેખ આવ્યો છે. કુર્આનેમજીદની દરેક સૂરઃમાં એટલા મોટા પ્રમાણમાં વિષયો વર્ણવવામાં આવ્યાં છે કે એમના માટે વિષય પ્રમાણે સર્વાંગી શીર્ષકો સૂચવી શકાતાં નથી. અરબી ભાષા જો કે શબ્દભંડોળની દ્રષ્ટિએ ખૂબજ ધનવાન છે પરંતુ છે તો છેવટે માનવીની ભાષા જ. માણસ જે ભાષાઓ બોલે છે તે એટલી હદે મર્યાદિત અને સંકુચિત છે કે તે એવાં શબ્દો અથવા શબ્દસમૂહો પૂરા પાડી શકતી નથી જે આ વિશાળ વિષયો માટે સર્વાંગી શીર્ષક બની શકતાં હોય. એટલા માટે નબી સ.અ.વ.એ અલ્લાહતઆલાના માર્ગદર્શન હેઠળ કુર્આનની મોટા ભાગની સૂરતો માટે નામ સૂચવ્યાં છે જે ફકત એક નિશાનીનું કામ કરે છે. આ સૂરઃને બકરહ કહેવાનો અર્થ એવો નથી કે આમાં ગાયના પ્રશ્ન ઉપર ચર્ચા કરવામાં આવી છે બલ્કે આનો અર્થ એટલો જ છે કે ''એ સૂરઃ કે જેમાં ગાયનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે.''

**ઉતરાણકાળ :-**

આ સૂરઃના મોટાભાગનું ઉતરાણ મદીનાની હિજરત પછી મદની જીવનની બિલકુલ શરૂઆતના જમાનામાં થયો છે અને થોડોક જ ભાગ એવો જે પાછળથી ઊતર્યો છે અને વિષયને અનુરૂપ આમાં સામેલ કરી દેવામાં આવ્યો. એટલે સુધી કે વ્યાજની મનાઈની બાબતમાં જે આયતો ઊતરી છે તે પણ આમાં સામેલ છે. જો કે એ આયતો નબી સ.અ.વ.ના જીવનના એકદમ આખરના જમાનામાં ઊતરી હતી. સૂરઃનો અંત જે આયતો ઉપર થયો છે તે હિજરતની પહેલાં મક્કામાં ઊતરી ગયેલી હતી પરંતુ વિષયને અનુરૂપ તેમને પણ આ જ સૂરઃમાં સમાવી લેવામાં આવી છે.

**સમય સંદર્ભ :-**

આ સૂરઃને સમજવા માટે પહેલાં આની ઐતિહાસિક પશ્ચાદ્‌ભૂમિને સારી રીતે સમજી લેવી જોઈએઃ

(૧) હિજરત પહેલાં જ્યાં સુધી મક્કામાં ઈસ્લામનો સંદેશ અપાતો રહ્યો ત્યાં સુધી સંબોધિત લોકો મોટાભાગના આરબ મૂર્તિપૂજકો હતાં જેમના માટે ઈસ્લામનો સાદ એક નવો અને અજાણ્યો સાદ હતો. હવે હિજરત પછી યહૂદીઓ સાથે પનારો પડયો જેમની વસાહતો મદીનાને બિલકુલ અડીને આવેલી હતી. આ લોકો તૌહીદ (એકેશ્વરવાદ), રિસાલત (પ્રોફેટહુડ), વહી, આખિરત અને ફરિશ્તાઓમાં માનતા હતાં. તેઓ શરીઅતની એ વ્યવસ્થાને સ્વીકારતા હતાં જે અલ્લાહ તરફથી તેમના નબી મૂસા અ.સ. પર ઊતરી હતી અને સૈદ્ધાંતિક રીતે એમનો દીન એ જ ઈસ્લામ હતો જેનું શિક્ષણ હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ આપી રહ્યા હતાં. પરંતુ સદીઓના સતત પતને તેમને અસલ દીનથી ખૂબજ દૂર કરી દીધાં હતાં. (એ વખતે મૂસા અ.સ.ના અવસાનને લગભગ ૧૯ સદીઓ પસાર થઈ ગઈ હતી. ઈસ્રાઈલી ઈતિહાસ મુજબ હઝરત મૂસા અ.સ.નું અવસાન ૧૨૭૨ ઈ.પૂ. થયું હતું અને નબી સ.અ.વ.ને ઈસા અ.સ.ના ૬૧૦ વર્ષ પછી નબૂવ્વતનો હોદ્દો એનાયત કરવામાં આવ્યો હતો) એમની માન્યતાઓમાં પણ ઘણાં બિનઈસ્લામી તત્ત્વોની ભેળસેળ ગઈ ગઈ હતી જેના માટે તૌરાતમાં કોઈ આધાર ન હતો. એમના વ્યાવહારિક જીવનમાં પણ એવા ઘણાં રીતરિવાજો અને વિધિઓ પ્રચલિત થઈ ગયા હતાં જે મૂળ ધર્મમાં ન હતાં અને જેના માટે તૌરાતમાં કોઈ પુરાવો ન હતો. ખુદ તૌરાતમાં તેમણે મનુષ્યની વાતોની ભેળસેળ કરી દીધી હતી અને અલ્લાહનો કલામ જેટલી હદ સુધી શબ્દો અને અર્થમાં સુરક્ષિત હતો તેને પણ તેમણે પોતાના મનફાવે તેવા અર્થઘટનો અને સમજૂતીઓ દ્વારા વિકૃત બનાવી

દીધો હતો. દીનનો સાચો આત્મા એમાંથી નીકળી ગયો હતો અને દેખાડાની ધાર્મિકતાનું માત્ર એક નિર્જીવ માળખું બાકી રહ્યું હતું જેને તેમણે છાતીએ વળગાડી રાખ્યું હતું. તેમના વિદ્વાનો અને ધાર્મિક નેતાઓ, તેમની કોમના આગેવાનો અને તેમની જનતા, એ બધાંની શ્રદ્ધા, નૈતિકતા અને આચરણની હાલત બગડી ગયેલી હતી અને તેમને પોતાના આ બગાડ સાથે એટલો બધો પ્રેમ હતો કે તેઓ કોઈપણ સુધારાને સ્વીકારવા માટે તૈયાર થતાં ન હતાં. સદીઓથી સતત આવું થઈ રહ્યું હતું કે જ્યારે કોઈ અલ્લાહનો બંદો તેમને દીનનો સીધો માર્ગ દેખાડવા માટે આવતો ત્યારે તેઓ તેને પોતાનો સૌથી મોટો દુશ્મન માનતાં અને દરેક શક્ય રીતે પ્રયાસ કરતા હતાં કે તે કોઈપણ સુધારામાં સફળ ન થઈ શકે. આ લોકો હકીકતમાં બગડેલા મુસલમાન હતાં જેમને ત્યાં બિદઅતો, ફેરફાર, નુકતેચીનીઓ અને ફિર્કાબંદીઓ, વડવાઓની પ્રશંસા અને નિરર્થક ચર્ચાઓ, અલ્લાહને ભૂલી જવો તથા ભૌતિકવાદના કારણે પડતી એટલી હદે ગઈ હતી કે તેઓ તેમનું અસલ નામ ''મુસ્લિમ'' પણ ભૂલી ગયા હતાં, માત્ર ''યહૂદી'' બનીને રહી ગયા હતાં અને અલ્લાહના દીનને તેમણે માત્ર બનીઇસ્રાઈલના બાપદાદાનો વારસો બનાવી લીધો હતો. તેથી જ્યારે નબી સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ મદીના પહોંચ્યાં ત્યારે અલ્લાહતઆલાએ હુકમ કર્યો કે તેમને અસલ દીનની તરફ બોલાવો. આથી જ સૂરઃ બકરહની શરૂઆતના ૧૫-૧૬ રુકૂઓમાં આ જ વાત આવે છે. આમાં યહૂદીઓનો ઈતિહાસ અને તેમની નૈતિક તથા ધાર્મિક દશા ઉપર જેવી રીતે આલોચના કરવામાં આવી છે અને જેવી રીતે તેમના બગડેલા દીન અને નીતિમત્તાની આંખે ચઢી આવતી ખાસિયતોની સામે સાચા દીનના નિયમોને જોડાજોડ રજૂ કરવામાં આવ્યાં છે તે ઉપરથી આ વાત દર્પણની જેમ સ્પષ્ટ થઈ જાય છે કે એક પયગમ્બરની ઉમ્મતના બગાડની હાલત કેવી હોય છે, પરંપરાગત દીનદારી સામે સાચી દીનદારી કઈ ચીજ છે, સાચા દીનના પાયાના સિદ્ધાંતો શું છે અને અલ્લાહની નજરમાં સાચું મહત્ત્વ કઈ વસ્તુઓનું છે.

(૨) મદીના પહોંચીને ઈસ્લામનો સંદેશ-પ્રસાર એક નવા તબક્કામાં પ્રવેશી ચુકયું હતું. મક્કામાં તો મામલો માત્ર દીનની મૂળભૂત વાતો પહોંચાડવાનો તથા દીનને સ્વીકારનારા લોકોની નૈતિક તાલીમ સુધી મર્યાદિત હતો. પરંતુ જ્યારે હિજરત પછી અરબસ્તાનના જુદા જુદા કબીલાના લોકો, જે એ વખતે ઈસ્લામ સ્વીકારી ચુકયાં હતાં, ચારે તરફથી ભેગાં થઈને એક જગ્યાએ એકત્ર થવા માંડયાં અને અન્સારની મદદથી એક નાનું એવું ઈસ્લામી રાજ્ય સ્થપાઈ ગયું ત્યારે અલ્લાહતઆલાએ સંસ્કૃતિ, સામાજિક જીવન, આર્થિક જીવન,કાયદો અને રાજનીતિ વિષે પણ સૈદ્ધાંતિક હુકમો આપવાની શરૂઆત કરી અને એ બતાવ્યું કે ઈસ્લામના પાયા ઉપર આ નવી જીવનવ્યવસ્થાની રચના કેવી રીતે કરવી જોઈએ. આ સૂરઃના આખરી ૨૩ રુકૂઓમાં મોટાભાગે આને લગતાં આદેશોનો સમાવેશ કરવામાં આવ્યો છે જેમાંથી મોટા ભાગના આદેશો શરૂઆતમાં જ આપી દેવામાં આવ્યા હતાં તથા અમુક અલગ અલગ રીતે જરૂરિયાત પ્રમાણે પાછળથી આપવામાં આવ્યાં.

(૩) હિજરત પછી ઈસ્લામ અને કુફ્રની લડાઈ એક નવા તબક્કામાં દાખલ થઈ ગઈ હતી. હિજરત પહેલાં ઈસ્લામનો સંદેશ કુફ્રના પોતાના ઘરમાં આપવામાં આવતો હતો અને જુદા જુદા કબીલાઓમાંથી જે લોકો ઈસ્લામનો સ્વીકાર કરતા હતાં તેઓ પોતપોતાની જગ્યાએ રહીને જ દીન ફેલાવતાં અને જવાબમાં મુસીબતો અને જોરજુલમનો ભોગ બનતાં હતાં. પરંતુ હિજરત પછી જ્યારે આ વેરવિખેર થયેલાં મુસલમાનો મદીનામાં એકત્ર થઈને એકજૂથ બની ગયાં અને તેમણે એક નાનકડું સ્વતંત્ર રાજ્ય સ્થાપી લીધું ત્યારે પરિસ્થિતિ એવી થઈ ગઈ કે એક તરફ નાનકડું ગામ હતું અને બીજી તરફ તમામ અરબસ્તાન તેને મિટાવી દેવા માટે તત્પર હતું. હવે

આ ગણ્યાગાંઠયા લોકોના સંગઠનની સફળતા તેમજ તેના ટકી રહેવાનો આધાર પણ એ વાત ઉપર હતો કે પહેલાં તો પૂરેપૂરા જુસ્સા અને ઉમળકા સાથે તેમના દીનનો ફેલાવો કરીને વધુને વધુ લોકોને તેમના સહધર્મી બનાવવાનો પ્રયાસ કરે. બીજું, તેઓ વિરોધીઓના ખોટા હોવાને એવી રીતે પુરવાર કરી દે કે કોઈપણ સમજદાર માણસને એ બાબતમાં શંકા ન રહે. ત્રીજું, ઘરબાર વિહોણા અને સમગ્ર દેશની દુશ્મનાવટ અને વિરોધનો સામનો કરવાનો હોવાથી ભૂખમરા અને કાયમી અશાંતિની જે હાલત એમની ઉપર છવાઈ ગઈ હતી, તેમજ જે જોખમોમાં તેઓ ચારેતરફથી ઘેરાઈ ગયા હતાં એમાં તેઓ બેચેન ન થાય બલ્કે ખૂબ જ ધીરજ અને મક્કમતાપૂર્વક આ પરિસ્થિતિનો સામનો કરે અને એમના ઇરાદાઓને સહેજ પણ ડગવા ન દે. ચોથું, સંપૂર્ણ બહાદુરી સાથે હરકોઈ સશસ્ત્ર વિરોધનો હથિયારો વડે મુકાબલો કરવા માટે તૈયાર થઈ જાય જે એમના સંદેશને નિષ્ફળ બનાવવા માટે કોઈ પણ તાકાત તરફથી સામે આવે અને એ વાતની જરાપણ પરવા ન કરે કે વિરોધીઓની સંખ્યા અને તેમની સાધનશક્તિ કેટલી વધારે છે. પાંચમું, એમની અંદર એટલી હિંમત પેદા કરવામાં આવે કે અરબસ્તાનના લોકો એ નવી વ્યવસ્થાને કે જે ઇસ્લામ સ્થાપવા માગે છે સમજાવટથી ન સ્વીકારે તો તેમને અજ્ઞાનની બગડેલી જીવનવ્યવસ્થાને બળપૂર્વક ખતમ કરી દેવામાં સહેજ પણ સંકોચ ન થાય. અલ્લાહતઆલાએ આ સૂરઃ માં આ પાંચેય બાબતો અંગે પ્રારંભિક સૂચનાઓ આપી છે.

(૪) ઇસ્લામના સંદેશના આ તબક્કામાં એક નવું તત્ત્વ પણ દેખાવા માંડયું હતું અને તે હતું મુનાફિકોનું તત્ત્વ. જો કે નિફાક એટલે કે ઢોંગના પ્રારંભિક ચિહ્નો મક્કાના આખરી જમાનામાં દેખાવા માંડયા હતાં પરંતુ ત્યાં માત્ર એ પ્રકારના મુનાફિકો જોવા મળતાં હતાં જે ઇસ્લામની સચ્ચાઈને તો સ્વીકારતા હતાં, અને ઈમાનનો એકરાર પણ કરતાં હતાં, પરંતુ તેઓ એ વાત માટે તૈયાર ન હતાં કે આ સચ્ચાઈની ખાતર તેમના હિતોનું બલિદાન આપે અને દુનિયાના સંબંધોને કાપી નાખે તથા મુસીબતોને પણ સહન કરી લે જે સત્યના માર્ગને સ્વીકારવાની સાથે જ આવવા માંડતી હતી. મદીના પહોંચીને આ પ્રકારના મુનાફિકો ઉપરાંત કેટલાંક બીજા પ્રકારના મુનાફિકો પણ ઇસ્લામી સમાજમાં દેખાવા માંડયાં. એક પ્રકારના મુનાફિક એ હતાં જે ઇસ્લામનો સદંતર ઈનકાર કરતાં હતાં અને માત્ર ઝગડાં ઉભા કરવા માટે મુસલમાનોના સમાજમાં દાખલ થઈ જતા હતાં. બીજા પ્રકારના મુનાફિકો એ હતાં જે ઇસ્લામી સત્તાના ઘેરામાં આવી જવાના કારણે તેમનું હિત એમાં જોતા હતાં કે એક તરફ તો મુસલમાનોમાં પણ પોતાને ગણાવે અને બીજી તરફ ઇસ્લામના વિરોધીઓ સાથે પણ સંબંધો જાળવી રાખે કે જેથી બંને તરફના ફાયદાઓ પ્રાપ્ત થાય અને બંને તરફના જોખમોથી સુરક્ષિત રહે. ત્રીજો પ્રકાર એ લોકોનો હતો જે ઇસ્લામ અને અજ્ઞાનની વચ્ચે દ્વિધામાં હતાં. તેમને ઇસ્લામની સચ્ચાઈ ઉપર પૂરેપૂરો સંતોષ ન હતો પરંતુ તેમના કબીલાઓ અને કુટુંબના મોટાભાગના લોકો મુસલમાન થઈ ગયા હતાં, એટલા માટે એ લોકો પણ મુસલમાન થઈ ગયા હતાં. ચોથો પ્રકાર એ લોકોનો છે જે ઇસ્લામની સત્યતા વિષે તો શ્રદ્ધા ધરાવતા હતાં પરંતુ અજ્ઞાનકાળના રીત-રિવાજો, રીતો અને વહેમોનો ત્યાગ કરવા માટે અને નૈતિક બંધનો સ્વીકારવા માટે, ફરજો અને જવાબદારીઓનો ભાર ઉપાડવા માટે તેમનું મન માનતું ન હતું.

સૂરઃ બકરહના ઉતરાણ વખતે આ વિવિધ પ્રકારના દંભીઓના દેખાવાની આ માત્ર શરૂઆત જ હતી એટલા માટે અલ્લાહતઆલાએ તેમની તરફ ટૂંકમાં જ સંકેત આપ્યાં છે. પાછળથી તેમના જે જે ગુણો અને હરકતો જાહેરમાં આવતાં ગયાં એ પ્રમાણે પછીની સૂરઃઓમાં દરેક પ્રકારના દંભીઓ વિષે એમના પ્રકારને અનુરૂપ વિગતવાર અલગ અલગ સૂચનાઓ મોકલવામાં આવી.

| رُكُوعَاتُهَا ٤٠ | سُورَةُ الْبَقَرَةِ مَدَنِيَّةٌ | اٰيَاتُهَا ٢٨٦ |
|---|---|---|
| રુકૂઅ : ૪૦ | સૂરઃ અલ બકરહ, મદની | આયતો : ૨૮૬ |

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

الٓمّٓ ۚ ﴿١﴾ ذٰلِكَ الْكِتٰبُ لَا رَيْبَ ۛۚ فِيْهِ ۛۚ هُدًى

**અલિફ, લામ, મીમ.[૧] આ અલ્લાહનો ગ્રંથ છે, આમાં કોઈ શંકા નથી.[૨] માર્ગદર્શન છે**

(૧) આવા હુરૂફે મુકત્તઆત **حُرُوفِ مُقَطَّعَات** કુર્આનેમજીદની અમુક સૂરઃઓની શરૂઆતમાં જોવા મળે છે. જે સમયે કુર્આનેમજીદ ઉતર્યું છે એ જમાનાની વર્ણનશૈલીમાં હુરૂફે મુકત્તઆત નો ઉપયોગ સામાન્ય રીતે પ્રચલિત હતો. વકતાઓ અને કવિઓ બંને આ શૈલીનો ઉપયોગ કરતા હતાં. એટલા માટે અત્યારે પણ અજ્ઞાનકાળના સાહિત્યના જે અવશેષો સુરક્ષિત છે તેમાં આના ઉદાહરણો આપણને મળે છે. આ પ્રચલિત ઉપયોગના કારણે આવા શબ્દો ઉખાણારૂપ ન હતાં કે જેને બોલનાર સિવાય કોઈ સમજતું ન હોય બલ્કે શ્રોતાઓ સામાન્ય રીતે જાણતા હતાં કે આનો અર્થ શું થાય છે. એટલા જ માટે નબી સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમના સમકાલીન વિરોધીઓમાંથી કોઈએ કુર્આનની વિરૂદ્ધ એવો વાંધો કયારેય નથી લીધો કે આ અર્થહીન શબ્દો શું છે જે તમે દરેક સૂરઃની શરૂઆતમાં બોલો છો. આ જ કારણે સહાબાએકિરામ રદિ. પાસેથી પણ એવી કોઈ રિવાયત નોંધવામાં નથી આવી કે તેમણે પણ રસૂલલ્લાહ સ.અ.વ.ને આનો અર્થ પૂછયો હોય. પાછળથી અરબી ભાષામાં આ શૈલી ભૂંસાતી ગઈ અને તેથી તફસીરકર્તાઓ માટે તેમના અર્થ નક્કી કરવાનું મુશ્કેલ બની ગયું. પરંતુ એ તો સ્પષ્ટ છે કે આ અક્ષરોનો અર્થ સમજવા ઉપર કુર્આનનું માર્ગદર્શન મેળવવાનો ન તો આધાર જ છે, ન તો વાત એમ છે કે જો કોઈ માણસ આનો અર્થ નહીં જાણે તો તેના સીધો રસ્તો મેળવવામાં કોઈ ખામી રહી જશે. એટલા માટે એક સામાન્ય વાચક માટે એ જરાપણ જરૂરી નથી કે તે એમના સંશોધન પાછળ ખોટી મહેનત કરે.

(૨) આનો સીધોસાદો અર્થ એ છે કે ''નિઃશંક આ અલ્લાહનો ગ્રંથ છે.'' પરંતુ એક અર્થ એમ પણ થઈ શકે કે આ એવો ગ્રંથ છે કે જેમાં શંકાની કોઈ વાત નથી. દુનિયામાં જેટલા પણ ગ્રંથો આધ્યાત્મવિદ્યા અને પરલોકના વિષયો ઉપર ચર્ચા કરે છે તે તમામ અનુમાન અને કલ્પના ઉપર આધારિત છે. એટલા માટે એમના લેખકો પોતે પણ એમના કથનો વિષે શંકાથી મુક્ત રહી શકતાં નથી, ભલે પછી તેઓ ગમે તેટલો વિશ્વાસ દાખવે. પરંતુ આ એવો ગ્રંથ છે જે સંપૂર્ણપણે સત્યજ્ઞાન ઉપર આધારિત છે. આનો લેખક એ છે જે તમામ સત્યોનું જ્ઞાન ધરાવે છે. એટલા માટે હકીકતમાં આમાં શંકા માટે કોઈ સ્થાન જ નથી. એ વાત બીજી છે કે માણસો પોતાની અજ્ઞાનતાના કારણે તેના કથનોમાં શંકા કરે.

لِّلْمُتَّقِيْنَ ۙ﴿۲﴾ الَّذِيْنَ يُؤْمِنُوْنَ بِالْغَيْبِ وَ يُقِيْمُوْنَ الصَّلٰوةَ
وَ مِمَّا رَزَقْنٰهُمْ يُنْفِقُوْنَ ۙ﴿۳﴾ وَ الَّذِيْنَ يُؤْمِنُوْنَ بِمَآ اُنْزِلَ

**એ સંયમી લોકો[૩] માટે જે અદૃશ્ય ઉપર ઈમાન લાવે છે,[૪] નમાઝ કાયમ કરે છે,[૫] જે કંઈ અમે તેમને આપ્યું છે તેમાંથી ખર્ચ કરે છે,[૬] જે ગ્રંથ તમારી ઉપર ઊતારવામાં આવ્યો છે (અર્થાત્ કુર્આન)**

(૩) અર્થાત્ આ ગ્રંથ છે તો સદંતર માર્ગદર્શન પરંતુ તેનો લાભ લેવા માટે એ જરૂરી છે કે માણસમાં અમુક ગુણો હોય. એમાંનો સૌથી પહેલો ગુણ એ છે કે માણસ ‘‘સંયમી’’ હોય, ભલાઈ અને બુરાઈમાં ભેદ સમજતો હોય, બુરાઈથી બચવા માગતો હોય, ભલાઈની ઈચ્છા ધરાવતો હોય તથા તેની ઉપર અમલ કરવાની તેની ઈચ્છા હોય. હવે જે લોકો દુનિયામાં પશુઓની જેમ જીવતાં હોય, જેમને કયારેય એવી ચિંતા ન થતી હોય કે તેઓ જે કરી રહ્યાં છે તે સાચું પણ છે કે કેમ, બસ જે તરફ દુનિયા ચાલી રહી હોય અથવા જે તરફ મનની ઈચ્છા ધકેલી દે અથવા જે તરફ પગ ઉપડી જાય એ તરફ ચાલી નીકળતાં હોય તો એવા લોકો માટે કુર્આનમાં કોઈ માર્ગદર્શન નથી.

(૪) આ કુર્આનનો લાભ લેવા માટેની બીજી શરત છે. ‘‘ગૈબ’’ **غيب** એટલે કે અદ્રશ્યનો અર્થ એ સચ્ચાઈઓ છે જે માનવીની જ્ઞાનેન્દ્રિયોથી પર છે અને કયારેય પણ સીધેસીધી આમ લોકોના અનુભવોમાં કે જોવામાં આવતી નથી. દાત. ખુદાની હસ્તી અને તેના ગુણો, ફરિશ્તાઓ, વહી, સ્વર્ગ, નર્ક વગેરે. આ સચ્ચાઈઓને જોયા વિના માનવી અને એમની ઉપર શ્રદ્ધા રાખવી કેમ કે નબી તેમના સમાચાર આપી રહ્યો છે, એ ‘‘ઈમાનબિલગૈબ’’ છે. આ આયતનો અર્થ આ છે કે જે માણસ અનુભવી ન શકાય તેવી હકીકતોને માનવા માટે તૈયાર હોય માત્ર તે જ કુર્આનના માર્ગદર્શનનો લાભ લઈ શકે છે. હવે એ માણસ કે જે માનવા માટે જોવા, ચાખવા, સૂંઘવાની શરત મૂકે, અને જે કહે કે હું કોઈ એવી વસ્તુને માની શકુ નહીં જે માપી ન શકાતી હોય, તોલી ન શકાતી હોય, તો તે આ ગ્રંથમાંથી માર્ગદર્શન મેળવી શકતો નથી.

(૫) આ ત્રીજી શરત છે. આનો અર્થ એ છે કે જે લોકો માત્ર માનીને બેસી રહેનારા હોય તેઓ કુર્આનમાંથી લાભ લઈ શકતાં નથી. આનો લાભ ઉઠાવવા માટે એ જરૂરી છે કે માણસ ઈમાન લાવ્યા પછી તરત જ અમલી રીતે અનુસરણ માટે તૈયાર થઈ જાય. અને અમલી અનુસરણની સૌથી પહેલી નિશાની નમાઝ છે. ઈમાન લાવ્યા પછી થોડાક કલાક પણ પસાર ન થયાં હોય ત્યાં બાંગી નમાઝ માટે પોકારે છે અને એ જ વખતે ફેંસલો થઈ જાય છે કે ઈમાનનો દાવેદાર માણસ આજ્ઞાપાલન માટે તૈયાર છે કે નહીં. આ ઉપરાંત આ બાંગી દરરોજ પાંચ વખત પોકારે છે અને જયારે પણ માણસ તેના પોકારનો હકારાત્મક જવાબ ન આપે એ વખતે એ સ્પષ્ટ થઈ જાય છે કે ઈમાનનો દાવો કરનાર આજ્ઞાપાલનમાંથી નીકળી ગયો છે. એટલા માટે નમાઝનું છોડવું હકીકતમાં આજ્ઞાપાલનનું છોડવું છે અને સ્પષ્ટ છે કે જે માણસ કોઈના હુકમ ઉપર અમલ કરવા માટે તૈયાર જ ન હોય તેને માર્ગદર્શન આપવું અને ન આપવું બન્ને સમાન છે.

અત્રે એ પણ સમજી લેવું જોઈએ કે **ઈકામતેસલાત** એક અર્થસભર પારિભાષિક શબ્દ છે. આનો અર્થ

اِلَيْكَ وَمَآ اُنْزِلَ مِنْ قَبْلِكَ ۚ وَبِالْاٰخِرَةِ هُمْ يُوْقِنُوْنَ ۝۴ اُولٰٓئِكَ عَلٰى هُدًى مِّنْ رَّبِّهِمْ ۙ وَاُولٰٓئِكَ هُمُ الْمُفْلِحُوْنَ ۝۵

**અને જે ગ્રંથો તમારી અગાઉ ઊતારવામાં આવ્યા હતાં તે સૌની ઉપર ઈમાન લાવે છે,[૭] અને આખિરતમાં શ્રદ્ધા ધરાવે છે.[૮] આવા લોકો તેમના રબ તરફથી સીધા માર્ગ ઉપર છે અને તેઓ જ સફળતા પ્રાપ્ત કરનારાં છે.**

માત્ર એટલો જ નથી કે માણસ નિયમિતતાપૂર્વક નમાઝ અદા કરે બલ્કે આનો અર્થ એ છે કે સામૂહિક રીતે નમાઝની વ્યવસ્થાની સ્થાપના કરવામાં આવે. જો કોઈ ગામમાં એક એક માણસ વ્યક્તિગત રીતે નમાઝ અદા કરતો હોય પરંતુ જમાઅતની સાથે આ ફર્ઝ અદા કરવાની વ્યવસ્થા ન હોય ત્યારે એમ ન કહી શકાય કે ત્યાં નમાઝની સ્થાપના કરવામાં આવી રહી છે.

(૬) કુર્આનના આ માર્ગદર્શનનો લાભ લેવા માટેની ચોથી શરત આ છે કે માણસ સંકુચિત મનનો ન હોય, પૈસાનો પૂજારી ન હોય, તેના ધનમાં ખુદા અને બંદાના જે હક્કો નિયત કરવામાં આવે તેને અદા કરવા માટે તૈયાર હોય, જે વસ્તુ ઉપર તે ઈમાન લાવ્યો છે તેની ખાતર નાણાંકીય કુરબાની આપવામાં પણ પાછો ન પડે.

(૭) આ પાંચમી શરત છે કે માણસ એ તમામ ગ્રંથોની સત્યતાનો સ્વીકાર કરે જે વહી મારફતે ખુદાએ મુહમ્મદ સ.અ.વ. તથા એમની પહેલાનાં પયગમ્બરો ઉપર વિવિધ કાળમાં તેમજ વિવિધ દેશોમાં ઉતાર્યાં. આ શરતના કારણે કુર્આનના માર્ગદર્શનના દ્વાર એ સૌના માટે બંધ છે જે એવી કોઈ જરૂરિયાતમાં માનતાં જ નથી કે માનવીને ખુદાના તરફથી માર્ગદર્શન મળવું જોઈએ, અથવા આ જરૂરિયાતમાં માનતા તો હોય પરંતુ તેના માટે વહી તેમજ રિસાલત (Prophethood)ની તરફ વળવાનું બિનજરૂરી માનતાં હોય તથા જાતે જ અમુક વિચારધારાઓની સ્થાપના કરીને એમને ખુદાઈ માર્ગદર્શન ઠરાવી નાખે, અથવા આકાશી ગ્રંથોમાં પણ માનતાં હોય પણ માત્ર એ ગ્રંથ અથવા એ ગ્રંથો ઉપર ઈમાન લાવે જેમને એમના બાપદાદા માનતાં આવ્યાં છે. રહ્યાં એ જ સ્રોતમાંથી નીકળેલાં બીજા માર્ગદર્શનો તો તેમને પણ માનવાનો ઇનકાર કરી દે. આવા તમામ લોકોને અલગ તારવીને કુર્આન પોતાની કૃપાનું ઝરણું માત્ર એ લોકો માટે ખોલે છે જે પોતાની જાતને ખુદાઈ માર્ગદર્શનના યાચક પણ માનતાં હોય અને એમ પણ સ્વીકારતાં હોય કે ખુદાનું આ માર્ગદર્શન દરેક માનવી પાસે અલગ અલગ આવતું નથી બલ્કે નબીઓ અને આકાશીગ્રંથો મારફતે જ મનુષ્યો સુધી પહોંચે છે. અને આ ઉપરાંત તેઓ કોઈ વંશીય અને કોમી પૂર્વગ્રહમાં પણ પડેલાં ન હોય બલ્કે શુદ્ધ સત્યવાદી હોય, એટલા માટે સત્ય જ્યાં જ્યાં જે જે રૂપમાં પણ આવ્યું છે તેની સામે માથું ઝૂકાવી દે.

(૮) આ છઠ્ઠી અને છેલ્લી શરત છે. ‘‘આખિરત’’ એક અર્થસભર શબ્દ છે જે માન્યતાઓના સમૂહ ઉપર લાગુ પડે છે. આમાં નીચેની માન્યતાઓનો સમાવેશ થાય છેઃ

(૧) માનવી આ દુનિયામાં બિનજવાબદાર નથી બલ્કે તેના તમામ કર્મો માટે ખુદાની સામે જવાબ આપવા માટે બંધાયેલો છે.

إِنَّ الَّذِينَ كَفَرُوا سَوَاءٌ عَلَيْهِمْ ءَأَنْذَرْتَهُمْ أَمْ لَمْ تُنْذِرْهُمْ
لَا يُؤْمِنُونَ ۝٦ خَتَمَ اللَّهُ عَلَىٰ قُلُوبِهِمْ وَعَلَىٰ سَمْعِهِمْ ط وَ
عَلَىٰ أَبْصَارِهِمْ غِشَاوَةٌ ز وَلَهُمْ عَذَابٌ عَظِيمٌ ۝٧ ع وَمِنَ
النَّاسِ مَنْ يَقُولُ آمَنَّا بِاللَّهِ وَبِالْيَوْمِ الْآخِرِ وَمَا هُمْ




**જે લોકોએ (આ વાતોને માનવાનો) ઈનકાર કરી દીધો,[૯] તેમના માટે સરખું છે કે તમે તેમને ચેતવો કે ન ચેતવો, કોઈ પણ સંજોગોમાં તેઓ માનવાના નથી. અલ્લાહે તેમનાં હૃદયો અને કાનો મહોરબંધ કરી દીધાં[૧૦] છે અને તેમની આંખો ઉપર પડદો પડી ગયો છે. તેઓ સખત સજાને પાત્ર છે. (રુકૂઅ-૧)**

**કેટલાક લોકો એવાં પણ છે જે કહે છે કે અમે અલ્લાહ ઉપર અને આખિરતના દિવસ ઉપર ઈમાન લાવ્યાં છીએ, જો કે હકીકતમાં તેઓ**

(૨) આ જગતની પ્રવર્તમાન વ્યવસ્થા કાયમી નથી બલ્કે એક સમયે, કે જેને માત્ર ખુદા જ જાણે છે, તેનો નાશ થઈ જશે.

(૩) આ દુનિયાના નાશ પછી ખુદા એક બીજી દુનિયા બનાવશે અને તેમાં સમગ્ર માનવજાતિને, કે જે દુનિયા બની ત્યારથી માંડીને કયામત સુધી પૃથ્વી પર પેદા થઈ હતી, એકીસાથે ફરીથી પેદા કરશે, અને તમામને ભેગાં કરીને એમના કર્મોનો હિસાબ લેશે તથા દરેકને તેની કરણીનો પૂરેપૂરો બદલો આપશે.

(૪) ખુદાના આ ફેંસલાની રૂએ જે લોકો સદાચારી ઠરશે તેઓ જન્નતમાં જશે અને જે લોકો દુરાચારી ઠરશે તેમને દોજખમાં નાખવામાં આવશે.

(૫) સફળતા અને નિષ્ફળતાનું અસલ માપદંડ અત્યારના જીવનની સમૃદ્ધિ અને ગરીબી નથી, બલ્કે હકીકતમાં સફળ માનવી એ છે કે જે ખુદાના આખરી ફેંસલામાં સફળ ઠરે અને નિષ્ફળ એ છે જે ત્યાં નિષ્ફળ જાય.

માન્યતાઓના આ સમૂહ પર જે લોકોને વિશ્વાસ ન હોય તેઓ કુર્આનમાંથી કોઈ ફાયદો ઉઠાવી શકતાં નથી, કેમ કે આ વાતોનો ઈનકાર તો ઠીક પણ જો કોઈના દિલમાં એમના પ્રત્યે કોઈ શંકા કે દ્વિધાની સ્થિતિ પણ હોય તો તે એ માર્ગ ઉપર નથી ચાલી શકતો જે માનવજીવન માટે કુર્આને સૂચવ્યો છે.

(૯) એટલે કે એ છ એ છ શરતો કે જેમનો ઉપર ઉલ્લેખ થયો છે, પૂરી ન કરી અને એ બધાને અથવા એમાંથી કોઈ એકને પણ કબૂલ કરવાનો ઈનકાર કરી દીધો.

(૧૦) આનો અર્થ એ નથી કે અલ્લાહે મહોરબંધ કરી દીધાં એટલા માટે તેમણે માનવાનો ઈનકાર કરી દીધો બલ્કે અર્થ આ છે કે જ્યારે તેમણે એ પાયાની વાતોને રદ કરી દીધી જેમનો ઉપર ઉલ્લેખ કરવામાં આવ્યો છે

بِمُؤْمِنِيْنَ ۝٨ يُخٰدِعُوْنَ اللّٰهَ وَ الَّذِيْنَ اٰمَنُوْا ۚ وَ مَا يَخْدَعُوْنَ
اِلَّاۤ اَنْفُسَهُمْ وَ مَا يَشْعُرُوْنَ ۝٩ فِيْ قُلُوْبِهِمْ مَّرَضٌ ۙ فَزَادَهُمُ اللّٰهُ
مَرَضًا ۚ وَ لَهُمْ عَذَابٌ اَلِيْمٌ ۙ بِمَا كَانُوْا يَكْذِبُوْنَ ۝١٠ وَ اِذَا قِيْلَ
لَهُمْ لَا تُفْسِدُوْا فِي الْاَرْضِ ۙ قَالُوْۤا اِنَّمَا نَحْنُ مُصْلِحُوْنَ ۝١١
اَلَاۤ اِنَّهُمْ هُمُ الْمُفْسِدُوْنَ وَ لٰكِنْ لَّا يَشْعُرُوْنَ ۝١٢ وَ اِذَا

---

**મોમિન નથી. તેઓ અલ્લાહ અને ઈમાન લાવનારાઓ સાથે છેતરપિંડી કરી રહ્યાં છે, પરંતુ ખરેખર તો તેઓ સ્વયં પોતાની જાતને જ છેતરી રહ્યાં છે અને તેમને આનું ભાન નથી.[૧૧] તેમનાં દિલોમાં એક રોગ છે જેને અલ્લાહે ઓર વધારી દીધો,[૧૨] અને જે જૂઠ તેઓ બોલે છે તેના બદલામાં તેમના માટે પીડાકારી સજા છે. જ્યારે પણ તેમને કહેવામાં આવ્યું કે ધરતી ઉપર બગાડ ન ફેલાવો, ત્યારે તેમણે એમ જ કહ્યું કે ''અમે તો સુધારણા કરનારા છીએ''— સાવધાન ! હકીકતમાં આ જ લોકો બગાડ ફેલાવનારાં છે પણ આમને ભાન નથી. અને જ્યારે**

---

અને પોતાના માટે કુર્આને રજૂ કરેલા રસ્તાની વિરૂદ્ધ બીજો રસ્તો પસંદ કરી દીધો તો અલ્લાહે એમનાં દિલો અને કાનોને મહોરબંધ કરી દીધાં. આ મહોરબંધ કરવાની હાલતનો અનુભવ એ દરેક માણસને હશે જેને કોઈ વખત દીનના પ્રચારના અનુભવ થયો હોય. જ્યારે કોઈ માણસ તમારી રજૂ કરેલી પદ્ધતિને ચકાસ્યા પછી એક વખત રદ કરી દે છે ત્યારે તેનું મગજ એવી રીતે ઊંધી દિશામાં ચાલવા માંડે છે કે પછી તમારી કોઈ વાત તેની સમજમાં આવતી નથી, તમારા સંદેશ માટે તેના કાન બહેરાં અને તમારી પદ્ધતિની ખૂબીઓ માટે તેની આંખો આંધળી બની જાય છે અને સાફ સાફ અનુભવાય છે કે હકીકતમાં તેના દિલ ઉપર સીલ લાગી ગયું છે.

(૧૧) એટલે કે તેઓ તેમની જાતને એવી ગેરસમજમાં નાખી રહ્યાં છે કે તેમનું આ દંભી વલણ તેમના માટે લાભદાયી નીવડશે, જો કે હકીકતમાં આ તેમને દુનિયામાં પણ નુકસાન પહોંચાડશે અને આખિરતમાં પણ. દુનિયામાં કોઈ પણ દંભી માણસ થોડા દિવસ માટે તો લોકોને છેતરી શકે છે પરંતુ હંમેશને માટે તેની છેતરપિંડી ચાલી શકતી નથી. છેવટે તેના દંભીપણાનો ભેદ ખુલીને રહે છે. અને પછી સમાજમાં તેની કોઈ આબરૂ બાકી રહેતી નથી. હવે રહી આખિરતની વાત, તો ત્યાં ઈમાનના મૌખિક દાવાનું કોઈ મૂલ્ય નથી, જો આચરણ તેનાથી વિરૂદ્ધ હોય.

(૧૨) રોગનો અર્થ દંભનો રોગ છે અને અલ્લાહ દ્વારા આ રોગમાં વૃદ્ધિ કરવાનો મતલબ આ છે કે તે દંભીઓને તેમના દંભની સજા તરત જ નથી આપતો બલ્કે તેમને ઢીલી દોરી આપે છે અને આ ઢીલનું પરિણામ

قِيْلَ لَهُمْ اٰمِنُوْا كَمَآ اٰمَنَ النَّاسُ قَالُوْٓا اَنُؤْمِنُ كَمَآ اٰمَنَ
السُّفَهَآءُ ؕ اَلَآ اِنَّهُمْ هُمُ السُّفَهَآءُ وَلٰكِنْ لَّا يَعْلَمُوْنَ ﴿۱۳﴾
وَاِذَا لَقُوا الَّذِيْنَ اٰمَنُوْا قَالُوْٓا اٰمَنَّا ۚۖ وَاِذَا خَلَوْا اِلٰى
شَيٰطِيْنِهِمْ ۙ قَالُوْٓا اِنَّا مَعَكُمْ ۙ اِنَّمَا نَحْنُ مُسْتَهْزِءُوْنَ ﴿۱۴﴾
اَللّٰهُ يَسْتَهْزِئُ بِهِمْ وَيَمُدُّهُمْ فِيْ طُغْيَانِهِمْ يَعْمَهُوْنَ ﴿۱۵﴾

**તેમને કહેવામાં આવ્યું કે જેવી રીતે બીજા લોકો ઈમાન લાવ્યાં છે[૧૩] તેવી રીતે તમે પણ ઈમાન લાવો ત્યારે તેમણે આ જ જવાબ આપ્યો શું અમે મૂર્ખ લોકોની જેમ ઈમાન લાવીએ[૧૪]? સાવધાન ! હકીકતમાં તો આ પોતે જ મૂર્ખ છે, પરંતુ આ લોકો જાણતાં નથી. જ્યારે આ લોકો ઈમાનવાળાંને મળે છે ત્યારે કહે છે કે અમે ઈમાન લાવ્યાં છીએ, અને જ્યારે એકાંતમાં તેમના શૈતાનોને[૧૫] મળે છે, ત્યારે કહે છે કે ખરેખર તો અમે તમારી સાથે છીએ અને આ લોકો સાથે કેવળ મજાક કરી રહ્યાં છીએ — અલ્લાહ આમની સાથે મજાક કરી રહ્યો છે, તે આમને ઢીલ આપ્યે જાય છે, અને આ તેમની અવજ્ઞામાં આંધળાંની જેમ ભટકતાં જાય છે.**

એ આવે છે કે દંભી લોકો તેમની ચાલોને બાહ્ય રીતે સફળ થતી જોઈને વધુને વધુ દંભી બનતાં જાય છે.

(૧૩) અર્થાત્ જેવી રીતે તમારી કોમના બીજા લોકો સત્યપૂર્વક અને નિખાલસતાપૂર્વક મુસલમાન થયાં છે એવી જ રીતે તમે પણ જો ઈસ્લામ કબૂલ કરતાં હોવ તો પ્રમાણિકતાપૂર્વક સાચા દિલથી કબૂલ કરો.

(૧૪) તેઓ તેમની રીતે એ લોકોને મૂર્ખ માનતા હતાં કે જે સત્યપૂર્વક ઈસ્લામ કબૂલ કરીને તેમની જાતને તકલીફો, મુસીબતો અને જોખમોમાં નાખી રહ્યા હતાં. તેમના મતે આ સાવ મૂર્ખામીભર્યું કામ હતું કે માત્ર સત્ય અને સચ્ચાઈ ખાતર આખા દેશની દુશ્મની વહોરી લેવામાં આવે. તેમના ખ્યાલ મુજબ અક્કલમંદી એ હતી કે માણસ સત્ય અને અસત્યની ચર્ચામાં ન પડે પણ દરેક મામલામાં પોતાનું હિત જુએ.

(૧૫) ''શૈતાન'' અરબી ભાષામાં વિદ્રોહી, બગાવતખોર અને પાગલને કહે છે. મનુષ્ય અને જિન્નાત બંને માટે આ શબ્દનો ઉપયોગ થાય છે. જો કે કુર્આનમાં આ શબ્દનો ઉપયોગ મોટા ભાગે જિન્નાત શૈતાનો માટે થયો છે. પરંતુ અમુક જગ્યાએ શૈતાની ગુણ ધરાવતાં મનુષ્યો માટે પણ વાપરવામાં આવ્યો છે અને સંદર્ભ ઉપરથી સહેલાઈથી જાણી શકાય છે કે કયાં શૈતાનનો અર્થ મનુષ્યો થાય છે અને કયાં જિન્નાત. આ જગ્યાએ શૈતાનો શબ્દ એ મોટા મોટા આગેવાનો માટે વપરાયો છે જે એ વખતે ઈસ્લામના વિરોધમાં મોખરે હતાં.

أُولَٰٓئِكَ الَّذِينَ اشْتَرَوُا الضَّلَٰلَةَ بِالْهُدَىٰ ۖ فَمَا رَبِحَت
تِّجَٰرَتُهُمْ وَمَا كَانُوا مُهْتَدِينَ ﴿١٦﴾ مَثَلُهُمْ كَمَثَلِ الَّذِي
اسْتَوْقَدَ نَارًا ۚ فَلَمَّآ أَضَآءَتْ مَا حَوْلَهُۥ ذَهَبَ اللَّهُ بِنُورِهِمْ
وَتَرَكَهُمْ فِي ظُلُمَٰتٍ لَّا يُبْصِرُونَ ﴿١٧﴾ صُمٌّۢ بُكْمٌ عُمْيٌ فَهُمْ
لَا يَرْجِعُونَ ﴿١٨﴾ أَوْ كَصَيِّبٍ مِّنَ السَّمَآءِ فِيهِ ظُلُمَٰتٌ وَرَعْدٌ
وَبَرْقٌ ۚ يَجْعَلُونَ أَصَٰبِعَهُمْ فِيٓ ءَاذَانِهِم مِّنَ الصَّوَٰعِقِ

**આ એ લોકો છે જેમણે માર્ગદર્શનના બદલામાં ગુમરાહી ખરીદી લીધી છે, પરંતુ આ સોદો તેમના માટે નફાકારક નથી અને આ લોકો કદાપિ સીધા માર્ગ ઉપર નથી. આમનું ઉદાહરણ એવું છે જેમ કે એક માણસે અગ્નિ પેટાવી અને જ્યારે તેણે સમગ્ર વાતાવરણને પ્રકાશિત કરી દીધું ત્યારે અલ્લાહે આમની આંખનું તેજ છીનવી લીધું અને એમને એવી સ્થિતિમાં છોડી દીધાં કે અંધારાંમાં એમને કશું દેખાતું નથી.[૧૬] આ લોકો બહેરાં છે, મૂંગા છે, આંધળાં છે,[૧૭] આ લોકો હવે પાછા નહીં ફરે. અથવા પછી આમનું દૃષ્ટાંત એમ સમજો કે આકાશમાંથી ધોધમાર વરસાદ પડી રહ્યો છે અને તેની સાથે અંધારિયું વાદળ અને ગર્જના અને વીજળી પણ છે, આ લોકો વીજળીના કડાકાં સાંભળીને મોતની બીકે કાનોમાં આંગળાં**

(૧૬) આનો અર્થ એ છે કે જ્યારે અલ્લાહના એક બંદાએ પ્રકાશ ફેલાવ્યો અને સત્યને અસત્યથી, સાચાને ખોટાથી, સીધા રસ્તાને ગુમરાહીઓથી, અલગ તારવીને એકદમ સ્પષ્ટ કરી દીધો ત્યારે જે લોકો દ્રષ્ટિવાન હતાં તેમની ઉપર તો તમામ હકીકતો ખુલી ગઈ. પરંતુ આ દંભીઓ કે જેઓ મનની ઈચ્છાઓને પૂરી કરવામાં આંધળા બની રહ્યા હતાં, તેમને આ પ્રકાશમાં કંઈ દેખાયુ નહીં. ''અલ્લાહે તેમની આંખનું તેજ છીનવી લીધું'' શબ્દો ઉપરથી કોઈને એવી ગેરસમજ ન થવી જોઈએ કે તેમના અંધારામાં ભટકવાની જવાબદારી ખુદ એમની ઉપર નથી. અલ્લાહ આંખનું તેજ એ જ માણસનું છીનવી લે છે જે પોતે સત્યવાંચ્છુ નથી હોતો, પોતે માર્ગદર્શનની જગ્યાએ પોતાના માટે ગુમરાહીને પસંદ કરે છે, પોતે સચ્ચાઈનો પ્રકાશિત ચહેરો જોવા નથી માગતો. જ્યારે તેમણે સત્યપ્રકાશથી મોઢું ફેરવી લીધું અને જૂઠના અંધારામાં જ ભટકવાનું પસંદ કર્યું ત્યારે અલ્લાહે તેમને એ માટે જ અનૂકુળતા કરી આપી.

(૧૭) સાચી વાત સાંભળવા માટે બહેરાં, સાચું બોલવા માટે મૂંગા, સાચું જોવા માટે આંધળાં.

حَذَرَ الْمَوْتِ ۗ وَاللّٰهُ مُحِيْطٌۢ بِالْكٰفِرِيْنَ ﴿١٩﴾ يَكَادُ الْبَرْقُ
يَخْطَفُ اَبْصَارَهُمْ ۗ كُلَّمَآ اَضَآءَ لَهُمْ مَّشَوْا فِيْهِ ۙ
وَ اِذَآ اَظْلَمَ عَلَيْهِمْ قَامُوْا ۗ وَ لَوْ شَآءَ اللّٰهُ لَذَهَبَ
بِسَمْعِهِمْ وَ اَبْصَارِهِمْ ۗ اِنَّ اللّٰهَ عَلٰى كُلِّ شَیْءٍ قَدِيْرٌ ﴿٢٠﴾ ع




**ખોસી લે છે અને અલ્લાહે આ સત્યનો ઇનકાર કરનારાઓને ચારે બાજુથી ઘેરી લીધેલાં છે.[૧૮] વીજળીના ચમકારાથી એમની હાલત એવી થઈ રહી છે કે જાણે હમણાં જ વીજળી એમની દ્રષ્ટિ આંચકી લેશે. જ્યારે થોડો પ્રકાશ એમને લાગે છે ત્યારે તેમાં થોડા દૂર સુધી ચાલી લે છે અને જ્યારે એમની ઉપર અંધકાર છવાઈ જાય છે ત્યારે ઊભા રહી જાય છે.[૧૯] — અલ્લાહ ઈચ્છત તો તેમની શ્રવણશક્તિ અને દ્રષ્ટિ પૂરેપૂરી છીનવી લેત,[૨૦] નિઃશંક તે દરેક વસ્તુ કરવા માટે શક્તિમાન છે. (રુકૂઅ - ૨)**

(૧૮) એટલે કે કાનમાં આંગળાં ખોસીને તેઓ પોતાની જાતને થોડા સમય માટે એવી ગેરસમજમાં તો નાખી શકે છે કે વિનાશથી બચી જશે પરંતુ હકીકતમાં આવી રીતે તેઓ બચી શકતાં નથી કેમ કે અલ્લાહે તેની તમામ શક્તિઓ સાથે તેમને ઘેરી લીધેલાં છે.

(૧૯) પહેલું ઉદાહરણ એ દંભીઓનું હતું જે દિલથી જ ઇનકારી હતાં અને કોઈ ગરજ અથવા લાભ ખાતર મુસલમાન બની ગયા હતાં, અને આ બીજું ઉદાહરણ એ લોકોનું છે જે શંકા, દ્વિધા અને ઈમાનની નબળાઈમાં પડેલા હતાં. અમુક લોકો સત્યને માનતા પણ હતાં પરંતુ એવી સત્યનિષ્ઠામાં માનતા ન હતાં કે તેની ખાતર તકલીફો અને મુસીબતો વેઠી લે. આ ઉદાહરણમાં વરસાદ એટલે ઇસ્લામ છે જે માનવતા માટે કૃપા બનીને આવ્યું. અંધારિયું વાદળ, ગર્જના અને વીજળીના કડાકાનો અર્થ મુશ્કેલીઓ અને મુસીબતોનો એ સમૂહ તેમજ એ સખ્ત પરિશ્રમ છે જે ઇસ્લામી આંદોલનની સામે જાહિલ લોકોના સખ્ત વિરોધના લીધે કરવો પડી રહ્યો હતો. ઉદાહરણના અંતિમ ભાગમાં એ દંભીઓની આ પરિસ્થિતિનું ચિત્ર રજૂ કરવામાં આવ્યું છે કે જ્યારે મામલો જરાક આસાન થઈ જાય છે ત્યારે તેઓ ચાલવા માંડે છે અને જ્યારે મુશ્કેલીઓના વાદળ ઘેરાઈ આવે છે, અથવા એવા આદેશો આપવામાં આવે છે કે જેનાથી એમની મનની ઈચ્છાઓ અને એમના પૂર્વગ્રહો ઉપર પ્રહાર થાય છે, ત્યારે તેઓ સ્થિર બનીને ઊભાં થઈ જાય છે.

(૨૦) એટલે કે જેવી રીતે પહેલા પ્રકારના દંભીઓની આંખોનું તેજ તેણે તદ્દન છીનવી લીધું એવી જ રીતે અલ્લાહ આમને પણ સત્ય માટે આંધળાં-બહેરાં બનાવી શકે છે. પરંતુ અલ્લાહનો નિયમ એવો નથી કે જો કોઈ અમુક હદ સુધી પણ જોવા અને સાંભળવા માગતો હોય તેને એટલું પણ જોવા કે સાંભળવા ન દે. જેટલું પણ સત્ય જોવા અને સાંભળવા માટે તેઓ તૈયાર હતાં એટલા જ પ્રમાણમાં સાંભળવાની અને જોવાની શક્તિ

يٰۤاَيُّهَا النَّاسُ اعْبُدُوْا رَبَّكُمُ الَّذِىْ خَلَقَكُمْ وَالَّذِيْنَ مِنْ قَبْلِكُمْ
لَعَلَّكُمْ تَتَّقُوْنَۙ ﴿٢١﴾ الَّذِىْ جَعَلَ لَكُمُ الْاَرْضَ فِرَاشًا وَّالسَّمَآءَ بِنَآءً ۖ
وَّاَنْزَلَ مِنَ السَّمَآءِ مَآءً فَاَخْرَجَ بِهٖ مِنَ الثَّمَرٰتِ رِزْقًا لَّكُمْ ۚ
فَلَا تَجْعَلُوْا لِلّٰهِ اَنْدَادًا وَّاَنْتُمْ تَعْلَمُوْنَ ﴿٢٢﴾ وَاِنْ كُنْتُمْ فِىْ
رَيْبٍ مِّمَّا نَزَّلْنَا عَلٰى عَبْدِنَا فَاْتُوْا بِسُوْرَةٍ مِّنْ مِّثْلِهٖ ۖ وَادْعُوْا

**લોકો[૨૧] ! બંદગી અપનાવો તમારા એ માલિકની જે તમારો અને તમારી અગાઉ જે લોકો થઈ ગયાં છે તે સૌનો સર્જનહાર છે, તમારા બચાવની આશા[૨૨] આ જ રીતે થઈ શકે છે. એ જ તો છે કે જેણે તમારા માટે ધરતીનું પાથરણું પાથર્યું, આકાશની છત બનાવી, ઉપરથી પાણી વરસાવ્યું અને તેના વડે દરેક પ્રકારની પેદાશો ઉત્પન્ન કરીને તમારા માટે રોજી પૂરી પાડી. પછી જ્યારે તમે આ જાણો છો ત્યારે બીજાંને અલ્લાહના સમકક્ષ[૨૩] ન ઠેરવો.**

**અને જો તમને આ બાબતમાં શંકા છે કે આ ગ્રંથ જે અમે અમારા બંદા ઉપર ઊતાર્યો છે, આ અમારો છે કે નહીં, તો આના જેવી એક જ સૂરઃ બનાવી લાવો, તમારા સૌ સાથીઓને**

---

અલ્લાહે તેમની પાસે રહેવા દીધી.

(૨૧) જો કે કુર્આનનો સંદેશ તમામ મનુષ્યો માટે સાર્વજનિક છે, પરંતુ આ સંદેશમાંથી લાભ લેવો કે ન લેવો લોકોની પોતાની સ્વીકારવાની તૈયારી ઉપર તેમજ એ તૈયારી પ્રમાણે અલ્લાહ તરફથી ઊભી થતી અનુકૂળતાઓ ઉપર આધારિત છે. એટલા માટે પહેલાં લોકો વચ્ચેના ફરકને સ્પષ્ટ કરી દેવામાં આવ્યો કે કયા પ્રકારના લોકો આ ગ્રંથના માર્ગદર્શનમાંથી લાભ મેળવી શકે તેમ છે અને કયા પ્રકારના મેળવી શકતાં નથી. આના પછી હવે સમગ્ર માનવજાત સમક્ષ એ મૂળ વાત રજૂ કરવામાં આવે છે જેની તરફ બોલાવવા માટે કુર્આન આવ્યું છે.

(૨૨) એટલે કે દુનિયામાં ખોટું જોવાથી, તેમજ ખોટું કરવાથી અને આખિરતમાં ખુદાની સજાથી બચવાની આશા.

(૨૩) એટલે કે જ્યારે તમે પોતે પણ આ વાતમાં માનો છો, અને તમને ખબર છે, કે આ બધાં જ કામો અલ્લાહના જ છે તો પછી તમારી બંદગી (પૂજા) તેના જ માટે વિશિષ્ટ હોવી જોઈએ, બીજો કોણ આનો હક્કદાર હોઈ શકે કે તમે તેની પૂજા-આરાધના કરો ? બીજાંને તેના સમકક્ષ ઠરાવવાનો અર્થ એ છે કે બંદગી અને પૂજા-આરાધનાના વિવિધ પ્રકારોમાંથી કોઈ પણ પ્રકારનો માર્ગ ખુદા સિવાય બીજાં માટે અપનાવવામાં આવે. આગળ જતાં ખુદ કુર્આનમાંથી જ વિગતવાર રીતે જણાઈ જશે કે પૂજાના એ તમામ પ્રકારો કયા કયા છે જે માત્ર

شُهَدَآءَكُمْ مِّنْ دُوْنِ اللّٰهِ اِنْ كُنْتُمْ صٰدِقِيْنَ ﴿٢٣﴾ فَاِنْ لَّمْ
تَفْعَلُوْا وَ لَنْ تَفْعَلُوْا فَاتَّقُوا النَّارَ الَّتِيْ وَقُوْدُهَا النَّاسُ وَ
الْحِجَارَةُ ۚۖ اُعِدَّتْ لِلْكٰفِرِيْنَ ﴿٢٤﴾ وَ بَشِّرِ الَّذِيْنَ اٰمَنُوْا وَ عَمِلُوا
الصّٰلِحٰتِ اَنَّ لَهُمْ جَنّٰتٍ تَجْرِيْ مِنْ تَحْتِهَا الْاَنْهٰرُ ؕ كُلَّمَا رُزِقُوْا
مِنْهَا مِنْ ثَمَرَةٍ رِّزْقًا ۙ قَالُوْا هٰذَا الَّذِيْ رُزِقْنَا مِنْ قَبْلُ ۙ
وَ اُتُوْا بِهٖ مُتَشَابِهًا ؕ وَ لَهُمْ فِيْهَاۤ اَزْوَاجٌ مُّطَهَّرَةٌ ۙۗ وَّ هُمْ فِيْهَا

**બોલાવી લો, એક અલ્લાહને છોડીને બાકી જેની જેની ચાહો, મદદ લઈ લો, જો તમે સાચા હોવ તો આ કામને કરી દેખાડો.[૨૪] પરંતુ જો તમે આવું ન કર્યું, અને નિઃશંક પણે કયારેય કરી શકતાં નથી, તો ડરો એ આગથી, જેનું ઈંધણ બનશે મનુષ્યો અને પત્થર[૨૫], જે તૈયાર કરવામાં આવી છે સત્યનો ઈનકાર કરનારાઓ માટે.**

**અને હે પયગમ્બર ! જે લોકો આ ગ્રંથ ઉપર ઈમાન લઈ આવે અને (આના પ્રમાણે) તેમના કર્મો સુધારી લે તેમને શુભસમાચાર આપી દો કે તેમના માટે એવા બગીચાં છે, જેમની નીચે નદીઓ વહેતી હશે. એ બગીચાઓના ફળ દેખાવમાં દુનિયાના ફળોને મળતાં હશે. જ્યારે કોઈ ફળ તેમને ખાવા માટે આપવામાં આવશે, ત્યારે તેઓ કહેશે કે એવાં જ ફળ આ અગાઉ દુનિયામાં અમને આપવામાં આવતા હતાં.[૨૬] એમના માટે ત્યાં પુનિત-પાક-પત્નીઓ હશે,[૨૭] અને તેઓ ત્યાં**

અલ્લાહના માટે વિશિષ્ટ હોવાં જોઈએ અને જેમાં બીજાંને ભાગીદાર ઠરાવવા તે ''શિર્ક'' છે કે જેને રોકવા માટે કુર્આન આવ્યું છે.

(૨૪) આ અગાઉ પહેલાં મક્કામાં ઘણી વખત એ પડકાર આપવામાં આવેલો હતો કે જો તમે આ કુર્આનને માનવીનું લખાણ સમજતાં હોવ તો એના જેવું કોઈ પુસ્તક લખીને દેખાડો. હવે મદીના પહોંચીને પણ ફરીથી એ જ વાતનું પુનરાવર્તન કરવામાં આવી રહ્યું છે. (જુઓ સૂરઃ યૂનુસ, આયત ૩૮; સૂરઃ હૂદ આયત ૧૩, બનીઈસ્રાઈલ આયત ૮૮, અત્તૂર : આયત ૩૩ અને ૩૪)

(૨૫) આમાં સુક્ષ્મ ઈશારો છે કે ત્યાં માત્ર તમે જ દોજખનું ઈંધણ નહીં બનો બલ્કે તમારી એ મૂર્તિઓ પણ તમારી સાથે મોજૂદ હશે જેમને તમે તમારા ઉપાસ્ય અને દેવતા બનાવી દીધેલી છે. એ વખતે તમને પોતાને ખબર પડી જશે કે ખુદાઈમાં આ લોકો કેટલો હિસ્સો ધરાવતા હતાં.

خٰلِدُوْنَ ﴿٢٥﴾ اِنَّ اللّٰهَ لَا يَسْتَحْىٖۤ اَنْ يَّضْرِبَ مَثَلًا مَّا بَعُوْضَةً
فَمَا فَوْقَهَا ؕ فَاَمَّا الَّذِيْنَ اٰمَنُوْا فَيَعْلَمُوْنَ اَنَّهُ الْحَقُّ مِنْ رَّبِّهِمْ ۚ
وَاَمَّا الَّذِيْنَ كَفَرُوْا فَيَقُوْلُوْنَ مَاذَاۤ اَرَادَ اللّٰهُ بِهٰذَا مَثَلًا ۘ
يُضِلُّ بِهٖ كَثِيْرًا ۙ وَّيَهْدِىْ بِهٖ كَثِيْرًا ؕ وَمَا يُضِلُّ بِهٖۤ

**હંમેશાં રહેશે.**

**હા, અલ્લાહ આનાથી કદાપિ શરમાતો નથી કે મચ્છર અથવા તો તેનાથી પણ વધુ તુચ્છ કોઈ વસ્તુના દૃષ્ટાંતો આપે.[૨૮] જે લોકો સત્ય વાતને સ્વીકારનારાં છે, તેઓ આ જ દૃષ્ટાંતોને જોઈને જાણી લે છે કે આ સત્ય છે જે તેમના માલિકના જ તરફથી આવ્યું છે, અને જે લોકો સ્વીકાર કરનારા નથી, તેઓ એમને સાંભળીને કહેવા માંડે છે કે આવા દૃષ્ટાંતો સાથે અલ્લાહને શી નિસ્બત ? આવી રીતે અલ્લાહ એક જ વાત વડે અનેકોને ગુમરાહીમાં નાખી દે છે અને અનેકોને સીધો માર્ગ દેખાડી દે છે.[૨૯] અને ગુમરાહીમાં તે એ લોકોને જ નાખે છે, જે**

---

(૨૬) એટલે કે અનોખા અને અજાણ્યા ફળ નહીં હોય કે જેનાથી તેઓ અપરિચિત હોય. આકારમાં એ જ ફળોને મળતાં હશે જેમનાથી તેઓ દુનિયામાં પરિચિત હતાં. અલબત્ત, સ્વાદમાં તે આના કરતાં અનેકગણાં ચડિયાતાં હશે. જોવામાં દા.ત. કેરી, અનાર અને નારંગી જ હશે. જન્નતવાસીઓ દરેક ફળને જોઈને ઓળખી લેશે કે આ કેરી છે અને આ અનાર છે તેમજ આ નારંગી. પરંતુ સ્વાદમાં દુનિયાની કેરીઓ, અનારો અને નારંગીઓને એમની સાથે કોઈ નિસ્બત નહીં હોય.

(૨૭) આયતમાં અઝવાજ ازواج શબ્દનો ઉપયોગ થો છે જેનો અર્થ જોડાં (spouse) છે અને આ શબ્દ પતિ અને પત્ની બંને માટે વપરાય છે. પતિ માટે પત્ની ''ઝૌજ'' છે અને પત્ની માટે પતિ ''ઝૌજ'' છે. પરંતુ ત્યાં આ જોડાં પવિત્રતાનું ગુણ ધરાવતાં હશે. જો દુનિયામાં કોઈ પુરૂષ સદાચારી હોય અને તેની પત્ની સદાચારી ન હોય તો આખિરતમાં તેમનો સંબંધ કપાઈ જશે અને આ સદાચારી પુરૂષને એક બીજી સદાચારી પત્ની આપી દેવામાં આવશે. જો અહીં કોઈ પત્ની સદાચારી હોય અને તેનો પતિ દુરાચારી તો ત્યાં તે આ દુરાચારી પતિની સંગતથી મુક્તિ મેળવી લેશે અને કોઈ સદાચારી પુરૂષને તેનો જીવનસાથી બનાવી દેવામાં આવશે, અને જો અહીં કોઈ પતિ અને પત્ની બંને સદાચારી હોય, તો ત્યાં તેમનો આ જ સંબંધ શાશ્વત અને કાયમી બની જશે.

(૨૮) અહીં એક વાંધાનો ઉલ્લેખ કર્યા વિના તેનો જવાબ આપવામાં આવ્યો છે. કુર્આનમાં ઘણી જગ્યાએ મુદ્દાની સ્પષ્ટ કરવા માટે કરોળિયા, માખી, મચ્છર વગેરે જે ઉદાહરણો આપવામાં આવ્યાં છે તેમની સામે વિરોધીઓનો એવો વાંધો હતો કે આ અલ્લાહની કેવી કિતાબ છે કે જેમાં આવી તુચ્છ વસ્તુઓના ઉદાહરણો

إِلَّا الْفٰسِقِيْنَ ﴿٢٦﴾ الَّذِيْنَ يَنْقُضُوْنَ عَهْدَ اللّٰهِ مِنْۢ بَعْدِ
مِيْثَاقِهٖ ۖ وَ يَقْطَعُوْنَ مَآ اَمَرَ اللّٰهُ بِهٖٓ اَنْ يُّوْصَلَ وَ يُفْسِدُوْنَ
فِى الْاَرْضِ ؕ اُولٰٓئِكَ هُمُ الْخٰسِرُوْنَ ﴿٢٧﴾ كَيْفَ تَكْفُرُوْنَ بِاللّٰهِ
وَ كُنْتُمْ اَمْوَاتًا فَاَحْيَاكُمْ ۚ ثُمَّ يُمِيْتُكُمْ ثُمَّ يُحْيِيْكُمْ ثُمَّ

**દુરાચારી છે,[૩૦] અલ્લાહ સાથે પાકો વાયદો કર્યા પછી તોડી નાખે છે,[૩૧] અલ્લાહે જેને જોડવાનો હુકમ આપ્યો છે તેને કાપે છે,[૩૨] અને ધરતી ઉપર અરાજકતા સર્જે છે.[૩૩] હકીકતમાં આ જ લોકો નુકસાન ભોગવનારાં છે.**

**તમે અલ્લાહની સાથે કુફ્રનું વર્તન કઈ રીતે અપનાવો છો, જો કે તમે નિર્જીવ હતાં, તેણે તમને જીવન આપ્યું, પછી તે જ તમારા પ્રાણ લઈ લેશે, પછી એ જ ફરીવાર જીવન આપશે, પછી**

---

ટાંકવામાં છે. તેઓ કહેતા હતાં કે આ ખુદાની કિતાબ હોત તો આમાં આવી નકામી વાતો ન હોત.

(૨૯) એટલે કે જે લોકો વાતને સમજવા નથી માગતાં, સત્યની શોધમાં જ રસ નથી, તેમની નજરો તો માત્ર બાહ્ય શબ્દોમાં જ અટકીને રહી જાય છે અને તેઓ આ વસ્તુઓમાંથી ઊંધાં તારણો કાઢીને સત્યથી વધુને વધુ દૂર જતાં રહે છે. આનાથી ઊલટું, જે લોકો પોતે હકીકત જાણવા માગે છે અને સાચી દ્રષ્ટિ ધરાવે છે તેમને એ જ વાતોમાં ડહાપણના લક્ષણો દેખાય છે અને તેમનું હૃદય સાક્ષી આપે છે કે આવી ડહાપણથી ભરપૂર વાતો અલ્લાહ તરફથી જ હોઈ શકે છે.

(૩૦) فاسِق ફાસિકઃ અવજ્ઞાકારી, આજ્ઞાપાલનની હદ વટાવી જનાર.

(૩૧) રાજા પોતાના નોકરો અને પ્રજા માટે જે હુકમો કે સૂચનાઓ બહાર પાડે છે તેને અરબી રૂઢિપ્રયોગમાં અહદ શબ્દ વડે બોલવામાં આવે છે, કેમ કે તેમની ઉપર અમલ કરવો તે પ્રજા ઉપર ફરજિયાત હોય છે. અહીં અહદ શબ્દ આ જ અર્થમાં વપરાયો છે. અલ્લાહના અહદનો અર્થ તેનો એ કાયમી હુકમ છે જેની રૂએ તમામ માનવજાત માત્ર તેની જ બંદગી, આજ્ઞાપાલન અને પૂજા કરવા માટે નિમાયેલી છે. ''પાકો વાયદો બાંધ્યા પછી'' માં એ તરફ નિર્દેશ છે કે આદમના સર્જન વખતે તમામ માનવજાતિ પાસેથી આ હુકમના પાલનનો એકરાર કરાવવામાં આવ્યો હતો. સૂરઃ આ'રાફની આયત ૧૭૨ માં આ વાયદા અને એકરાર ઉપર સરખામણીમાં આના કરતાં વધારે વિગતે ચર્ચા કરવામાં આવી છે.

(૩૨) એટલે કે જે સંબંધોને કાયમ રાખવા અને મજબૂત બનાવવા ઉપર માનવીના સામાજિક અને વ્યક્તિગત અથવા અંગત કલ્યાણનો આધાર છે, અને જેમને જાળવવાનો અલ્લાહે હુકમ આપ્યો છે, તેમની ઉપર આ લોકો પ્રહાર કરે છે. આ નાના વાક્યમાં એટલી બધી વિશાળતા છે કે માનવ સંસ્કૃતિ અને નૈતિકતાની

اِلَيْهِ تُرْجَعُوْنَ ﴿٢٨﴾ هُوَ الَّذِىْ خَلَقَ لَكُمْ مَّا فِى الْاَرْضِ
جَمِيْعًا ۚ ثُمَّ اسْتَوٰٓى اِلَى السَّمَآءِ فَسَوّٰىهُنَّ سَبْعَ سَمٰوٰتٍ ؕ
وَهُوَ بِكُلِّ شَىْءٍ عَلِيْمٌ ﴿٢٩﴾ ع وَ اِذْ قَالَ رَبُّكَ لِلْمَلٰٓئِكَةِ اِنِّىْ




**તેની જ તરફ તમારે પાછા વળીને જવાનું છે. એ જ તો છે, જેણે તમારા માટે ધરતીની તમામ વસ્તુઓ પેદા કરી, પછી ઉપરની તરફ ધ્યાન આપ્યું અને સાત આકાશ[૩૪] ઊભા કર્યાં અને તે દરેક વસ્તુનું જ્ઞાન ધરાવનાર છે.[૩૫] (રુકૂઅ-૩)**

**પછી[૩૬] જરા એ સમયની કલ્પના કરો કે જ્યારે તમારા માલિકે ફરિશ્તાઓને[૩૭] કહ્યું હતું, કે ''હું**

સમગ્ર દુનિયા ઉપર, જે બે વ્યક્તિઓના સબંધથી માંડીને આંતર્રાષ્ટ્રીય સબંધો સુધી ફેલાયેલી છે, આ એક જ વાક્ય છવાઈ જાય છે. સંબંધોને કાપવાનો અર્થ માત્ર માનવીય સબંધોને કાપવાનો નથી બલ્કે સંબંધોના સાચા અને કાયદેસર સ્વરૂપો સિવાય જે જે સ્વરૂપો અપનાવવામાં આવશે તે બધાં આની હેઠળ આવી જશે, કેમ કે ગેરકાનૂની અને ખોટા સંબંધોનું પરિણામ એ જ છે જે સંબંધો કાપવાનો છે, એટલે કે આંતર્રાષ્ટ્રીય સબંધોમાં બગાડ અને નૈતિક અને સાંસ્કૃતિક વ્યવસ્થાનો નાશ.

(૩૩) આ ત્રણ વાકયોમાં ફિસ્ક અને ફાસિકની પૂર્ણ વ્યાખ્યા કરી દેવામાં આવી છે. ખુદા અને બંદાના સંબંધો તેમજ માનવી અને માનવી વચ્ચેના સંબંધને કાપવા કે બગાડવાનું અનિવાર્ય પરિણામ ઝઘડાં-બગાડો છે અને જે કોઈ આવો ઝઘડો ઊભો કરે છે તે ફાસિક છે.

(૩૪) સાત આકાશોની હકીકત શું છે તે નક્કી કરવું મુશ્કેલ છે. માનવી દરેક જમાનામાં આકાશ અથવા બીજા શબ્દોમાં પૃથ્વીથી પર વસ્તુઓ વિષે તેના અનુભવો અને અનુમાનો પ્રમાણે અલગ અલગ ખ્યાલો બાંધતો રહ્યો છે જે નિયમિત રીતે બદલાતાં રહ્યાં છે. એટલા માટે એમાંથી કોઈ એક અનુમાનને આધાર બનાવીને કુર્આનના આ શબ્દોનો અર્થ નિયત કરવાનું યોગ્ય નહીં ગણાય. ટૂંકમાં એટલું જ સમજવું જોઈએ કે કાં તો આનો અર્થ પૃથ્વી પર જેટલી પણ સૃષ્ટિ છે તેને અલ્લાહે સાત મજબૂત તબક્કાઓમાં વહેંચી રાખેલી છે, અથવા આ કે પૃથ્વી આ સૃષ્ટિ જે વર્તુળમાં આવેલી છે તે સાત તબક્કાઓનું બનેલું છે.

(૩૫) આ કથનમાં બે મહત્ત્વની હકીકતો માટે ચેતવણી આપવામાં આવી છે. એક એ કે તમે એ ખુદાની સામે ઇનકાર અને બગાવતનું વલણ અખત્યાર કરવાની હિંમત કેવી રીતે કરો છો જે તમારી તમામ હરકતોથી માહિતગાર છે, જેનાથી તમારી કોઈપણ પ્રવૃત્તિ છુપી રહી શકતી નથી. બીજું એ કે, જે ખુદા તમામ સત્ય હકીકતોનું જ્ઞાન ધરાવે છે, જે હકીકતમાં જ્ઞાનનું મૂળ સ્રોત છે, એનાથી મુખ ફેરવીને આના સિવાય બીજું શું પરિણામ આવી શકે કે તમે અજ્ઞાનના અંધારામાં ભટકતાં ફરો, જ્યારે તેના સિવાય જ્ઞાનનું બીજું કોઈ સ્રોત જ નથી, જ્યારે તેના સિવાય બીજે કયાંયથી એ પ્રકાશ મળી શકે તેમ નથી જેમાં તમે તમારા જીવનનો માર્ગ

جَاعِلٌ فِي الْأَرْضِ خَلِيْفَةً ۖ قَالُوْٓا اَتَجْعَلُ فِيْهَا مَنْ يُّفْسِدُ فِيْهَا وَ يَسْفِكُ الدِّمَآءَ ۚ وَ نَحْنُ نُسَبِّحُ بِحَمْدِكَ

**ધરતીમાં એક ખલીફા[૩૮] બનાવવાનો છું.'' તેમણે કહ્યુંઃ ''શું આપ ધરતીમાં કોઈ એવાને નીમવાના છો જે તેની વ્યવસ્થાને બગાડી મૂકશે અને લોહી વહેવડાવશે[૩૯]? આપની પ્રશંસાની સાથે**

સ્પષ્ટપણે જોઈ શકો, તો પછી તેનાથી વિમુખ થવામાં શું ફાયદો તમે જોઈ લીધો છે?

(૩૬) ઉપરના રુકૂઅમાં માલિકની બંદગીનો સંદેશ એ આધારે આપવામાં આવ્યો હતો કે તે તમારો સર્જનહાર છે, પાલનહાર છે, જેના કબજામાં તમારૂં જીવન અને મૃત્યુ છે, અને જેના જગતમાં તમે રહો છો, તેનો માલિક અને સંચાલક એ જ છે, એટલા માટે તેની બંદગી સિવાય તમારા માટે અન્ય કોઈ બીજી રીત સાચી હોઈ શકે નહીં. હવે આ રુકૂઅમાં એ જ સંદેશ એ આધારે આપવામાં આવી રહ્યો છે કે આ દુનિયામાં તમને ખુદાએ તેનો ખલીફા બનાવ્યો છે, અને આ ખલીફા હોવાની હેસિયતથી તમારી ફરજ માત્ર એટલી જ નથી કે તેની બંદગી કરો બલ્કે એ પણ છે કે તેના મોકલેલા આદેશ પ્રમાણે કામ કરો. જો તમે આમ ન કર્યું અને આદિકાળથી તમારા દુશ્મન રહેલા શૈતાનના ઈશારા ઉપર ચાલ્યાં તો ભારે બગાવત કરવાના ગુનેગાર ઠરશો અને ખરાબમાં ખરાબ પરિણામ ભોગવશો.

આ બાબતમાં માનવીની હકીકત અને સૃષ્ટિમાં તેની હેસિયત સાચી રીતે વર્ણવી દેવામાં આવી છે તથા માનવજાતના ઈતિહાસનું એ પ્રકરણ રજૂ કરવામાં આવ્યું છે જેને જાણવાનું બીજું કોઈ સાધન માનવી પાસે નથી. આ પ્રકરણ ઉપરથી જે મહત્ત્વના તારણો મળે છે તે એ તારણો કરતાં ઘણાં મૂલ્યવાન છે જે તારણો માણસ પૃથ્વીના પડોમાંથી જાત જાતના હાડકાં કાઢીને તથા તેમને અનુમાનો તથા અંદાજો વડે સાંકળીને તારવવાની કોશિશ કરે છે.

(૩૭) **ملك** મલક અરબીમાં તેનો અર્થ ''સંદેશાવાહક'' છે. આનો જ શાબ્દિક અનુવાદ મોકલેલો કે ફરિશ્તો છે. આ માત્ર શક્તિઓ જ નથી જે વ્યક્તિત્ત્વ ધરાવતી ન હોય, બલ્કે આ વ્યક્તિત્ત્વ ધરાવનારી હસ્તીઓ છે, જેમની પાસેથી અલ્લાહ તેના આ ભવ્ય સામ્રાજયના સંચાલન અને વ્યવસ્થાની કામગીરી કરાવડાવે છે. એમ સમજો કે ખુદાની આ હસ્તીઓ ખુદાના સામ્રાજયના કર્મચારીઓ છે જે અલ્લાહના હુકમોને લાગૂ કરે છે. અજ્ઞાન લોકો તેમને ખોટી રીતે ખુદાઈમાં ભાગીદાર સમજી બેઠાં અને અમુક લોકોએ તેમને ખુદાના સગાં માની લીધાં અને તેમને દેવતા બનાવીને તેમની પૂજા શરૂ કરી દીધી.

(૩૮) **خليفه** ખલીફાઃ એ માણસ જે કોઈની સંપત્તિમાં તેને સોંપવામાં આવેલા અધિકારો તેના નાયબની હેસિયતથી વાપરે. ખલીફા માલિક નથી હોતો બલ્કે અસલ માલિકનો નાયબ હોય છે. તેના અધિકારો સ્વગત નથી હોતાં બલ્કે માલિકના આપેલાં હોય છે. તે પોતાની ઈચ્છા અનુસાર કામ કરવાનો અધિકાર ધરાવતો નથી, બલ્કે તેનું કામ માલિકની મરજી પૂરી કરવાનું હોય છે. જો તે પોતાની જાતને માલિક માની બેસે અને સોંપવામાં આવેલા અધિકારોને મન ફાવે તેમ વાપરવા માંડે અથવા મૂળ માલિક સિવાય બીજા કોઈને માલિક માનીને તેની ઈચ્છા અનુસાર ચાલે અને તેના હુકમોનો અમલ કરવા લાગે તો આ તમામ ગદ્દારી અને વિદ્રોહના

وَ نُقَدِّسُ لَكَ ؕ قَالَ اِنِّیۡۤ اَعۡلَمُ مَا لَا تَعۡلَمُوۡنَ ﴿۳۰﴾ وَ عَلَّمَ
اٰدَمَ الۡاَسۡمَآءَ كُلَّهَا ثُمَّ عَرَضَهُمۡ عَلَى الۡمَلٰٓئِكَةِ ۙ فَقَالَ
اَنۡۢبِـُٔوۡنِیۡ بِاَسۡمَآءِ هٰۤؤُلَآءِ اِنۡ كُنۡتُمۡ صٰدِقِيۡنَ ﴿۳۱﴾ قَالُوۡا

**આપની પાકીનું વર્ણન તો અમે કરી જ રહ્યાં[૪૦] છીએ.'' કહ્યુંઃ ''હું જાણું છું, જે તમે નથી જાણતાં.[૪૧]'' એ પછી અલ્લાહે આદમને સર્વ વસ્તુઓના નામ શિખવાડયાં,[૪૨] પછી તેમને ફરિશ્તાઓ સમક્ષ રજૂ કર્યાં અને કહ્યું ''જો તમારો ખ્યાલ સાચો હોય (કે કોઈ ખલીફાની નિમણૂંકથી વ્યવસ્થા બગડી જશે) તો જરા આ વસ્તુઓના નામ જણાવો.'' તેમણે કહ્યું,**

કામો હશે.

(૩૯) આ ફરિશ્તાઓનો વાંધો ન હતો બલ્કે તેમની પૃચ્છા હતી. ફરિશ્તાઓની શી મગદૂર કે ખુદાના કોઈ પ્રસ્તાવ સામે વાંધો દર્શાવે. તેઓ ''ખલીફા'' શબ્દ ઉપરથી આટલું તો સમજી ગયા હતાં કે આ સૂચિત મખ્લૂકને પૃથ્વી ઉપર અમુક અધિકારો સોંપવામાં આવનાર છે, પરંતુ આ વાત તેમને સમજાતી ન હતી કે સૃષ્ટિના રાજ્યના આ તંત્રમાં કોઈ અધિકાર ધરાવતી મખ્લૂકની ગુંજાશ કેવી રીતે હોઈ શકે, અને જો કોઈને થોડા પણ અધિકારો તબદીલ કરવામાં આવે તો સામ્રાજ્યના જે ભાગમાં પણ એવું કરવામાં આવશે ત્યાંની વ્યવસ્થા બગાડથી કેવી રીતે બચશે. આ જ વાત તેઓ સમજવા માગતા હતાં.

(૪૦) આ કથન દ્વારા ફરિશ્તાઓનો આશય એ ન હતો કે ખિલાફત અમને આપવામાં આવે, અમે તેના હક્કદાર છીએ, બલ્કે તેમનો આશય એવો હતો કે, આપના હુકમોનું પાલન થઈ રહ્યું છે, આપના આદેશોને અમલી બનાવવામાં અમે પૂરેપૂરી રીતે કાર્યશીલ છીએ, મુબારક મરજી પ્રમાણે સમગ્ર સૃષ્ટિને પવિત્ર અને શુદ્ધ રાખવામાં આવે છે તેમજ આની સાથે જ આપની પ્રશંસા અને સ્તૂતિ તથા પાકીનું વર્ણન પણ અમે નમ્ર સેવકો કરી રહ્યાં છીએ, હવે કમી કઈ વસ્તુની છે કે આના માટે એક ખલીફાની જરૂર હોય? અમે આની પાછળના ઈરાદાને સમજી ન શકયાં (તસ્બીહ શબ્દ બે અર્થ ધરાવે છે : તેનો અર્થ પાકીનું વર્ણન કરવાનું પણ છે અને કાર્યશીલતા સાથે કામ કરવાનું અને મગ્ન થઈને પ્રવૃત્તિ કરવાનો પણ છે. આવી જ રીતે તકદીસના પણ બે અર્થ છે : એક પવિત્રતા વ્યકત કરવી અને વર્ણવવી, બીજું, પાક કરવું)

(૪૧) આ ફરિશ્તાઓની બીજીઆ શંકાનો જવાબ છે, તેથી કહેવામાં આવ્યું કે નાયબ નીમવાની જરૂરિયાત અને તેનો આશય હું જાણું છું, તમે તેને નથી સમજી શકતાં. તમારી જે સેવાઓનો તમે ઉલ્લેખ કરી રહ્યાં છો, તે પૂરતી નથી બલ્કે આનાથી થોડું વધુ જોઈએ છે. એટલા જ માટે પૃથ્વીમાં એક એવી મખ્લૂક પેદા કરવાનો ઈરાદો કરવામાં આવ્યો છે જેને અમુક સત્તાઓ પણ તબદીલ કરવામાં આવે.

(૪૨) માનવીના જ્ઞાનની સ્થિતિ હકીકતમાં આ છે કે તે નામો વડે વસ્તુઓની જાણકારીને પોતાના મગજમાં સંઘરે છે. એટલા માટે માનવીની તમામ જાણકારી હકીકતમાં વસ્તુઓના નામોની બનેલી છે. આદમને

سُبْحٰنَكَ لَا عِلْمَ لَنَآ اِلَّا مَا عَلَّمْتَنَا ؕ اِنَّكَ اَنْتَ الْعَلِيْمُ
الْحَكِيْمُ ﴿۳۲﴾ قَالَ يٰۤاٰدَمُ اَنْۢبِئْهُمْ بِاَسْمَآئِهِمْ ۚ فَلَمَّآ اَنْۢبَاَهُمْ
بِاَسْمَآئِهِمْ ۙ قَالَ اَلَمْ اَقُلْ لَّكُمْ اِنِّیْۤ اَعْلَمُ غَیْبَ السَّمٰوٰتِ
وَالْاَرْضِ ۙ وَاَعْلَمُ مَا تُبْدُوْنَ وَمَا كُنْتُمْ تَكْتُمُوْنَ ﴿۳۳﴾ وَاِذْ
قُلْنَا لِلْمَلٰٓئِكَةِ اسْجُدُوْا لِاٰدَمَ فَسَجَدُوْۤا اِلَّاۤ اِبْلِيْسَ ؕ اَبٰى

**“ખામીરહિત તો આપની જ હસ્તી છે, અમે તો કેવળ એટલું જ જ્ઞાન ધરાવીએ છીએ જેટલું આપે અમને આપી દીધેલું છે.[૪૩] હકીકતમાં બધું જ જાણનાર તથા બધું જ સમજનાર આપના સિવાય કોઈ નથી.” પછી અલ્લાહે આદમને કહ્યું: “તમે આમને આ વસ્તુઓના નામ જણાવો.” જ્યારે તેણે એમને એ સૌના નામ જણાવી દીધાં,[૪૪] ત્યારે અલ્લાહે કહ્યું: “મેં તમને કહ્યું ન હતું કે હું આકાશો અને ધરતીની એ સમગ્ર હકીકતો જાણું છું જે તમારાથી છૂપાયેલી છે, જે કંઈ તમે જાહેર કરો છો, તે પણ મને ખબર છે અને જે કંઈ તમે છુપાવો છો, તેને પણ હું જાણુ છું.”**

**પછી જ્યારે અમે ફરિશ્તાઓને આદેશ આપ્યો કે આદમની આગળ ઝૂકી જાઓ, ત્યારે બધાં જ[૪૫] ઝૂકી ગયાં, પરંતુ ઈબ્લીસે[૪૬] ઈનકાર કર્યો.**

---

તમામ નામ શિખવાડવાનો અર્થ તેમને તમામ વસ્તુઓની જાણકારી આપવાનો હતો.

(૪૩) એવું જણાય છે કે તમામ ફરિશ્તા અને ફરિશ્તાઓની દરેક જાતિનું જ્ઞાન માત્ર એ જ ક્ષેત્ર સુધી મર્યાદિત છે જેની સાથે તેનો સંબંધ છે. દાત. પવનના તંત્ર સાથે જે ફરિશ્તા સંકળાયેલાં છે તેઓ પવન વિષે બધું જ જાણે છે, પરંતુ પાણી વિષે કશું જ નથી જાણતાં. આ જ સ્થિતિ બીજા ક્ષેત્રોના ફરિશ્તાઓની છે. માનવીને, આનાથી ઊલટું, સર્વગ્રાહી જ્ઞાન આપવામાં આવ્યું છે. દરેકે દરેક ક્ષેત્ર વિષે ભલે તે ફરિશ્તાઓ કરતાં ઓછું જ્ઞાન ધરાવતો હોય તેમ છતાં એકંદરે જે સર્વગ્રાહી જ્ઞાન માનવીને આપવામાં આવ્યું છે તે ફરિશ્તાઓને આપવામાં આવ્યું નથી.

(૪૪) આ પ્રદર્શન ફરિશ્તાઓની પહેલી શંકાનો જવાબ હતો. એટલે કે આવી રીતે અલ્લાહતઆલાએ તેમને જણાવી દીધું કે હું આદમને માત્ર સત્તાઓ જ આપી રહ્યો નથી બલ્કે જ્ઞાન પણ આપી રહ્યો છું. તેની નિમણૂંકથી ઝગડાં-ફસાદની જે શંકા તમને થઈ તે આ મામલાનું એક પાસું છે. બીજું પાસું સુધારણાનું પણ છે અને તે ફસાદના પાસા કરતાં વધુ વજનદાર તેમજ વધુ કીંમતી છે. ડહાપણવાળાનું કામ આ નથી કે નાની ખરાબીના કારણે વધારે સારી વસ્તુની અવગણના કરી દે.

وَاسْتَكْبَرَ ۖ وَكَانَ مِنَ الْكٰفِرِيْنَ ﴿٣٤﴾ وَقُلْنَا يٰۤاٰدَمُ اسْكُنْ اَنْتَ وَزَوْجُكَ الْجَنَّةَ وَكُلَا مِنْهَا رَغَدًا حَيْثُ شِئْتُمَا ۖ وَلَا تَقْرَبَا

**તે તેની મોટાઈના ઘમંડમાં પડી ગયો અને નાફરમાનોમાં સામેલ થઈ ગયો.[૪૭]**

**પછી અમે આદમને કહ્યું, કે "તમે અને તમારી પત્ની, બન્ને જન્નતમાં રહો અને અહીં મુક્તપણે જે ચાહો તે ખાઓ, પરંતુ આ**

(૪૫) આનો અર્થ આ છે કે પૃથ્વી તથા તેની સાથે સંબંધિત સૃષ્ટિના તબક્કાઓમાં જેટલા પણ ફરિશ્તા નિમાયેલાં છે એ તમામને માનવી માટે આજ્ઞાંકિત બનીને રહેવાનો આદેશ આપવામાં આવેલો છે. કેમકે આ ક્ષેત્રમાં અલ્લાહના હુકમથી માનવીને નાયબ બનાવવામાં આવી રહ્યો હતો એટલા માટે એવો હુકમ આપવામાં આવ્યો કે સાચા કે ખોટાં જે કામમાં પણ માનવી તેની એ સત્તાઓને, કે જે અમે તેને આપી રહ્યાં છીએ, વાપરવા માગે, અને અમે અમારી યોજના હેઠળ તેને એમ કરવાની તક આપવા દઈએ, તો તમારી ફરજ છે કે તમારામાંથી જેના જેના કાર્યક્ષેત્ર સાથે એ કામ સંકળાયેલું હોય તે પોતાના કાર્યક્ષેત્રની હદ સુધી તેનો સાથ આપે. તે ચોરી કરવા માગે અથવા નમાઝ પઢવાનો ઈરાદો કરે, નેકી કરવા માગે અથવા બૂરૂં કામ કરવા માટે જાય, બંને સ્થિતિઓમાં જ્યાં સુધી અમે તેની પસંદગી પ્રમાણે અમલ કરવાની પરવાનગી આપી રહ્યાં છીએ, તમારે તેના માટે અનુકૂળતાઓ ઊભી કરવી પડશે. દા.ત. આ વાતને એમ સમજો કે એક રાજા જ્યારે કોઈને પોતાના દેશમાં પ્રાંત કે જીલ્લામાં સત્તાધિકારી નિયુકત કરે છે ત્યારે એ પ્રદેશમાં રાજ્યના જેટલાં પણ અમલદારો હોય છે એ તમામની ફરજ બને છે કે તેનું આજ્ઞાપાલન કરે અને જ્યાં સુધી રાજાની ઈચ્છા એવી હોય કે તેની સત્તાઓ વાપરવાની તક આપે ત્યાં સુધી તેનો સાથ આપતાં રહે. પછી ભલે તે સાચા કામમાં વાપરી રહ્યો હોય કે ખોટા કામમાં. અલબત્ત, જ્યારે જે કામ વિષે પણ રાજા તરફથી નિર્દેશ કરવામાં આવે કે આને કરવા દેવામાં ન આવે તો ત્યાં જ એ સત્તાધિકારીની સત્તા સમાપ્ત થઈ જાય છે અને તેને એવું લાગવા માંડે છે કે આખાયે પ્રદેશના અમલદારોએ જાણે કે હડતાલ પાડી દીધી છે. એટલે સુધી કે જ્યારે રાજા તરફથી એ સત્તાધિકારીને ખસેડવાનો અને ધરપકડનો હુકમ થાય છે ત્યારે એ જ હાથ નીચેના અમલદારો કે જે ગઈકાલ સુધી તેના કહ્યા પ્રમાણે વર્તતા હતાં, તેના હાથોમાં હાથકડી પહેરાવીને ઝડપથી જેલ ભણી લઈ જાય છે. ફરિશ્તાઓને આદમ માટે માથું ઝૂકાવવાનો જે હુકમ આપવામાં આવ્યો હતો તેની સ્થિતિ લગભગ આ પ્રકારની હતી. શકય છે કે માત્ર સેવામાં લાગી જવાને જ સિજદા શબ્દ વડે વ્યકત કરવામાં આવ્યો હોય. પરંતુ એ પણ શક્ય છે કે આ તાબેદારીની નિશાનીના રૂપમાં કોઈ દેખાય તેવા કૃત્યનો પણ હુકમ આપવામાં આવ્યો હોય, અને આ જ વધારે સાચું જણાય છે.

(૪૬) ابلیس ઈબ્લીસઃ આનો શાબ્દિક અર્થ "અત્યંત નિરાશ" થાય છે. રૂઢિપ્રયોગમાં આ શબ્દ એ જિન્નાતનું નામ છે જેણે અલ્લાહના હુકમની નાફરમાની કરીને આદમ અને આદમની ઓલાદ (બનીઆદમ) માટે આજ્ઞાંકિત થવાનો અને તાબે થવાનો ઈનકાર કરી દીધો તથા અલ્લાહ પાસે કયામતના સમય સુધી મહેતલ માગી કે તેને માનવજાતિને બહેકાવવાની તેમજ ગુમરાહીઓ તરફ પ્રોત્સાહિત કરવાની તક આપવામાં આવે.

هٰذِهِ الشَّجَرَةَ فَتَكُونَا مِنَ الظّٰلِمِيْنَ ﴿٣٥﴾ فَاَزَلَّهُمَا الشَّيْطٰنُ

**વૃક્ષની તરફ ન જતાં,[૪૮] નહીં તો જુલમીઓમાં[૪૯] ગણાશો.'' છેવટે શૈતાને આ બન્નેને એ વૃક્ષ**

આને જ ''શૈતાન'' પણ કહેવામાં આવે છે. હકીકતમાં શૈતાન અને ઇબ્લીસ પણ માત્ર કોઈ સ્વતંત્ર શક્તિનું નામ નથી બલ્કે તે પણ માનવીની જેમ એક વ્યક્તિત્ત્વ ધરાવતી હસ્તી છે. આ ઉપરાંત કોઈને એવી ગેરસમજ પણ ન થવી જોઈએ કે તે ફરિશ્તાઓમાંથી હતો. આગળ જતાં કુર્આને પોતે સ્પષ્ટતા કરી દીધી છે કે તે જિન્નાતોમાંથી હતો, જે ફરિશ્તાઓથી એક અલગ, મખ્લૂકની એક સ્વતંત્ર જાતિ છે.

(૪૭) આ શબ્દો ઉપરથી એવું લાગે છે કે કદાચ સિજદાનો ઇનકાર કરનારાઓમાં ઇબ્લીસ એકલો ન હતો બલ્કે જિન્નાતોનો એક મોટો સમુદાય નાફરમાની કરવા માટે તૈયાર થઈ ગયો હતો અને ઇબ્લીસનું નામ માત્ર એટલા માટે લેવામાં આવ્યું છે કે તે તેમનો સરદાર તેમજ આ વિદ્રોહમાં મોખરે હતો. પરંતુ આ આયતનો બીજો પણ અનુવાદ થઈ શકે છે. ''તે ઇનકારીઓમાંથી હતો.'' આમ હોય તો અર્થ એવો થશે કે જિન્નાતોનો એક સમુદાય પહેલાંથી જ એવો હતો જે વિદ્રોહી અને નાફરમાન હતો અને ઇબ્લીસનો સંબંધ આ જ સમુદાય સાથે હતો. કુર્આનમાં સામાન્ય રીતે ''શયાતીન'' શબ્દ આ જિન્નાતો અને તેના વંશ માટે વપરાયો છે અને જ્યાં શયાતીનનો અર્થ માનવી અથવા મનુષ્યો કરવા માટે કોઈ સંદર્ભ ન હોય ત્યાં આ જ જિન્નાત શૈતાનો આશય હોય છે.

(૪૮) આના ઉપરથી જણાય છે કે પૃથ્વી, એટલે કે તેની નિમણૂંકની જગ્યા, ઉપર ખલીફાની હેસિયતથી મોકલતાં પહેલાં આ બંનેને કસોટી કરવા માટે જન્નતમાં રાખવામાં આવ્યા હતાં કે જેથી એમના વલણોની અજમાયશ થઈ જાય. આ અજમાયશ માટે એક વૃક્ષ પસંદ કરી લેવામાં આવ્યું અને હુકમ આપવામાં આવ્યો કે તેની નજીક પણ ન ફરકતાં તેમજ એનું પરિણામ પણ જણાવી દેવામાં આવ્યું કે આમ કરશો તો અમારી નજરમાં તમે ગુનેગાર ઠરશો. એ ચર્ચા બિનજરૂરી છે કે એ વૃક્ષ કયું હતું અને તેમાં કઈ વિશેષતા હતી કે તેનાથી રોકવામાં આવ્યાં. મનાઈ કરવાનું કારણ એ ન હતું કે એ વૃક્ષના ગુણોમાં કોઈ ખરાબી હતી અને તેનાથી હઝરત આદમ અ.સ. અને હઝરત હવ્વા અ.સ.ને નુકસાન પહોંચવાની આશંકા હતી. મૂળ આશય એ વાતની અજમાયશ કરવાનો હતો કે તેઓ શૈતાનની ઉશ્કેરણીઓની સામે કેટલી હદ સુધી હુકમના પાલન ઉપર કાયમ રહે છે. આ હેતુસર કોઈ એક વસ્તુને પસંદ કરી લેવાનું પૂરતું હતું, એટલા માટે જ અલ્લાહે વૃક્ષના નામ અને તેની કોઈ વિશેષતાનો ઉલ્લેખ નથી કર્યો.

આ કસોટી માટે જન્નતનું સ્થળ જ સૌથી વધુ યોગ્ય હતું. હકીકતમાં આને પરીક્ષાસ્થળ બનાવવાનો આશય માનવીને એ હકીકત સમજાવવાનો હતો કે તમારા માટે તમારા માનવતાના દરજ્જાને અનુરૂપ જન્નત જ લાયક અને યોગ્ય સ્થાન છે. પરંતુ શૈતાનની ઉશ્કેરણીઓનો મુકાબલો કરવામાં જો તમે અલ્લાહના આજ્ઞાપાલનના માર્ગથી ચલિત થઈ જશો તો જેવી રીતે શરૂઆતમાં તેનાથી તમને વંચિત કરવામાં આવ્યા હતાં, એવી જ રીતે છેવટે પણ વંચિત જ રહેશો. તમારા આ લાયક સ્થાન, એટલે કે ખોવાયેલા સ્વર્ગની પુનઃપ્રાપ્તિ, તમે માત્ર આવી જ રીતે કરી શકો કે તમારા આ શત્રુનો સફળતાપૂર્વક મુકાબલો કરો જે તમને આજ્ઞાપાલનના માર્ગથી ચલિત કરવાનો પ્રયત્ન કરે છે.

عَنْهَا فَاَخْرَجَهُمَا مِمَّا كَانَا فِيْهِ ۪ وَ قُلْنَا اهْبِطُوْا بَعْضُكُمْ لِبَعْضٍ
عَدُوٌّ ۚ وَ لَكُمْ فِي الْاَرْضِ مُسْتَقَرٌّ وَّ مَتَاعٌ اِلٰى حِيْنٍ ﴿٣٦﴾
فَتَلَقّٰۤى اٰدَمُ مِنْ رَّبِّهٖ كَلِمٰتٍ فَتَابَ عَلَيْهِ ؕ اِنَّهٗ هُوَ التَّوَّابُ

**તરફ લલચાવીને અમારા આદેશપાલનમાંથી ચલિત કર્યાં અને તેમને એ હાલતમાંથી કઢાવીને રહ્યો જેમાં તેઓ હતાં. અમે આદેશ આપ્યો કે ''હવે તમે બધાં અહીંથી ઊતરી જાઓ, તમે એકબીજાનાં શત્રુ[૫૦] છો અને તમારે એક નિશ્ચિત મુદ્દત સુધી ધરતી ઉપર રોકાવાનું અને ત્યાં જ જીવન નિર્વાહ કરવાનો છે.'' તે વખતે આદમે તેના માલિક પાસેથી કેટલાક વચનો શીખીને તૌબા કરી,[૫૧] જેને તેના માલિકે સ્વીકારી લીધી, કારણ કે એ મોટો ક્ષમા કરનાર અને**

(૪૯) **ظَالِم** ઝાલિમ શબ્દ ખૂબ જ અર્થસભર છે. ''ઝુલ્મ'' હકીકતમાં હક્ક મારવાને કહે છે. ઝાલિમ એ છે જે કોઈનો હક્ક મારી ખાય. જે માણસ ખુદાની નાફરમાની કરે છે તે હકીકતમાં ત્રણ પાયાના હક્કો હડપ કરે છેઃ પહેલો, ખુદાનો હક્ક, કેમકે તે એ અધિકાર ધરાવે છે કે તેનું આજ્ઞાપાલન કરવામાં આવે. બીજું, એ તમામ વસ્તુઓના હક્કો જેમને તેણે આ નાફરમાનીનું કામ કરવામાં ઉપયોગ કર્યો છે. તેના શરીરના અવયવો, તેની જ્ઞાનેન્દ્રિયોની શક્તિઓ, તેના સમાજના લોકો, એ ફરિશ્તાઓ કે જે તેના ઈરાદાઓને પૂરાં કરવાની વ્યવસ્થા કરે છે, અને એ વસ્તુઓ કે જે આ કામમાં ઉપયોગમાં લેવામાં આવે છે, આ તમામનો તેની ઉપર આ હક્ક હતો કે તે માત્ર તેમના માલિકની જ મરજી પ્રમાણે તેમની ઉપર પોતાની સત્તાઓનો ઉપયોગ કરે. પરંતુ જ્યારે તેની મરજી વિરૂદ્ધ તેણે તેમની ઉપર સત્તાઓનો ઉપયોગ કર્યો ત્યારે હકીકતમાં તેમની ઉપર જુલ્મ કર્યો. ત્રીજું, ખુદ પોતાનો હક્ક, કેમકે તેની ઉપર તેની પોતાની જાતનો પણ આ હક્ક છે કે તે તેને વિનાશથી બચાવે. પરંતુ નાફરમાની આચરીને જ્યારે તે પોતાની જાતને અલ્લાહની સજાનો હક્કદાર બનાવે છે ત્યારે વાસ્તવમાં પોતાની જાત ઉપર જ જુલ્મ કરે છે. આ જ કારણોસર કુર્આનમાં ઠેર ઠેર ગુનાહ માટે જુલમ અને ગુનેગાર માટે જાલિમ શબ્દનો ઉપયોગ કરવામાં આવ્યો છે.

(૫૦) એટલે કે માનવીનો શત્રુ શૈતાન અને શૈતાનનો શત્રુ માનવી. શૈતાનનું માનવીનું દુશ્મન હોવું તો સ્પષ્ટ જ છે, કેમ કે તે તેને અલ્લાહના આજ્ઞાપાલનના રસ્તેથી ચલિત કરવાનો અને વિનાશમાં નાખવાનો પ્રયાસ કરે છે. હવે રહી વાત માનવીના શૈતાનના દુશ્મન હોવાની. તો વાસ્તવમાં માનવજાતિ તો તેની પાસેથી દુશ્મની જ રાખવાનો તકાદો કરે છે, પરંતુ મનની ઈચ્છાઓ માટે જે પ્રલોભનો તે રજૂ કરે છે તેનાથી છેતરાઈને માનવી તેને પોતાનો મિત્ર બનાવી લે છે. આ પ્રકારની મિત્રતાનો અર્થ આ નથી કે હકીકતમાં દુશ્મની દોસ્તીમાં પલટાઈ ગઈ બલ્કે આનો અર્થ આ છે કે એક દુશ્મન બીજા દુશ્મનથી હારી ગયો અને તેની જાળમાં ફસાઈ ગયો.

(૫૧) અર્થાત્ આદમને જ્યારે પોતાની આ ભૂલ સમજાઈ અને તેમણે નાફરમાનીથી ફરીવાર આજ્ઞાપાલન તરફ વળવાની ઈચ્છા કરી, તથા તેમના દિલમાં એવી ઈચ્છા જન્મી કે તેમના માલિક પાસે પોતાની

الرَّحِيْمُ ﴿٣٧﴾ قُلْنَا اهْبِطُوْا مِنْهَا جَمِيْعًا ۚ فَاِمَّا يَاْتِيَنَّكُمْ مِّنِّيْ
هُدًى فَمَنْ تَبِعَ هُدَایَ فَلَا خَوْفٌ عَلَيْهِمْ وَلَا هُمْ يَحْزَنُوْنَ ﴿٣٨﴾

**દયાળુ છે.[૫૨]**

**અમે કહ્યું કે "તમે બધા અહીંથી ઊતરી[૫૩] જાઓ, પછી જો મારા તરફથી કોઈ માર્ગદર્શન તમારી પાસે પહોંચે, ત્યારે જે લોકો મારા આ માર્ગદર્શનનું અનુસરણ કરશે, તેમના માટે કોઈ ભય અને દુઃખનો અવસર નહીં હોય,**

ભૂલ માફ કરાવે, ત્યારે તેમને એ શબ્દો જડતા ન હતાં જેમના વડે તેઓ માફી માટે દુઆ કરી શકે. અલ્લાહે તેમની હાલત ઉપર દયા કરી ને આ શબ્દો તેમને જણાવી દીધાં.

તૌબાનો મૂળ અર્થ પાછા ફરવા અને વળવાનો છે. માનવીના તરફથી તૌબાનો અર્થ આ છે કે તેણે વિદ્રોહ છોડી દીધું અને બંદગીના માર્ગ તરફ પાછો વળી ગયો અને ખુદા તરફથી તૌબાનો અર્થ આ છે કે તે તેના લજ્જિત થયેલા ગુલામની તરફ કૃપા સાથે વળ્યો અને ફરીથી કૃપા દ્રષ્ટિ તેની તરફ વળી ગઈ.

**(૫૨)** કુર્આન એ વિચારસરણીનું ખંડન કરે છે કે ગુનાના પરિણામો અનિવાર્ય છે અને તે માનવીએ ભોગવવાં જ પડશે. આ માનવીની પોતાની ઉપજાવી કાઢેલી ગુમરાહ કરતી વિચારસરણીઓમાંની એક મોટી ગુમરાહ કરતી વિચાસરણી છે, કેમ કે જે માણસ એક વખત ગુનાહિતની જીવનમાં પડી ગયો, તેને આ વિચારસરણી કાયમ માટે હતાશ કરી દે છે, અને જો પોતાની ભૂલ સામે ચેતીને તે ભૂતકાળની ભરપાઈ કરવા તેમજ ભવિષ્યમાં સુધરવા માગતો હોય તો, આ તેને કહે છે કે તારા બચવાનો હવે કોઈ ઉપાય નથી, જે કઈ તેં કર્યું તે થઈ ગયું છે, તેના પરિણામો તો તારે ભોગવવાં જ પડશે. આનાથી ઊલટું, કુર્આન જણાવે છે કે સદાચારનો બદલો અને દુરાચારની સજા આપવી સંપૂર્ણપણે અલ્લાહના અખત્યારમાં છે. તમને જે નેકી માટે પણ ઇનામ મળે છે તે તમારી નેકીનું કુદરતી પરિણામ નથી બલ્કે અલ્લાહની કૃપા છે, ચાહે તો આપે, ચાહે તો ન આપે. આવી જ રીતે જે ગુન્હા માટે તમને સજા મળવાની છે તે પણ ગુન્હાનું કુદરતી પરિણામ નથી કે ફરજીયાતપણે તે મળીને જ રહે બલ્કે અલ્લાહ સંપૂર્ણ અધિકાર ધરાવે છે કે તે ચાહે તો માફ કરી દે અથવા ચાહે તો સજા આપે. અલબત્ત, અલ્લાહની કૃપા અને તેની દયા તેની હિકમત સાથે જોડાયેલી છે. કેમકે તે ડહાપણવાળો છે, એટલા માટે પોતાની સત્તાઓનો આડેધડ ઉપયોગ કરતો નથી. જ્યારે કોઈ નેકી માટે ઇનામ આપે છે ત્યારે એ જોઈને એમ કરે છે કે માનવીએ શુદ્ધ દાનત સાથે તેની પ્રસન્નતા મેળવવા માટે નેકી કરી હતી. અને જે નેકીને તે રદ કરી દે છે તેને એ કારણે રદ કરે છે કે તે બહારથી ભલે દેખાવમાં નેકી જેવી હતી પરંતુ અંદર તેના માલિકની પ્રસન્નતા મેળવવાની ભાવના ન હતી. આવી જ રીતે તે સજા પણ એ ગુના માટે આપે છે જે બગાવત અને હિંમતપૂર્વક કરવામાં આવે અને જેની પાછળ પસ્તાવાને બદલે વધુ ને વધુ ગુન્હા કરવાની ઇચ્છા મોજૂદ હોય. અને પોતાની કૃપાથી ક્ષમા એ ગુના બદલ આપે છે જેના પછી માણસ પોતાની કરણી બદલ લજ્જિત થાય અને ભવિષ્યમાં પોતાની સુધારણા કરવા માટે તૈયાર હોય. મોટામાં મોટા અપરાધી અને કટ્ટરમાં કટ્ટર કાફિર માટે પણ ખુદાને ત્યાં નિરાશા અને

وَالَّذِيْنَ كَفَرُوْا وَكَذَّبُوْا بِاٰيٰتِنَآ اُولٰٓئِكَ اَصْحٰبُ النَّارِ ۚ هُمْ فِيْهَا خٰلِدُوْنَ ﴿٣٩﴾



**અને જે તેને સ્વીકારવાની ના પાડશે અને અમારી આયતોને[૫૪] ખોટી ઠેરવશે, તે આગમાં જનારા લોકો છે, જ્યાં તેઓ હંમેશાં[૫૫] રહેશે. (રુકૂઅ - ૪)**

નાઉમેદીનો કોઈ અવસર નથી, શરત એટલી છે કે તે પોતાની ભૂલનો કબૂલ કરનાર, પોતાની નાફરમાની બદલ શરમિંદો થઈ અને વિદ્રોહનો માર્ગ છોડીને આજ્ઞાપાલનનો માર્ગ અપનાવવા માટે તૈયાર હોય.

(૫૩) આ વાકયનું પુનરાવર્તન અર્થસભર છે. ઉપરના વાકયમાં એમ બતાવવામાં આવ્યું છે કે આદમે તૌબા કરી અને અલ્લાહે સ્વીકારી લીધી. આનો અર્થ એ થયો કે આદમ પોતાની નાફરમાની બદલ સજાનેપાત્ર ન રહ્યાં. ગુનો કરવાનો જે ડાઘ એમની ઉપર લાગી ગયો હતો તે ધોઈ નાખવામાં આવ્યો. આ ડાઘ ન તો એમની ઉપર રહ્યો ન તો એમના વંશ ઉપર રહ્યો. તેમજ એવી જરૂર પણ ન પડી કે, મઆઝલ્લાહ, ખુદાને તેના એકમાત્ર પુત્રને મોકલીને માનવજાતિનો કફ્ફારો અદા કરવા માટે શૂળીએ ચઢાવવો પડત. આનાથી ઊલટું, અલ્લાહે આદમ અ.સ.ની માત્ર તૌબા જ કબૂલ ન કરી બલ્કે એ પછી તેમને પયગમ્બરીથી પણ નવાજ્યાં. જેથી તેઓ તેમના વંશજોને સીધો રસ્તો દેખાડીને જાય. હવે જન્નતમાંથી નીકળવાનો જે હુકમ ફરીથી આપવામાં આવ્યો તો તેનો આશય એ દેખાડવાનો છે કે તૌબા કબૂલ કરવાનો તકાદો એ ન હતો કે આદમને જન્નતમાં જ રહેવા દેવામાં આવત અને પૃથ્વી ઉપર ઉતારવામાં ન આવત. પૃથ્વી તેમના માટે સજાનું સ્થળ ન હતી, તેમને અહીં સજા તરીકે ઉતારવામાં આવ્યા ન હતાં, બલ્કે તેમને પૃથ્વીની ખિલાફત માટે જ પેદા કરવામાં આવ્યા હતાં. જન્નત તેમનું મૂળ સ્થાન ન હતું. ત્યાંથી નીકળવાનો હુકમ તેમના માટે સજાની હેસિયત ધરાવતો ન હતો. મૂળ પ્રસ્તાવ તો તેમને પૃથ્વી પર જ ઊતારવાનો હતો. અલબત્ત, આની પહેલાં તેમને એ પરીક્ષા લેવા માટે જન્નતમાં રાખવામાં આવ્યા હતાં જેનો ઉલ્લેખ નોંધ ક્રમાંક - ૪૮ માં આવી ગયો છે.

(૫૪) اٰیات આયાત એ આયતનું બહુવચન છે. આયતોનો મૂળ અર્થ એ નિશાની કે ચિહનો છે કે જે કોઈ વસ્તુ તરફ માર્ગદર્શન કરે. કુર્આનમાં આ શબ્દ ચાર અલગ અલગ અર્થમાં આવ્યો છે. કયાંક આનો અર્થ ચિહ્ન અથવા તો નિશાની છે, તો કયાંક સૃષ્ટિની નિશાનીઓને અલ્લાહની આયતો કહેવામાં આવી છે, કેમ કે કુદરતના નજારામાંથી દરેક વસ્તુ એ સત્યની તરફ ઈશારો કરી રહી છે જે આ બાહ્ય પડદાની પાછળ છુપાયેલી છે. કયાંક એ ચમત્કારો (મો'જિઝા)ને આયાત કહેવામાં આવ્યાં છે જે નબીઓ અ.સ. લઈને આવ્યા હતાં, કેમ કે આ ચમત્કારો હકીકતમાં એ વાતની નિશાની હતાં કે આ નબીઓ સૃષ્ટિના શાસકના પ્રતિનિધિઓ છે. કયાંક અલ્લાહની કિતાબના કથનોને આયતો કહેવામાં આવી છે કેમ કે એ આયતો ફકત સત્ય તથા સચ્ચાઈની તરફ જ માર્ગદર્શન નથી કરતી બલ્કે હકીકતમાં અલ્લાહ તરફથી જે પણ ગ્રંથ આવે છે તેના વિષયો જ નહીં બલ્કે તેના શબ્દો, શૈલી અને લખાણની ઢબ સુદ્ધાં, તે જબરજસ્ત શાનવાળા લેખકની હસ્તીનો અનુભવ કરાવે છે. દરેક કથનમાં સંદર્ભ ઉપરથી સહેલાઈથી જણાઈ જાય છે કે કયાં "આયત" નો શબ્દ કયા અર્થમાં આવેલો છે.

يٰبَنِىٓ اِسۡرَآءِيۡلَ اذۡكُرُوۡا نِعۡمَتِىَ الَّتِىۡٓ اَنۡعَمۡتُ عَلَيۡكُمۡ

**હે ઈસ્રાઈલની[૫૬] સંતાન ! જરા યાદ કરો મારી એ નિયામતને જે મેં તમને આપી હતી,**

**(૫૫)** આ માનવજાતિ માટે અનાદિકાળથી કયામત સુધીના સમય માટે અલ્લાહનો કાયમી હુકમ છે અને આને જ ત્રીજા રુકૂઅમાં અલ્લાહના عهد ''અહદ'' વડે વ્યકત કરવામાં આવે છે. માનવીનું કામ જાતે રસ્તો શોધી કાઢવાનું નથી બલ્કે માનવી અને ખલીફા હોવાની બમણી હેસિયતોની દ્રષ્ટિએ તે આના માટે નીમાયેલો છે કે એ રસ્તા ઉપર ચાલે કે જે તેનો માલિક તેને સૂચવે. અને આ રસ્તો જાણવાના માત્ર બે જ રસ્તા છેઃ એક, કાં તો કોઈ માનવી પાસે પ્રત્યક્ષ રીતે અલ્લાહ તરફથી વહી (આકાશવાણી) આવે અથવા તે એ માણસનું અનુસરણ કરે જે માણસ ઉપર વહી આવી હોય. કોઈ ત્રીજો માર્ગ એ જાણવા માટે નથી કે માલિકની પ્રસન્નતા કયા રસ્તામાં છે. આ બે માર્ગો સિવાયનો દરેક માર્ગ ખોટો છે. બલ્કે, ખોટો જ નહીં પણ ખુલ્લી બગાવત પણ છે જેની સજા દોજખ સિવાય બીજી કોઈ નથી.

કુર્આનમજીદમાં આદમના જન્મ તથા માનવજાતિના આરંભનો આ કિસ્સો સાત જગ્યાએ આવ્યો છે જેમાંથી પહેલી જગ્યા આ છે અને બાકીની જગ્યાઓ નીચે પ્રમાણે છેઃ સૂરઃ આ'રાફ રુકૂઅ-૨, સૂરઃ હિજ્ર રુકૂઅ - ૩, સૂરઃ બનીઈસ્રાઈલ રુકૂઅ - ૭, સૂરઃ કહફ રુકૂઅ - ૭, સૂરઃ તાહા રુકૂઅ - ૭, સૂરઃ સ્વાદ રુકૂઅ - ૫. બાઈબલના પુસ્તક ''ઉત્પત્તિ'', પ્રકરણ - ૧, ૨ અને ૩માં પણ આ કિસ્સાનું વર્ણન થયેલું છે, પરંતુ બન્નેની સરખામણી કરવાથી કોઈપણ સમજદાર માણસ અનુભવી શકે છે કે બંને પુસ્તકોમાં શું ફરક છે.

આદમ અ.સ.ના સર્જન વખતે અલ્લાહ અને ફરિશ્તાઓ વચ્ચેની વાતચીતનો ઉલ્લેખ તલમૂદમાં પણ આવ્યો છે, પરંતુ એ પણ અર્થનો આત્મા ધરાવતો નથી જે કુર્આનમાં વર્ણવેલા એ કિસ્સામાં જોવા મળે છે. બલ્કે આમાં એક ગમ્મત એ પણ જોવા મળે છે કે જ્યારે ફરિશ્તાઓએ પૂછયુંઃ મનુષ્યોને શા માટે પેદા કરવામાં આવી રહ્યાં છે, ત્યારે અલ્લાહે જવાબ આપ્યો ''જેથી એમની અંદર નેક (સદાચારી) લોકો જન્મે.'' દુરાચારી લોકોનો ઉલ્લેખ અલ્લાહે કર્યો નથી, નહીં તો ફરિશ્તા મનુષ્યને સર્જવાની મંજૂરી આપત નહીં.

Talmudic Miscellany, Paul Issac Hershon - LONDON 1880 P. 294-295

**(૫૬)** ઈસ્રાઈલનો અર્થ છે અબ્દુલ્લાહ અથવા ખુદાનો બંદો. આ હઝરત યાકૂબ અ.સ.નો ઈલ્કાબ હતો જે તેમને અલ્લાહ તરફથી એનાયત થયો હતો. તેઓ હઝરત ઈસ્હાક અ.સ.ના પુત્ર અને હઝરત ઈબ્રાહીમ અ.સ.ના પૌત્ર હતાં. એમના વંશને બનીઈસ્રાઈલ કહેવામાં આવે છે. ગત ચાર રુકૂઓમાં પ્રાસ્તાવિક સંબોધન હતું જે તમામ મનુષ્યો માટે સાર્વજનિક હતું. હવે અહીંથી ચૌદમા રુકૂઅ સુધી સતત એક પ્રવચન એ લોકોને સંબોધન કરતાં ચાલે છે જેમાં કયાંક કયાંક ખ્રિસ્તીઓ અને આરબ મુશ્રિકો તરફ પણ સંબોધનની દિશા ફરી ગઈ છે તથા પ્રસંગોપાત એ લોકોને પણ સંબોધન કરવામાં આવ્યું છે જે હઝરત મુહમ્મદ સ.અ.વ.ના સંદેશ ઉપર ઈમાન લાવ્યા હતાં. આ પ્રવચનને વાંચતી વખતે નીચે દર્શાવેલી વાતો ખાસ કરીને નજર સમક્ષ રાખવી જોઈએઃ

એક, આનો આશય એ છે કે અગાઉના પયગમ્બરોની કોમોમાં થોડાઘણાં લોકો હજુ પણ એવાં બાકી છે જેમની અંદર ભલાઈ અને સુધારણાનું તત્ત્વ મોજૂદ છે, એમને એ સત્ય ઉપર ઈમાન લાવવા માટે અને એ કામમાં

وَ اَوۡفُوۡا بِعَهۡدِیۡۤ اُوۡفِ بِعَهۡدِكُمۡ ۚ وَ اِیَّایَ فَارۡهَبُوۡنِ ﴿۴۰﴾

**મારી સાથે તમારો જે વાયદો હતો તેને તમે પૂરો કરો તો મારો જે વાયદો તમારી સાથે હતો તેને હું પૂરો કરૂં અને મારાથી જ તમે ડરો.**

સામેલ થવા માટે બોલાવવામાં આવે જેની સાથે મુહમ્મદ સ.અ.વ.ને મોકલવામાં આવ્યા હતાં. એટલા માટે એમને જણાવવામાં આવી રહ્યું છે કે આ કુર્આન અને આ નબી એ જ સંદેશ અને એ જ કામ લઈને આવ્યો છે જે આની પહેલાં તમારા નબીઓ અને તમારી પાસે આવનારા ગ્રંથો લાવ્યા હતાં. પહેલાં આ વસ્તુ તમને આપવામાં આવી હતી કે જેથી તમે પોતે પણ એની ઉપર ચાલો અને દુનિયાને પણ તેની તરફ બોલાવવાનો તથા તેની ઉપર ચલાવવાનો પ્રયત્ન કરો. પરંતુ તમે દુનિયાનું માર્ગદર્શન તો ન કર્યું પણ પોતે જ આ માર્ગદર્શન ઉપર કાયમ ન રહ્યાં અને બગડતા ગયાં. તમારો ઈતિહાસ અને તમારી કોમની પ્રવર્તમાન નૈતિક અને ધાર્મિક હાલત પોતે જ તમારા બગાડની સાક્ષી આપે છે. હવે અલ્લાહે એ જ વસ્તુ આપીને તેના એક બંદાને મોકલ્યો છે અને એ જ કામ તેને સુપ્રત કર્યું છે. આ કોઈ અજાણી કે અનોખી વસ્તુ નથી, તમારી પોતાની વસ્તુ છે. એટલા માટે જાણીબૂઝીને સત્યનો વિરોધ ન કરો પરંતુ તેને સ્વીકારી લો. જે કામ તમારે કરવાનું હતું અને તમે ન કર્યું તેને કરવા માટે જો બીજા લોકો ઊભા થયાં છે તો તેમનો સાથ આપો.

બે, આનો આશય સામાન્ય યહૂદીઓ સમક્ષ દલીલ પૂરી કરવાનો છે તથા સ્પષ્ટપણે તેમની ધાર્મિક અને નૈતિક દશા જાહેર કરી દેવાનો છે. એમની સામે સાબિત કરવામાં આવી રહ્યું છે કે આ એ જ દીન છે જે તમારા નબીઓ લઈને આવ્યા હતાં. દીનના સિદ્ધાંતમાં કોઈ એક વસ્તુ પણ એવી નથી જેમાં કુર્આનનું શિક્ષણ તૌરાતના શિક્ષણથી ભિન્ન હોય. એમની સામે સાબિત કરવામાં આવી રહ્યું છે કે જે માર્ગદર્શન તમને આપવામાં આવ્યું હતું તેનું પાલન કરવામાં અને જે માર્ગદર્શન કરવાનું પદ તમને આપવામાં આવ્યું હતું તેનો હક્ક અદા કરવામાં તમે બહુ જ ખરાબ રીતે નિષ્ફળ નીવડયાં છો. આને સાબિત કરવા માટે પુરાવારૂપે એવી ઘટનાઓનું વર્ણન કરવામાં આવ્યું છે જેમનું ખંડન તેઓ કરી શકે તેમ ન હતાં. બીજું, જેવી રીતે સત્યને જાણવા છતાં તેઓ તેની વિરૂદ્ધ ષડ્યંત્રો, શંકાઓ, ખોટી ચર્ચાઓ તથા ચાલાકીઓનો ઉપયોગ કરી રહ્યા હતાં, અને જે તરકીબો અજમાવીને એવો પ્રયત્ન કરતા હતાં કે મુહમ્મદ સ.અ.વ.નું આ મિશન સફળ થવા ન પામે, એ સૌની પોલ ખોલવામાં આવી રહી છે જેનાથી એ સ્પષ્ટ થઈ જાય છે કે તેમનું બાહ્ય ધાર્મિકપણું માત્ર એક ઢોંગ છે જેની નીચે પ્રમાણિકતા અને સત્યનિષ્ઠાને બદલે હઠાગ્રહ, જહાલતકાળનો પૂર્વગ્રહ તથા સ્વાર્થવૃત્તિ કામ કરી રહ્યાં છે અને હકીકતમાં તેઓ એમ ઈચ્છતાં જ નથી કે નેકીનું કોઈ કામ પ્રગતિ પામે. આ રીતે દલીલ પૂરી પાડવાનો ફાયદો એ થયો કે એક તરફ એ કોમમાં જે નેક લોકો હતાં એમની આંખો ઉઘડી ગઈ તો બીજી તરફ મદીનાની આમ જનતા ઉપર તેમજ ખાસ કરીને આરબ મુશ્રિકો ઉપર આ લોકોનો જે ધાર્મિક અને નૈતિક પ્રભાવ હતો તે સમાપ્ત થઈ ગયો અને ત્રીજી તરફ પોતાની જાતને ખુલ્લી પડેલી જોઈને એમની હિંમત એટલી ઘટી ગઈ કે તેઓ એ બહાદુરી સાથે કયારેય પણ મુકાબલામાં ઊભા રહી શકયા નહીં જેની સાથે એવો માણસ ઊભો થાય છે જેને પોતાની સચ્ચાઈ ઉપર પૂરેપૂરો વિશ્વાસ હોય.

وَ اٰمِنُوْا بِمَاۤ اَنْزَلْتُ مُصَدِّقًا لِّمَا مَعَكُمْ وَ لَا تَكُوْنُوْۤا اَوَّلَ كَافِرٍۭ
بِهٖ ۪ وَ لَا تَشْتَرُوْا بِاٰيٰتِيْ ثَمَنًا قَلِيْلًا ۫ وَّ اِيَّايَ فَاتَّقُوْنِ ﴿۴۱﴾ وَ لَا
تَلْبِسُوا الْحَقَّ بِالْبَاطِلِ وَ تَكْتُمُوا الْحَقَّ وَ اَنْتُمْ تَعْلَمُوْنَ ﴿۴۲﴾

**અને મેં જે ગ્રંથ મોકલ્યો છે તેની ઉપર ઈમાન લાવો. આ એ ગ્રંથના સમર્થનમાં છે જે તમારી પાસે અગાઉથી મોજૂદ હતો, એટલા માટે સૌની પહેલાં તમે જ તેનો ઈનકાર કરનારા ન બની જાઓ. નજીવી કિંમતમાં મારી આયતોને વેચી ન નાખો[૫૭] અને મારા પ્રકોપથી બચો. અસત્યનો રંગ ચઢાવીને સત્યને શંકાસ્પદ ન બનાવો તેમજ જાણીબૂઝીને સત્યને છુપાવવાનો પ્રયાસ ન કરો.[૫૮]**

ત્રીજું, પાછળના ચાર રુકૂઓમાં માનવજાતિને સાર્વજનિક સંદેશ આપીને જે કહેવામાં આવ્યું હતું તેના જ અનુસંધાનમાં એક ખાસ કોમનું સ્પષ્ટ ઉદાહરણ આપીને બતાવવામાં આવી રહ્યું છે કે જે કોમ ખુદાના મોકલેલા માર્ગદર્શન તરફથી વિમુખ બની જાય છે તેનું પરિણામ શું આવે છે. તેની સમજૂતી માટે તમામ કોમોમાંથી બનીઈસ્રાઈલને પસંદ કરવાનું કારણ આ છે કે દુનિયામાં માત્ર આ જ એક એવી કોમ છે જે સતત ૪૦૦૦ વર્ષથી દુનિયાની તમામ કોમોની સામે એક જીવંત પદાર્થપાઠનો દાખલો બનેલી છે. ખુદાના માર્ગદર્શન ઉપર ચાલવાથી તેમજ ન ચાલવાથી જેટલી ચડતી અને પડતી કોઈ કોમના જીવનમાં આવી શકે છે એ તમામ આ કોમના પદાર્થપાઠ આપતા ઈતિહાસમાં દેખાઈ આવે છે.

ચાર, આના દ્વારા મુહમ્મદ સ.અ.વ.ના અનુયાયીઓને બોધ આપવાનો આશય છે કે તેઓ પડતીના એ ખાડામાં પડવાથી બચે જેમાં અગાઉના નબીઓના અનુયાયીઓ પડી ગયાં. યહૂદીઓની નૈતિક નબળાઈઓ, ધાર્મિક ગેરસમજો તથા માન્યતાઓ અને અમલીકરણની ગુમરાહીઓમાંથી એક એકની તરફ નિર્દેશ કરીને એમની સામે સત્યદીનના તકાદાઓ વર્ણવવામાં આવ્યાં છે જેથી મુસલમાનો એમનો માર્ગ સ્પષ્ટપણે જોઈ શકે અને ખોટા માર્ગોથી બચીને ચાલે. આ સંબંધમાં યહૂદીઓ અને ખ્રિસ્તીઓ ઉપર ટીકા કરતાં કુર્આન જે કંઈ કહે છે તે વાંચતી વખતે મુસલમાનોએ નબી સ.અ.વ.ની એ હદીસ યાદ રાખવી જોઈએ જેમાં કહેવામાં આવ્યું છે કે તમે પણ છેવટે અગાઉની કોમોના જ રસ્તા ઉપર ચાલી ને રહેશો, એટલે સુધી કે જો તેઓ ઘોના દરમાં ઘૂસ્યાં હોય તો તમે પણ એમાં ઘૂસશો. સહાબીઓએ પૂછયુંઃ હે રસૂલુલ્લાહ, શું આનો આશય યહૂદીઓ અને ખ્રિસ્તીઓ છે? તો આપે કહ્યું, બીજા કોણ? નબી સ.અ.વ.ના આ શબ્દો માત્ર એક ઠપકો જ ન હતાં બલ્કે અલ્લાહે આપેલી દ્રષ્ટિથી આપ જાણતા હતાં કે નબીઓની ઉમ્મતોમાં બગાડ કયા કયા રસ્તે આવ્યો અને કયા કયા સ્વરૂપોમાં દેખાતો રહ્યો છે.

(૫૭) નજીવી કિંમતનો અર્થ દુનિયાના એ ફાયદા છે જેમના માટે આ લોકો અલ્લાહના હુકમો અને તેની સૂચનાઓને રદ કરી રહ્યા હતાં. સત્યના વેચાણના બદલે ભલે માનવી દુનિયાભરની દોલત લઈ લે તેમ છતાં એ ઘણી ઓછી કિંમત છે કેમ કે સત્ય ખરેખર એનાથી વધારે મોંઘી વસ્તુ છે.

(૫૮) આ આયતને સમજવા માટે આ વાત નજર સમક્ષ રહેવી જોઈએ કે આરબો સામાન્ય રીતે અભણ

وَ اَقِیۡمُوا الصَّلٰوۃَ وَ اٰتُوا الزَّکٰوۃَ وَ ارۡکَعُوۡا مَعَ الرّٰکِعِیۡنَ ﴿۴۳﴾
اَتَاۡمُرُوۡنَ النَّاسَ بِالۡبِرِّ وَ تَنۡسَوۡنَ اَنۡفُسَکُمۡ وَ اَنۡتُمۡ تَتۡلُوۡنَ
الۡکِتٰبَ ؕ اَفَلَا تَعۡقِلُوۡنَ ﴿۴۴﴾ وَ اسۡتَعِیۡنُوۡا بِالصَّبۡرِ وَ الصَّلٰوۃِ ؕ وَ

**નમાઝ કાયમ કરો, ઝકાત આપો,[૫૯] અને જે લોકો મારી સમક્ષ ઝૂકી રહ્યાં છે તેમની સાથે તમે પણ ઝૂકી જાઓ. તમે બીજાંને તો નેકીનો માર્ગ અપનાવવા માટે કહો છો પરંતુ પોતાની જાતને જ ભૂલી જાઓ છો ? જો કે તમે ગ્રંથ વાંચો છો. શું તમે બુદ્ધિનો સહેજ પણ ઉપયોગ કરતાં નથી ? ધૈર્ય અને નમાઝની[૬૦] મદદ લો,**

હતાં અને એમની સરખામણીમાં યહૂદીઓમાં આમ પણ શિક્ષણનો પ્રચાર વધારે હતો, તેમજ વ્યક્તિગત રીતે પણ તેમની અંદર એવા એવા ધુરંધર વિદ્વાનો જોવા મળતા હતાં જેમની ખ્યાતિ અરબસ્તાનની બહાર પહોંચેલી હતી. એટલા માટે આરબો ઉપર યહૂદીઓનો ઇલ્મી રોફ ઘણો વધારે હતો. બીજું, એમના વિદ્વાનો અને આગેવાનોએ તેમના ધાર્મિક દરબારોની ભવ્યતા કાયમ કરીને તથા તેમના મંત્રતંત્ર અને તાવીજદોરાનો ધંધો ચલાવીને એ રોફને ઓર વધુ ઘેરો અને વિસ્તૃત બનાવી દીધો હતો. ખાસ કરીને મદીનાના લોકો એમનાથી ખૂબ જ પ્રભાવિત હતાં. કેમ કે એમની આસપાસ મોટા મોટા યહૂદી કબીલાઓ વસતા હતાં, રાત-દિવસ એમની સાથે એમનો સંપર્ક રહેતો હતો, અને એ હળવા-મળવામાં તેઓ એમનાથી એવી જ રીતે ભારે પ્રભાવિત હતાં જેવી રીતે અભણ વસ્તી વધુ શિક્ષિત, વધુ સભ્ય અને વધુ ધાર્મિક દેખાડો ધરાવતા પાડોશીઓથી પ્રભાવિત થતી હોય છે. આવી પરિસ્થિતિમાં જ્યારે નબી સ.અ.વ.એ પોતાને નબીની હેસિયતથી રજૂ કર્યાં અને લોકોને ઇસ્લામની તરફ બોલાવવાનું શરૂ કર્યું તો સ્વાભાવિક રીતે અભણ આરબો ગ્રંથવાળા યહૂદીઓને જઈને પૂછતાં હતાં કે તમે લોકો પણ એક નબીના અનુયાયી છો તથા એક ગ્રંથને માનો છો, હવે તમે અમને બતાવો કે આ ભાઈ કે જે અમારી અંદર નબૂવ્વતનો દાવો લઈને ઊભા થયાં છે એમના વિશે અને એમના શિક્ષણ વિશે તમારો શો અભિપ્રાય છે. આમ, આ સવાલ મક્કાના લોકોએ પણ યહૂદીઓને ઘણી વખત કર્યો અને જ્યારે નબી સ.અ.વ. મદીના પધાર્યાં ત્યારે અહીં પણ ઘણાં લોકો યહૂદી વિદ્વાનો પાસે જઈને આ જ વાત પૂછતા હતાં. પરંતુ એ વિદ્વાનોએ કયારેય સાચી વાત બતાવી નહીં. એમના માટે એમ કહેવું તો મુશ્કેલ હતું કે એ તૌહીદ (એકેશ્વરવાદ) જે મુહમ્મદ સ.અ.વ. રજૂ કરી રહ્યાં છે તે ખોટું છે અથવા નબીઓ અને આકાશી ગ્રંથો તેમજ ફરિશ્તાઓ અને આખિરત વિશે જે કંઈ તેઓ કહી રહ્યાં છે તેમાં કોઈ ભૂલ છે, અથવા એ નૈતિક નિયમો કે જેનું આપ શિક્ષણ આપી રહ્યાં છે તેમાંથી કોઈ વસ્તુ ખોટી છે. પરંતુ તેઓ સ્પષ્ટપણે આ સચ્ચાઈનો એકરાર કરવા માટે પણ તૈયાર ન હતાં કે જે કંઈ આપ રજૂ કરી રહ્યાં છે તે સાચું છે. તેઓ ન તો સચ્ચાઈનું ખુલ્લી રીતે ખંડન કરી શકતા હતાં ન તો સીધી રીતે તેને સાચી માની લેવા માટે તૈયાર હતાં. આ બંને રસ્તાઓ વચ્ચે તેમણે એવો રસ્તો અખત્યાર કર્યો હતો કે દરેક સવાલ પૂછનારના દિલમાં નબી સ.અ.વ.ની વિરૂદ્ધ, આપના સમુદાયની વિરૂદ્ધ તથા આપના મિશનની

إِنَّهَا لَكَبِيرَةٌ إِلَّا عَلَى الْخٰشِعِينَ ﴿٤٥﴾ الَّذِينَ يَظُنُّونَ أَنَّهُمْ
مُّلٰقُوا رَبِّهِمْ وَ أَنَّهُمْ إِلَيْهِ رٰجِعُونَ ﴿٤٦﴾ يٰبَنِيٓ إِسْرَآءِيلَ اذْكُرُوا
نِعْمَتِيَ الَّتِيٓ أَنْعَمْتُ عَلَيْكُمْ وَ أَنِّي فَضَّلْتُكُمْ عَلَى الْعٰلَمِينَ ﴿٤٧﴾ وَ
اتَّقُوا يَوْمًا لَّا تَجْزِي نَفْسٌ عَنْ نَّفْسٍ شَيْـًٔا وَّ لَا يُقْبَلُ
مِنْهَا شَفَاعَةٌ وَّ لَا يُؤْخَذُ مِنْهَا عَدْلٌ وَّ لَا هُمْ يُنْصَرُونَ ﴿٤٨﴾

રુકૂઅ ૫ الربع

**નિશંકઃ નમાઝ એક ભારે મુશ્કેલ કામ છે, પરંતુ એ આજ્ઞાકારી બંદાઓ માટે મુશ્કેલ નથી જે માને છે કે છેવટે તેમને તેમના માલિકને મળવાનું અને તેની જ તરફ વળીને પાછા જવાનું છે.[૬૧] (રુકૂઅ-૫)**

**હે ઈસ્રાઈલની સંતાન! યાદ કરો મારી એ નિયામતને જેનાથી મેં તમને નવાજ્યા હતાં અને એ વાતને કે મેં તમને દુનિયાની બધી જ કોમો ઉપર શ્રેષ્ઠતા આપી હતી.[૬૨] અને ડરો એ દિવસથી કે જ્યારે કોઈ કોઈના કોઈ કામમાં નહીં આવે. ન તો કોઈના તરફથી ભલામણ સ્વીકારવામાં આવશે, ન તો કોઈને મુક્તિદંડ લઈને છોડી દેવામાં આવશે, અને ન તો ગુનેગારોને કયાંયથી મદદ મળી શકશે.[૬૩]**

વિરૂદ્ધ, કોઈને કોઈ શંકા નાખી દેતા હતાં, એકાદ આક્ષેપ આપની ઉપર લગાવી દેતા હતાં, કોઈ એવી વાત વહેતી મૂકી દેતા હતાં કે જેનાથી લોકો શંકામાં પડી જાય, અને જાતજાતના ગૂંચવનારા પ્રશ્નો ઊભા કરી દેતા હતાં કે જેથી લોકો એમાં પોતે પણ ગૂંચવાઈ જાય અને નબી સ.અ.વ. તથા આપના અનુયાયીઓને પણ ગૂંચવવાનો પણ પ્રયાસ કરે. એમનું આ જ વલણ હતું જેના કારણે એમને કહેવામાં આવી રહ્યું છે કે સત્યો ઉપર અસત્યોના પડદા ન નાખો, તમારા જુઠ્ઠા પ્રચાર તથા શરારતી શંકાઓ અને વાંધાઓ વડે સત્યને દબાવવાની અને છુપાવવાની કોશિશ ન કરો, અને સત્ય અને અસત્યને ભેળવીને દુનિયાને ન છેતરો.

(૫૯) નમાઝ તથા ઝકાત દરેક જમાનામાં ઈસ્લામ ધર્મના સૌથી મહત્ત્વના સ્તંભો રહ્યાં છે. તમામ નબીઓની જેમ બનીઈસ્રાઈલના નબીઓએ પણ આની ભારપૂર્વક તાકીદ કરી હતી પરંતુ યહૂદી લોકો એમનાથી ગાફેલ બની ગયા હતાં. જમાઅત સાથે નમાઝની વ્યવસ્થા એમને ત્યાં લગભગ ભાંગી પડી હતી. તેમની કોમના મોટા ભાગના લોકો વ્યક્તિગત નમાઝ પણ છોડી ચૂકયા હતાં અને ઝકાત આપવાના બદલે આ લોકો વ્યાજ ખાતા હતાં.

(૬૦) એટલે કે જો તમને નેકીના રસ્તા ઉપર ચાલવામાં મુશ્કેલી જણાતી હોય તો એ મુશ્કેલીનો ઈલાજ ધૈર્ય અને નમાઝ છે. આ બે વસ્તુઓમાંથી તમને એ શક્તિ મળશે જેનાથી આ રસ્તો આસાન બની જશે.

وَ اِذْ نَجَّيْنٰكُمْ مِّنْ اٰلِ فِرْعَوْنَ يَسُوْمُوْنَكُمْ سُوْٓءَ الْعَذَابِ يُذَبِّحُوْنَ
اَبْنَآءَكُمْ وَ يَسْتَحْيُوْنَ نِسَآءَكُمْ ؕ وَ فِيْ ذٰلِكُمْ بَلَآءٌ مِّنْ رَّبِّكُمْ
عَظِيْمٌ ﴿۴۹﴾ وَ اِذْ فَرَقْنَا بِكُمُ الْبَحْرَ فَاَنْجَيْنٰكُمْ وَ اَغْرَقْنَاۤ اٰلَ
فِرْعَوْنَ وَ اَنْتُمْ تَنْظُرُوْنَ ﴿۵۰﴾ وَ اِذْ وٰعَدْنَا مُوْسٰۤى اَرْبَعِيْنَ لَيْلَةً
ثُمَّ اتَّخَذْتُمُ الْعِجْلَ مِنْۢ بَعْدِهٖ وَ اَنْتُمْ ظٰلِمُوْنَ ﴿۵۱﴾ ثُمَّ عَفَوْنَا

**યાદ કરો[૬૪] એ સમય, જ્યારે અમે તમને ફિરઔની લોકોની[૬૫] ગુલામીમાંથી મુક્તિ આપી— તેમણે તમને ભારે યાતનામાં નાખી રાખેલા હતાં. તમારા પુત્રોને મારી નાખતા હતાં અને તમારી પુત્રીઓને જીવતી રહેવા દેતા હતાં અને એ સ્થિતિમાં તમારા માલિક તરફથી તમારી મોટી કસોટી હતી.[૬૬]**

**યાદ કરો એ સમય, જ્યારે અમે સમુદ્ર ચીરીને તમારા માટે માર્ગ બનાવ્યો, પછી તેમાંથી તમને સકુશળ પસાર કરાવી દીધાં, પછી ત્યાં જ તમારી આંખોની સામે ફિરઔની લોકોને ગરકાવ કરી દીધાં.**

**યાદ કરો, જ્યારે અમે મૂસાને ચાળીસ રાત્રિ-દિવસની નિયત મુદત માટે બોલાવ્યો,[૬૭] ત્યારે તેની પાછળ તમે વાછરડાને તમારો ખુદા[૬૮] બનાવી બેઠાં. તે વખતે તમે ભારે અત્યાચાર કર્યો હતો, આમ છતાં પણ અમે તમને ક્ષમા**

---

صَبْر સબ્ર નો અર્થ શબ્દકોશમાં રોકાવવું તથા બાંધવું છે અને આનો અર્થ મજબૂત ઈરાદો, દૃઢ હિંમત તથા મનની ઈચ્છાઓ ઉપર અંકૂશ છે જેના વડે કોઈપણ માણસ મનના પ્રલોભનો અને બાહ્ય મુશ્કેલીઓની સામે પોતાના હૃદય અને મનને પસંદ કરેલા રસ્તા ઉપર સતત આગળ વધારતો જાય. અહીં આયતનો આશય એ છે કે આ નૈતિક ગુણને તમારી અંદર કેળવો અને તેને બહારથી શક્તિ પહોંચાડવા માટે નમાઝ નિયમિત રીતે અદા કરો.

(૬૧) એટલે કે જે માણસ અલ્લાહનો આજ્ઞાંકિત ન હોય અને આખિરતમાં માનતો ન હોય તેના માટે તો નમાઝની પાબંદી એક એવી મુસીબત છે કે જેને એ કયારેય સહન કરી શકતો નથી. પરંતુ જે સ્વૈચ્છાએ ખુદાની સામે માથું ઝૂકાવી ચૂકયો છે, તથા જેને એ ખ્યાલ છે કે એક દિવસે મરીને પોતાના ખુદાની સામે જવાનું પણ છે, તેના માટે નમાઝ અદા કરવાનું નહીં બલ્કે નમાઝ છોડવાનું મુશ્કેલ છે.

(૬૨) આ એ કાળની તરફ ઈશારો છે જ્યારે તમામ દુનિયાની કોમોમાં એક બનીઈસ્રાઈલની કોમ જ એવી હતી જેની પાસે અલ્લાહનું આપેલું સત્યજ્ઞાન હતું, અને જેને દુનિયાની તમામ કોમોની સરદાર અને પથદર્શક

عَنۡكُمۡ مِّنۡۢ بَعۡدِ ذٰلِكَ لَعَلَّكُمۡ تَشۡكُرُوۡنَ ۝٥٢ وَ اِذۡ اٰتَيۡنَا مُوۡسَى
الۡكِتٰبَ وَ الۡفُرۡقَانَ لَعَلَّكُمۡ تَهۡتَدُوۡنَ ۝٥٣ وَ اِذۡ قَالَ مُوۡسٰى
لِقَوۡمِهٖ يٰقَوۡمِ اِنَّكُمۡ ظَلَمۡتُمۡ اَنۡفُسَكُمۡ بِاتِّخَاذِكُمُ الۡعِجۡلَ
فَتُوۡبُوۡٓا اِلٰى بَارِئِكُمۡ فَاقۡتُلُوۡٓا اَنۡفُسَكُمۡ ؕ ذٰلِكُمۡ خَيۡرٌ لَّكُمۡ عِنۡدَ
بَارِئِكُمۡ ؕ فَتَابَ عَلَيۡكُمۡ ؕ اِنَّهٗ هُوَ التَّوَّابُ الرَّحِيۡمُ ۝٥٤

**આપી કે કદાચ હવે તમે આભારી બનો.**

**યાદ કરો કે (બરાબર એ સમયે જ્યારે તમે આ ગુનો આચરી રહ્યા હતાં) અમે મૂસાને ગ્રંથ અને ફુર્કાન[૬૯] આપ્યાં જેથી તમે તેના વડે સીધો માર્ગ પામી શકો.**

**યાદ કરો જયારે મૂસાએ (આ નિયામત લઈને પાછો ફર્યો ત્યારે) તેની કોમને કહ્યું કે “લોકો, તમે વાછરડાને ખુદા બનાવીને તમારી જાત ઉપર ભારે જુલમ કર્યો છે, એટલા માટે તમે લોકો તમારા સર્જનહાર સમક્ષ તોબા કરો અને તમારા જીવોની હત્યા કરો,[૭૦] આમાં જ તમારા સર્જનહાર પાસે તમારી ભલાઈ છે”. એ વખતે તમારા સર્જનહારે તમારી તોબા સ્વીકારી લીધી કારણ કે તે મોટો ક્ષમા કરનાર અને દયાળુ છે.**

---

બનાવી દેવામાં આવી હતી જેથી તેઓ માલિકની બંદગીના રસ્તા તરફ તમામ કોમોને બોલાવે તથા ચલાવે.

(૬૩) બનીઈસ્રાઈલના બગાડનું એક ખૂબ જ મોટું કારણ આ હતું કે આખિરત વિશેની તેમની માન્યતામાં બગાડ આવી ગયો હતો. તેઓ એવી ખોટી માન્યતાઓમાં પડી ગયા હતાં કે અમે મહાન નબીઓની સંતાન છીએ, મોટા મોટા વલીઓ, સાલેહીન અને ઝાહિદો સાથે સંબંધ ધરાવીએ છીએ તેથી અમારી માફી તો એ જ મહાન લોકોના સદકામાં થઈ જશે, તેમનો પાલવ ઝાલીને પણ કોઈ કેવી રીતે સજા પામી શકે ? આ જ ખોટાં ભરોસાઓએ એમને દીનથી ગાફેલ અને ગુન્હાઓના ચક્કરમાં નાખી દીધા હતાં. એટલા માટે નિયામતો યાદ દેવડાવ્યા પછી તરત જ તેમની આ ગેરસમજ પણ દૂર કરવામાં આવી છે.

(૬૪) અહીંથી હવે પછીના રુકૂઓ સુધી સળંગ જે કિસ્સાઓની તરફ ઈશારા કરવામાં આવ્યાં છે તે બધા બનીઈસ્રાઈલના ઇતિહાસમાં સૌથી વિખ્યાત કિસ્સાઓ છે જેમને આ કોમનું એકેએક બાળક જાણતું હતું. એટલા માટે વિગતો આપવાને બદલે એક એક કિસ્સાની તરફ ટૂંકમાં ઈશારો કરવામાં આવ્યો છે. આ ઐતિહાસિક નિવેદન દ્વારા હકીકતમાં એ દર્શાવવાનો આશય છે કે એક તરફ આવા આવા ઉપકારો છે જે ખુદાએ તમારી ઉપર કર્યાં અને બીજી તરફ તમારા આવા આવા કરતૂકો છે જે એ ઉપકારોના જવાબમાં તમે કરી રહ્યાં છો.

وَ اِذْ قُلْتُمْ يٰمُوْسٰى لَنْ نُّؤْمِنَ لَكَ حَتّٰى نَرَى اللّٰهَ جَهْرَةً فَاَخَذَتْكُمُ الصّٰعِقَةُ وَ اَنْتُمْ تَنْظُرُوْنَ ۝٥٥ ثُمَّ بَعَثْنٰكُمْ مِّنْۢ بَعْدِ مَوْتِكُمْ لَعَلَّكُمْ تَشْكُرُوْنَ ۝٥٦ وَ ظَلَّلْنَا عَلَيْكُمُ الْغَمَامَ وَ اَنْزَلْنَا عَلَيْكُمُ الْمَنَّ وَ السَّلْوٰى ؕ كُلُوْا مِنْ طَيِّبٰتِ مَا رَزَقْنٰكُمْ ؕ وَ مَا ظَلَمُوْنَا

**યાદ કરો જ્યારે તમે મૂસાને કહ્યું હતું કે અમે તમારો કદાપિ વિશ્વાસ કરીશું નહીં, જ્યાં સુધી અમારી આંખો વડે જાહેરમાં ખુદાને (તમારી સાથે વાતચીત કરતો) ન જોઈ લઈએ. તે વખતે તમારી નજરો સમક્ષ એક કડાકા સાથેની વીજળીએ તમને ઝડપી લીધાં. તમે નિષ્પ્રાણ થઈ પડી ગયેલા હતાં, પરંતુ પછી અમે તમને જીવતા કરીને ઉઠાવ્યાં કે કદાચ આ ઉપકાર પછી તમે આભારી બની જાઓ.[૭૧]**

**અમે તમારી ઉપર વાદળનો છાંયડો કર્યો,[૭૨] મન્ન અને સલવાનો ખોરાક તમારા માટે ઉપલબ્ધ કર્યો[૭૩] અને તમને કહ્યું કે જે શુદ્ધ અને સ્વચ્છ વસ્તુઓ અમે તમને એનાયત કરી છે તેમને ખાઓ પરંતુ તમારા પૂર્વજોએ જે કંઈ કર્યું, તે અમારી ઉપર તેમનો જુલમ ન હતો**

(૬૫) اٰلِ فِرْعَوْنَ "આલેફિરઔન" નો અનુવાદ અમે આ શબ્દ વડે કર્યો છે. આની અંદર ફિરઔનના કુટુંબ તથા મિસ્રનો શાસક વર્ગ બંનેનો સમાવેશ થાય છે.

(૬૬) અજમાયશ એ વાતની કે આ ભઠ્ઠીમાંથી તમે શુદ્ધ સોનું બનીને નીકળો છો કે પછી સાવ કચરો બનીને રહી જાઓ છો. અને અજમાયશ એ વાતની કે આટલી મોટી મુસીબતમાંથી આવી ચમત્કારિક રીતે છુટકારો મેળવ્યા પછી પણ તમે અલ્લાહના આભારી બંદા બનો છો કે નહીં.

(૬૭) મિસ્રમાંથી છુટકારો મેળવ્યા પછી જ્યારે બનીઇસ્રાઈલ સીનાના દ્વીપકલ્પમાં પહોંચી ગયાં ત્યારે હઝરત મૂસા અ.સ.ને અલ્લાહતઆલાહે ચાલીસ રાત-દિવસ માટે તૂર પર્વત ઉપર બોલાવ્યાં કે જેથી ત્યાં એ કોમને માટે કે જે હવે મુક્ત થઈ ચૂકી હતી, શરીઅતના કાયદાઓ તથા વ્યવહારુ જીવનના આદેશો આપવામાં આવે. (જુઓ બાઈબલ : નિર્ગમન, પ્રકરણ-૨૪ થી ૩૧)

(૬૮) ગાય અને બળદની પૂજાનો રોગ બનીઇસ્રાઈલની પાડોશી કોમોમાં દરેક ઠેકાણે ફેલાયેલો હતો. મિસ્ર અને કિનઆનમાં આ રિવાજ પ્રચલિત હતો. હઝરત યૂસુફ અ.સ. પછી બનીઇસ્રાઈલની જ્યારે પડતી થઈ અને ધીમે ધીમે કુબ્તીઓના ગુલામ બની ગયાં ત્યારે તેમણે બીજા રોગોની સાથે એક આ રોગ પણ તેમના શાસકો પાસેથી લઈ લીધો હતો. (વાછરડાની પૂજાનો આ કિસ્સો બાઈબલના પુસ્તક નિર્ગમનના પ્રકરણ-૩૨ માં વિસ્તારપૂર્વક નોંધવામાં આવ્યો છે.)

وَلٰكِنْ كَانُوْٓا اَنْفُسَهُمْ يَظْلِمُوْنَ ﴿٥٧﴾ وَاِذْ قُلْنَا ادْخُلُوْا هٰذِهِ الْقَرْيَةَ فَكُلُوْا مِنْهَا حَيْثُ شِئْتُمْ رَغَدًا وَّادْخُلُوا الْبَابَ سُجَّدًا وَّقُوْلُوْا حِطَّةٌ نَّغْفِرْ لَكُمْ خَطٰيٰكُمْ ؕ وَسَنَزِيْدُ الْمُحْسِنِيْنَ ﴿٥٨﴾

**બલ્કે તેમણે પોતે જ પોતાની ઉપર જુલમ કર્યો.**

**પછી યાદ કરો જ્યારે અમે કહ્યું હતું કે ''આ વસ્તી,[૭૪] જે તમારી સામે છે, તેમાં દાખલ થઈ જાઓ, તેની પેદાશો, જેમ ઈચ્છો તેમ ખાઓ, પરંતુ વસ્તીના દરવાજામાં નતમસ્તક થઈને દાખલ થજો અને 'હિત્તતુન, હિત્તતુન'[૭૫] કહેતાં જજો, અમે તમારી ભૂલોને દરગુજર કરીશું અને સદાચારીઓને વધારેમાં કૃપા અને મહેરબાની વડે નવાજીશું.''**

---

(૬૯) **فُرقَان** ફુર્કાનઃ એ વસ્તુ કે જેના વડે સત્ય અને અસત્યનો તફાવત સ્પષ્ટ થાય. ઉર્દૂમાં આ અર્થની સૌથી નજીકનો અર્થ ધરાવતો શબ્દ ''કસોટી'' છે. અહીં ફુર્કાનનો અર્થ ધર્મનું એ જ્ઞાન અને સમજણ છે જેનાથી માણસ સત્ય અને અસત્ય વચ્ચે ભેદ પારખે છે.

(૭૦) એટલે કે તમારા એ માણસોને મારી નાખો જેમણે વાછરડાને ખુદા બનાવ્યો અને તેની પૂજા કરી.

(૭૧) આ ઈશારો જે કિસ્સા તરફ છે તેની વિગત આ પ્રમાણે છે કે ચાલીસ રાત-દિવસના વાયદે જ્યારે મૂસા અ.સ. તૂર ઉપર ગયાં ત્યારે તેમને હુકમ થયો હતો કે તમારી સાથે બનીઇસ્રાઇલના ૭૦ પ્રતિનિધિઓ પણ લઈને આવો. પછી જ્યારે અલ્લાહતઆલાએ મૂસા અ.સ.ને ગ્રંથ અને ફુર્કાન એનાયત કર્યાં ત્યારે તેમણે તેમને એ પ્રતિનિધિઓની સામે પ્રસ્તુત કર્યાં. આ પ્રસંગે કુર્આન કહે છે કે એમાંથી કેટલાક તોફાની તત્ત્વો કહેવા લાગ્યાં કે અમે માત્ર તમારા નિવેદનને કેવી રીતે માની લઈએ કે ખુદાએ તમારી સાથે વાર્તાલાપ કર્યો છે. આના માટે અલ્લાહતઆલાનો કોપ ઉતર્યો અને તેમને સજા આપવામાં આવી. પરંતુ બાઈબલ કહે છે કે :

''તેમણે ઈસ્રાઈલના ખુદાને જોયો. તેના પગની નીચે નીલમના પથ્થરના ચબૂતરા જેવું હતું, જે આકાશની જેમ પારદર્શક હતું. અને તેણે બનીઈસ્રાઈલના ઉમરાવો ઉપર પોતાનો હાથ ન લંબાવ્યો. આમ, તેમણે ખુદાને જોયો અને ખાધું અને પીધું.'' (નિર્ગમન : પ્રકરણ - ૨૪, આયત - ૧૦ અને ૧૧)

મજાની વાત એ છે કે આ જ ગ્રંથમાં આગળ જઈને લખેલું છે કે જ્યારે હઝરત મૂસા અ.સ.એ ખુદાને અરજ કરી કે મને તારૂં તેજ દેખાડી દે તો તેણે કહ્યું કે તું મને જોઈ શકતો નથી. (જુઓ : નિર્ગમન, પ્રકરણ - ૩૩, આયત - ૧૮, ૨૩)

(૭૨) એટલે કે સીનાના દ્વીપકલ્પમાં જ્યાં તડકાથી બચવા માટે કોઈ આશ્રયસ્થાન તમને ઉપલબ્ધ ન હતું ત્યાં અમે વાદળો વડે તમારા બચાવની વ્યવસ્થા કરી. અહીં એ વસ્તુનો ખ્યાલ રહે કે બનીઇસ્રાઈલ લાખોની સંખ્યામાં મિસ્રમાંથી નીકળીને આવ્યા હતાં અને સીનાના વિસ્તારમાં મકાનો તો ઠીક પણ માથું છુપાવવા માટે




فَبَدَّلَ الَّذِيْنَ ظَلَمُوْا قَوْلًا غَيْرَ الَّذِىْ قِيْلَ لَهُمْ فَاَنْزَلْنَا عَلَى
الَّذِيْنَ ظَلَمُوْا رِجْزًا مِّنَ السَّمَآءِ بِمَا كَانُوْا يَفْسُقُوْنَ ﴿۵۹﴾ وَ اِذِ اسْتَسْقٰى
مُوْسٰى لِقَوْمِهٖ فَقُلْنَا اضْرِبْ بِّعَصَاكَ الْحَجَرَ ؕ فَانْفَجَرَتْ مِنْهُ
اثْنَتَا عَشْرَةَ عَيْنًا ؕ قَدْ عَلِمَ كُلُّ اُنَاسٍ مَّشْرَبَهُمْ ؕ كُلُوْا وَاشْرَبُوْا
مِنْ رِّزْقِ اللّٰهِ وَلَا تَعْثَوْا فِى الْاَرْضِ مُفْسِدِيْنَ ﴿۶۰﴾ وَ اِذْ
قُلْتُمْ يٰمُوْسٰى لَنْ نَّصْبِرَ عَلٰى طَعَامٍ وَّاحِدٍ فَادْعُ لَنَا رَبَّكَ
يُخْرِجْ لَنَا مِمَّا تُنْۢبِتُ الْاَرْضُ مِنْۢ بَقْلِهَا وَ قِثَّآئِهَا وَ فُوْمِهَا وَ

---

**પરંતુ જે વાત કહેવામાં આવી હતી, જુલમીઓએ તેને બદલીને બીજી જ કંઈ બનાવી દીધી. છેવટે અમે જુલમીઓ ઉપર આકાશમાંથી આફત ઉતારી. આ સજા હતી એ નાફરમાનીઓની, જે તેઓ કરી રહ્યા હતાં. (રુકૂઅ-૬)**

**યાદ કરો, જ્યારે મૂસાએ તેની કોમ માટે પાણી માટે પ્રાર્થના કરી ત્યારે અમે કહ્યું કે ફલાણા ખડક ઉપર તમારી લાઠી મારો. એટલે તેમાંથી બાર ઝરણાં ફૂટી[૭૬] નીકળ્યાં અને દરેક કબીલાએ જાણી લીધું કે કઈ જગ્યા તેના માટે પાણી લેવાની છે. તે વખતે આ આદેશ આપી દેવામાં આવ્યો હતો કે અલ્લાહે આપેલી રોજી ખાઓ-પીઓ, અને ધરતી ઉપર બગાડ ફેલાવતા ન ફરો.**

**યાદ કરો, જ્યારે તમે કહ્યું હતું કે 'હે મૂસા ! અમે એક જ પ્રકારના ખોરાક ઉપર ધીરજ રાખી શકતાં નથી. તમે તમારા માલિકને દુઆ કરો કે અમારા માટે જમીનની પેદાશો, શાકભાજી, કાકડી, ઘઉં, લસણ,**

---

એમની પાસે તંબુઓ પણ ન હતાં. એ સમયે જો ખુદા તરફથી એક નિશ્ચિત સમય સુધી આકાશને વાદળછાયું રાખવામાં આવ્યું ન હોત તો આ કોમ તડકાના કારણે નાશ પામી જાત.

(૭૩) مَنٌّ મન્ન તથા سَلوٰیٰ સલ્વા એ કુદરતી ખોરાક હતો જે આ હિજરતના જમાનામાં એ લોકોને ચાલીસ વર્ષ સુધી સતત મળતો રહ્યો. મન્ન ધાણાના બીજ જેવી એક વસ્તુ હતી જે ઝાકળની જેમ પડતી અને જમીન ઉપર જામી જતી હતી, તથા સલ્વા બટેર જેવા પક્ષીઓ હતાં. અલ્લાહની કૃપાથી એ એટલા પુષ્કળ પ્રમાણમાં હતાં કે એક આખી કોમ માત્ર આ જ ખોરાક પર ગુજરાન કરતી રહી અને તેને ભૂખમરાની મુસીબત

عَدَسِهَا وَ بَصَلِهَا ؕ قَالَ اَتَسۡتَبۡدِلُوۡنَ الَّذِىۡ هُوَ اَدۡنٰى
بِالَّذِىۡ هُوَ خَيۡرٌ ؕ اِهۡبِطُوۡا مِصۡرًا فَاِنَّ لَكُمۡ مَّا سَاَلۡتُمۡ ؕ وَ
ضُرِبَتۡ عَلَيۡهِمُ الذِّلَّةُ وَالۡمَسۡکَنَةُ وَبَآءُوۡ بِغَضَبٍ مِّنَ اللّٰهِ ؕ
ذٰلِكَ بِاَنَّهُمۡ كَانُوۡا يَكۡفُرُوۡنَ بِاٰيٰتِ اللّٰهِ وَيَقۡتُلُوۡنَ النَّبِيّٖنَ
بِغَيۡرِ الۡحَـقِّ ؕ ذٰلِكَ بِمَا عَصَوْا وَّكَانُوۡا يَعۡتَدُوۡنَ ﴿٦١﴾




**ડુંગળી, કઠોળ વિગેરે પેદા કરે.'' ત્યારે મૂસાએ કહ્યું: ''શું એક સારી વસ્તુની જગ્યાએ તમે ઊતરતી કક્ષાની વસ્તુઓ લેવા માગો છો ?[૭૭] સારું, કોઈ શહેરી વસ્તીમાં જઈને રહો, જે તમે માગો છો, ત્યાં મળી જશે.'' છેવટે સ્થિતિ એટલે સુધી પહોંચી કે નામોશી અને દુર્દશા તેમની ઉપર છવાઈ ગયાં અને તેઓ અલ્લાહના પ્રકોપમાં ઘેરાઈ ગયાં. આ પરિણામ હતું એ વાતનું કે તેઓ અલ્લાહની આયતોનો ઈનકાર કરવા લાગ્યાં[૭૮] અને પયગમ્બરોની નાહક હત્યા કરવા[૭૯] લાગ્યાં. આ પરિણામ હતું તેમની નાફરમાનીઓનું અને એ વાતનું કે તેઓ અલ્લાહના કાનૂનની હદોનું ઉલ્લંઘન કર્યે જતા હતાં. (રુકૂઅ-૭)**

વેઠવી ન પડી. જો કે આજે એક ખૂબ જ સભ્ય દેશમાં પણ જો લાખો નિરાશ્રિતો અચાનક આવી પડે તો તેમના માટે ખોરાકની વ્યવસ્થા કરવી મુશ્કેલ બની જાય છે. (મન્ન અને સલ્વાની વિગતવાર પરિસ્થિતિ માટે જુઓ બાઈબલ - નિર્ગમન, પ્રકરણ - ૧૬, ગણના પ્રકરણ - ૧૧, આયત - ૭,૯,૩૧,૩૨ યહોશુઆ પ્રકરણ - ૫ આયત - ૧૨)

(૭૪) અત્યાર સુધી એ જાણી શકાયું નથી કે આ વસ્તીનો મતલબ કઈ વસ્તી છે. જે સંબંધમાં આ કિસ્સાઓનું વર્ણન થઈ રહ્યું છે તે એ જમાના સાથે સંબંધ ધરાવે છે કે જ્યારે બનીઇસ્રાઈલ હજુ સીનાના દ્વીપકલ્પમાં જ હતાં. તેથી વધુ શક્ય એ છે કે આ એ જ દ્વીપકલ્પમાંનું કોઈ શહેર હશે. પરંતુ એ પણ શક્ય છે કે આનો અર્થ શિત્તીમ હોય જે યરીહુની સામે જોર્ડન નદીના પૂર્વ કાંઠે વસેલું હતું. બાઈબલમાં વર્ણવવામાં આવ્યું છે કે આ શહેરને બનીઇસ્રાઈલને હઝરત મૂસા અ.સ.ના જીવનમાં અંતિમ જમાનામાં જીત્યો અને ત્યાં ભારે દુરાચારો કર્યા જેના પરિણામે ખુદાએ એમની ઉપર આફત મોકલી અને ૨૪૦૦૦ માણસોનો નાશ કરી દીધો. (ગણના પ્રકરણ - ૧૫, આયત - ૧ થી ૮)

(૭૫) એટલે કે હુકમ એમ હતો કે અત્યાચારી અને જુલમી વિજેતાઓની જેમ અક્કડ બનીને દાખલ ન થશો બલ્કે ખુદાભીરુની જેમ વિનમ્રભાવે પ્રવેશ કરજો, જેમ કે હઝરત મુહમ્મદ સ.અ.વ. મક્કા વિજય વખતે મક્કામાં દાખલ થયાં. حِطَّةٌ ''હિત્તતુન'' ના બે અર્થ થઈ શકે છે. ''એક આ કે ખુદા પાસે પોતાની ભૂલોની માફી

માગતા માગતા જવું, અને બીજું એ કે લૂંટફાટ અને કત્લેઆમ કરવાને બદલે વસ્તીના રહેવાસીઓમાં દરગુજર તથા માફીની સાર્વજનિક જાહેરાત કરતાં કરતાં જવું.

(૭૬) એ ખડક આજ સુધી સીનાના દ્વીપકલ્પમાં મોજૂદ છે. પર્યટકો ત્યાં જઈને તેને જુએ છે અને ઝરણાંઓની ફાટો હજુ એમાં મોજૂદ છે. બાર ઝરણાંની પાછળ એ આશય હતો કે બનીઇસ્રાઈલના કબીલાઓની સંખ્યા ૧૨ જ હતી. ખુદાએ દરેક કબીલા માટે અલગ ઝરણું કાઢી આપ્યું કે જેથી એમની વચ્ચે પાણી માટે ઝઘડો ન થાય.

(૭૭) આનો અર્થ એ નથી કે મન્ન અને સલ્વાને છોડીને, કે જે વગર પરિશ્રમે મળી રહ્યાં છે, એ વસ્તુઓ માગી રહ્યાં છો જેના માટે ખેતીવાડી કરવી પડશે, બલ્કે મતલબ એ છે કે જે મોટા ઉદ્દેશ્ય માટે તમને આ રણનો રઝળપાટ કરાવવામાં આવી રહ્યો છે તેની સામે શું તમને મોં અને જીભની લિજ્જત એટલી વહાલી છે કે એ ઉદ્દેશ્યને છોડી દેવા માટે તૈયાર છો અને આ વસ્તુઓથી વંચિત રહેવાનું થોડા સમય માટે પણ સહન કરી શકતાં નથી? (સરખામણી માટે જુઓ પ્રકરણ-૧૧ ગણના, આયત ૪ થી ૯)

(૭૮) આયતો પ્રત્યે કુફ્ર (ઇનકાર) કરવાના વિવિધ રૂપો છેઃ જેમ કે, એક એ છે કે, ખુદાના મોકલેલા શિક્ષણમાંથી જે વાત તેમના વિચારો અને ઇચ્છાની વિરૂદ્ધ જણાઇ તેને માનવાનો સાવ ઇનકાર કરી દીધો. બીજું એ કે, કોઈ વાતને, એ જાણવા છતાં કે તે ખુદાએ કહેલી છે, સાવ નફફટાઈ અને વિદ્રોહની સાથે તેની વિરૂદ્ધ વર્તન કર્યું અને અલ્લાહના આદેશની જરા પણ પરવા ન કરી. ત્રીજો એ કે, અલ્લાહના ફરમાનનો અર્થ સારી રીતે જાણવા અને સમજવા છતાં તેમની ઇચ્છા પ્રમાણે તેને બદલી કાઢયો.

(૭૯) બનીઇસ્રાઈલે તેમના આ અપરાધને તેમના ઇતિહાસમાં પોતે જ વિસ્તૃત રીતે વર્ણવ્યો છે. ઉદાહરણરૂપે અમે બાઇબલમાંથી કેટલાક કિસ્સાઓ અહીં નોંધીએ છીએઃ

(૧) હઝરત સુલૈમાન અ.સ. પછી જ્યારે બનીઇસ્રાઈલનું રાજ્ય વિભાજિત થઈને બે રાજ્યો એટલે કે જેરૂસલેમના યહૂદીયા અને સામરીયાના ઇસ્રાઈલી રાજ્યમાં વહેંચાઈ ગયું તે વખતે તેમની વચ્ચે અંદરોઅંદર લડાઈઓનો સિલસિલો શરૂ થઈ ગયો, અને વાત એટલે સુધી પહોંચી કે યહૂદીયાના રાજ્યે પોતાના જ ભાઈઓની સામે દમિશ્કસના અરામી રાજ્યની મદદ માગી. આમ થતાં ખુદાના હુકમથી હનાની નબીએ યહૂદીયાના શાસક આસાને સખ્ત ચેતવણી આપી પરંતુ આસાએ આ ચેતવણી સ્વીકારવાને બદલે ખુદાના પયગમ્બરને જેલમાં મોકલી દીધાં. (૨ - કાળવૃત્તાંત, પ્રકરણ - ૧૭, આયત - ૭ થી ૧૦)

(૨) હઝરત ઇલ્યાસ અ.સ. (એલીયા Elliah)એ જ્યારે બઅલની પૂજાના કારણે યહૂદીઓને ઠપકો આપ્યો અને નવેસરથી તૌહીદનો સંદેશ આપવાનું શરૂ કર્યું ત્યારે સામરીયાના ઇસ્રાઈલી રાજા અખીઅબ તેની મુશ્રિક પત્ની ખાતર હાથ ધોઈને એમના જીવની પાછળ પડી ગયો એટલે સુધી કે તેમને સીનાના દ્વીપકલ્પના ડુંગરોમાં આશ્રય મેળવવો પડયો. એ પ્રસંગે જે પ્રાર્થના હઝરત ઇલ્યાસ અ.સ. એ કરી છે તેના શબ્દો આ પ્રમાણે છેઃ

"બનીઇસ્રાઈલે તારા વાયદાને તરછોડી દીધો... તારા નબીઓને તલવાર વડે કતલ કર્યા અને હું જ એકલો બચ્યો છું, તો તેઓ મારો જીવ લેવા પાછળ પડી ગયાં છે." (૧-રાજાઓ, પ્રકરણ-૧૯, આયત ૧ થી ૧૦)

(૩) બીજા એક નબી હઝરત મીકાયાહ અ.સ.ને આ જ અખીઅબે સાચું બોલવાના અપરાધમાં કેદ કરી

إِنَّ الَّذِينَ آمَنُوا وَالَّذِينَ هَادُوا وَالنَّصَارَىٰ وَالصَّابِئِينَ مَنْ آمَنَ بِاللَّهِ وَالْيَوْمِ الْآخِرِ وَعَمِلَ صَالِحًا فَلَهُمْ أَجْرُهُمْ عِنْدَ رَبِّهِمْ وَلَا خَوْفٌ عَلَيْهِمْ وَلَا هُمْ يَحْزَنُونَ ﴿٦٢﴾

**વિશ્વાસ રાખો કે નબીએઅરબીના માનનારાં હોય કે યહૂદી, ખ્રિસ્તી હોય કે સાબીઓ (Sabaeans), જે પણ અલ્લાહ અને અંતિમ દિવસ ઉપર ઈમાન લાવશે અને સદ્કાર્યો કરશે તેનું વળતર તેના માલિક પાસે છે અને તેના માટે કોઈ ભય અને દુખનો કોઈ અવકાશ નથી.**[૮૦]

દીધાં અને હુકમ આપ્યો કે આ માણસને મુસીબતનો રોટલો ખવડાવવામાં આવે અને મુસીબતનું પાણી પીવડાવવામાં આવે. (૧-રાજાઓ, પ્રકરણ-૨૨, -૨૬, ૨૭)

(૪) પછી જયારે યહૂદીયાના રાજયમાં ખુલ્લંખુલ્લા મૂર્તિપૂજા અને વ્યભિચાર થવા માંડયાં અને ઝકરીયાહ નબીએ એમની સામે અવાજ ઉઠાવ્યો ત્યારે યહૂદાના રાજા યુઆસના હુકમથી એમને હૈકલે સુલૈમાનીમાં જ ''મકદિસ'' તથા ''કુરબાનગાહ'' (વેદી) વચ્ચે પથ્થરો મારીને મારી નાખવામાં આવ્યાં. (૨-કાળવૃત્તાંત, પ્રકરણ-૨૪, આયત ૨૧)

(૫) આના પછી સામરીયાનું ઈસ્રાઈલી રાજય આશુરીઓના હાથે સમાપ્ત થઈ ગયું અને જેરૂસલેમના યહૂદી રાજયના માથે વિનાશના વાદળો છવાઈ ગયા હતાં ત્યારે યરમીયાહ નબી એમની કોમની પડતી માટે માતમ કરવા નીકળ્યાં અને ગલીએ ગલીએ જઈને એમણે પોકારવા માંડયું કે, ચેતી જાઓ, નહીં તો તમારૂં પરિણામ સામરીયા કરતાં પણ વધારે ખરાબ આવશે. પરંતુ લોકો તરફથી જે જવાબ મળ્યો તે આ હતો કે, ચારે તરફથી એમની ઉપર ફિટકાર અને લાનતની વર્ષા થઈ, મારઝૂડ કરવામાં આવી, કેદ કરવામાં આવ્યાં, દોરડાંથી બાંધીને કાદવ ભરેલા હોજમાં લટકાવી દેવામાં આવ્યાં કે જેથી ભૂખ અને તરસથી ત્યાં જ સૂકાઈને મરી જાય. તેમજ તેમની ઉપર આરોપ મૂકવામાં આવ્યો કે તેઓ કોમના ગદ્દાર છે અને બહારના દુશ્મનો સાથે ભળેલાં છે. (યરમિયહ પ્રકરણ - ૧૫, આયત - ૧૦, પ્રકરણ - ૧૮, આયત - ૨૦ થી ૨૩, પ્રકરણ - ૨૦, આયત - ૧ થી ૧૮, પ્રકરણ - ૩૬ થી પ્રકરણ - ૪૦)

(૬) બીજા એક નબી હઝરત આમૂસ અ.સ. વિશે લખવામાં આવ્યું છે કે જયારે તેમણે સામરીયાના ઈસ્રાઈલી રાજયને તેમની ગુમરાહીઓ અને દુરાચારો માટે ટોકયાં અને તેમની હરકતોના ખરાબ પરિણામ સામે ચેતવ્યાં ત્યારે તેમને જણાવી દેવામાં આવ્યું કે દેશમાંથી નીકળી જાઓ અને બહાર જઈને નબૂવ્વતનું કામ કરો. (આમૂસ, પ્રકરણ-૭, આયત ૧૦ થી ૧૩)

(૭) હઝરત યહ્યા (યૂહન્ના) અ.સ.એ જયારે આ બધી અનૈતિકતાઓ સામે અવાજ ઉઠાવ્યો જે યહૂદીયાના રાજા હેરોદિયસના દરબારમાં ખુલ્લંખુલ્લા થઈ રહી હતી ત્યારે પહેલાં તો તેમને કેદ કરવામાં

وَ اِذْ اَخَذْنَا مِيْثَاقَكُمْ وَ رَفَعْنَا فَوْقَكُمُ الطُّوْرَ ؕ خُذُوْا مَاۤ
اٰتَيْنٰكُمْ بِقُوَّةٍ وَّ اذْكُرُوْا مَا فِيْهِ لَعَلَّكُمْ تَتَّقُوْنَ ۝٦٣ ثُمَّ
تَوَلَّيْتُمْ مِّنْۢ بَعْدِ ذٰلِكَ ۚ فَلَوْ لَا فَضْلُ اللّٰهِ عَلَيْكُمْ وَ رَحْمَتُهٗ
لَكُنْتُمْ مِّنَ الْخٰسِرِيْنَ ۝٦٤ وَ لَقَدْ عَلِمْتُمُ الَّذِيْنَ اعْتَدَوْا مِنْكُمْ
فِى السَّبْتِ فَقُلْنَا لَهُمْ كُوْنُوْا قِرَدَةً خٰسِئِيْنَ ۝٦٥ فَجَعَلْنٰهَا

**યાદ કરો એ સમય કે જ્યારે અમે તૂરને તમારી ઉપર ઉઠાવીને તમારી પાસેથી પાકો વાયદો લીધો હતો અને કહ્યું[૮૧] હતું કે "જે ગ્રંથ અમે તમને આપી રહ્યાં છીએ તેને મજબૂતાઈપૂર્વક પકડી રાખજો અને જે આદેશો સૂચનાઓ આમાં લખેલાં છે તેમને યાદ રાખજો. આના જ વડે આશા રાખી શકાય કે તમે સંયમના માર્ગ ઉપર ચાલી શકશો." પરંતુ આના પછી તમે તમારા વાયદામાંથી ફરી ગયાં. આમ છતાં પણ અલ્લાહની કૃપા અને તેની મહેરબાનીઓએ તમારો સાથ ન છોડયો, નહીં તો તમે કયારનાય બરબાદ થઈ ગયાં હોત.**

**પછી તમને તમારી કોમના એ લોકોના કિસ્સાની તો ખબર જ છે જેમણે સબ્તનો[૮૨] કાનૂન તોડયો હતો. અમે તેમને કહી દીધું કે વાનર બની જાઓ અને આ હાલતમાં રહો કે દરેક બાજુથી તમારી ઉપર ધિક્કાર અને ફિટકાર પડે.[૮૩] આવી રીતે અમે**

આવ્યાં, પછી રાજાએ તેની પ્રેમિકાની ફરમાઇશ ઉપર કોમના આ સૌથી નેક માણસનું માથું વાઢીને એક થાળમાં રાખીને તેની સામે ભેટ ધર્યું. (માર્ક, પ્રકરણ - ૬, - ૧૭ થી ૨૯)

(૮) અંતમાં હઝરત ઈસા અ.સ. ઉપર બનીઇસ્રાઈલના વિદ્વાનો અને એમની કોમનો પ્રકોપ તૂટી પડયો કેમ કે તેઓ તેમને તેમના ગુન્હાઓ અને તેમના દેખાડા સામે ટોકતાં હતાં અને ઈમાન અને સચ્ચાઈની શિખામણ આપતા હતાં. આ અપરાધ બદલ તેમની સામે ખોટો કેસ કરવામાં આવ્યો. રોમન અદાલત પાસેથી તેમની હત્યાનો ફેંસલો મેળવવામાં આવ્યો અને જયારે રોમન રાજા પીલાતીસે યહૂદને કહ્યું કે, આજે ઉત્સવના દિવસે હું તમારી ખાતર યસૂઅ અને બરબ્બાસ ડાકૂ બન્નેમાંથી કોને છોડી દઉં, તો સમગ્ર સભાએ સર્વસંમતિથી પોકાર કર્યો કે બરબ્બાસને છોડી મૂકો અને યસૂઅને ફાંસીએ લટકાવો. (માથ્થી પ્રકરણ - ૨૭ આયત - ૨૦ થી ૨૬)

આ છે આ કોમની અપરાધકથાનું એક ખૂબ જ શરમજનક પ્રકરણ જેની તરફ કુર્આનની આ આયતમાં ટૂંકમાં ઈશારો કરવામાં આવ્યો છે. હવે એ સ્પષ્ટ છે કે જે કોમે તેના ગુનાખોરો અને અપરાધીઓને આગેવાની અને નેતૃત્વ માટે તથા તેના નેક અને સદાચારી લોકોને જેલ અને શૂળી માટે પસંદ કર્યાં હોય, અલ્લાહતઆલા

نَكَالًا لِّمَا بَيْنَ يَدَيْهَا وَمَا خَلْفَهَا وَمَوْعِظَةً لِّلْمُتَّقِيْنَ ﴿٦٦﴾
وَاِذْ قَالَ مُوْسٰى لِقَوْمِهٖٓ اِنَّ اللّٰهَ يَاْمُرُكُمْ اَنْ تَذْبَحُوْا بَقَرَةً ؕ قَالُوْٓا
اَتَتَّخِذُنَا هُزُوًا ؕ قَالَ اَعُوْذُ بِاللّٰهِ اَنْ اَكُوْنَ مِنَ الْجٰهِلِيْنَ ﴿٦٧﴾
قَالُوا ادْعُ لَنَا رَبَّكَ يُبَيِّنْ لَّنَا مَا هِىَ ؕ قَالَ اِنَّهٗ يَقُوْلُ اِنَّهَا بَقَرَةٌ
لَّا فَارِضٌ وَّلَا بِكْرٌ ؕ عَوَانٌۢ بَيْنَ ذٰلِكَ ؕ فَافْعَلُوْا مَا تُؤْمَرُوْنَ ﴿٦٨﴾
قَالُوا ادْعُ لَنَا رَبَّكَ يُبَيِّنْ لَّنَا مَا لَوْنُهَا ؕ قَالَ اِنَّهٗ يَقُوْلُ

**તેમના અંજામને એ જમાનાના લોકો તેમજ પાછીથી આવનારી પેઢીઓ માટે પદાર્થપાઠ અને ડરનારા લોકો માટે શિખામણ બનાવીને મૂકયો.**

**પછી એ કિસ્સો યાદ કરો, જ્યારે મૂસાએ તેની કોમને કહ્યું કે અલ્લાહ તમને એક ગાય ઝબેહ કરવાનો આદેશ આપે છે. કહેવા લાગ્યાં, શું તમે અમારી સાથે મશ્કરી કરો છો ?' મૂસાએ કહ્યુંઃ ''હું આનાથી અલ્લાહનું રક્ષણ માગુ છું કે હું અજ્ઞાનીઓ જેવી વાતો કરું. બોલ્યાં, સારું, તમારા માલિકને વિનંતી કરો કે તે અમને એ ગાયની થોડી વિગત જણાવે. મૂસાએ કહ્યું ''અલ્લાહ કહે છે કે તે એવી ગાય હોવી જોઈએ જે ન તો ઘરડી હોય ન તો વાછરડી, પણ મધ્યમ વયની હોય. એટલા માટે જે આદેશ આપવામાં આવે છે તેનું પાલન કરો.' પછી કહેવા લાગ્યાં કે, તમારા માલિકને બીજું આ પણ પૂછી આપો કે તેનો રંગ કેવો હોય. મૂસાએ કહ્યુંઃ એ કહે છે કે,**

તેને ફિટકારને માટે પસંદ ન કરત તો બીજું શું કરત.

(૮૦) વિષયના ક્રમને સામે રાખવાથી આ વાત આપોઆપ સ્પષ્ટ થઈ જાય છે કે અત્રે ઈમાન અને સદાચાર એટલે કે નેકીના કામોની વિગતો વર્ણવવાનો આશય નથી કે કઈ કઈ વાતોને માણસ માને અને કયા કયા કર્મ કરે તો ખુદાને ત્યાં બદલાનો હક્કદાર બને. આ વસ્તુઓ પોતપોતાના સમયે વિસ્તૃત રીતે આવશે. અત્રે તો યહૂદીઓની એ ખોટી માન્યતાનું ખંડન કરવાનો આશય છે કે તેઓ માત્ર યહૂદી સમુદાયને મોક્ષના ઈજારદાર માનતા હતાં. તેઓ એવા ખોટા ખ્યાલમાં રાચતા હતાં કે એમના સમુદાય સાથે અલ્લાહનો એક વિશેષ સંબંધ છે જે બીજા મનુષ્યો સાથે નથી, એટલા માટે જે એમના સમુદાય સાથે સંબંધ ધરાવે છે તે ભલે કર્મો અને માન્યતાની દ્રષ્ટિએ ગમે તેવો હોય તેમ છતાં મોક્ષ તેના માટે લખાઈ ગયેલું છે અને બાકીના તમામ મનુષ્યો, જે એમના સમુદાયની બહાર છે, તેઓ માત્ર દોજખનું ઈંધણ બનવા માટે જન્મ્યાં છે. આ ગેરસમજને દૂર કરવા માટે

إِنَّهَا بَقَرَةٌ صَفْرَآءُ ۙ فَاقِعٌ لَّوْنُهَا تَسُرُّ النّٰظِرِيْنَ ﴿۶۹﴾ قَالُوا ادْعُ لَنَا
رَبَّكَ يُبَيِّنْ لَّنَا مَا هِيَ ۙ إِنَّ الْبَقَرَ تَشٰبَهَ عَلَيْنَا ۭ وَ إِنَّآ إِنْ شَآءَ اللّٰهُ
لَمُهْتَدُوْنَ ﴿۷۰﴾ قَالَ إِنَّهٗ يَقُوْلُ إِنَّهَا بَقَرَةٌ لَّا ذَلُوْلٌ تُثِيْرُ
الْأَرْضَ وَلَا تَسْقِي الْحَرْثَ ۚ مُسَلَّمَةٌ لَّا شِيَةَ فِيْهَا ۭ قَالُوا الْـٰٔنَ
રુકૂઅ ૮ جِئْتَ بِالْحَقِّ ۭ فَذَبَحُوْهَا وَمَا كَادُوْا يَفْعَلُوْنَ ﴿۷۱﴾ ع وَ إِذْ قَتَلْتُمْ
نَفْسًا فَادّٰرَءْتُمْ فِيْهَا ۭ وَاللّٰهُ مُخْرِجٌ مَّا كُنْتُمْ تَكْتُمُوْنَ ﴿۷۲﴾ ج

**સોનેરી રંગની ગાય હોવી જોઈએ, જેનો રંગ એવો ચમકદાર હોય કે જોનારાઓનું મન ખુશ થઈ જાય. પછી બોલ્યાં, "તમારા માલિકને સ્પષ્ટ રીતે પૂછીને જણાવો કે કેવી ગાય જોઈએ છે. અમને તે નક્કી કરવામાં શંકા થઈ ગઈ છે. જો અલ્લાહની ઈચ્છા હશે તો અમે તેને શોધી કાઢીશું. મૂસાએ જવાબ આપ્યોઃ અલ્લાહ કહે છે કે તે એવી ગાય છે જેની પાસેથી કામ લેવામાં આવતું નથી, ન તો જમીન ખેડે છે, ન તો પાણી ખેંચે છે, સાજીસમી અને ખોડ-ખાંપણ વિનાની છે.' આ સાંભળીને તેઓ બોલી ઉઠયાં કે, 'હા, હવે તમે બરાબર નિશાની જણાવી છે.' પછી તેમણે તેને ઝબેહ કરી, નહીં તો તેઓ આવું કરતા જણાતા ન હતાં.[૮૪] (રુકૂઅ-૮)**

**અને યાદ છે તમને એ ઘટના જ્યારે તમે એક માણસની હત્યા કરી નાખી હતી, પછી તેના વિષે ઝઘડવા તથા એકબીજાની ઉપર હત્યાનો આરોપ મૂકવા લાગ્યા હતાં અને અલ્લાહે ફેંસલો કરી લીધો હતો કે જે કંઈ તમે છુપાવો છો, તેને જાહેર કરી દેશે.**

---

કહેવામાં આવી રહ્યું છે કે અલ્લાહને ત્યાં અસલ વસ્તુ તમારી જૂથબંધીઓ નથી બલ્કે ત્યાં જે કંઈ ગણના છે તે ઈમાન અને સદાચારની છે. જે કોઇ માણસ પણ આ વસ્તુ લઈને હાજર થશે તે તેના માલિકની પાસે પોતાનું વળતર મેળવશે. ખુદાને ત્યાં ફેંસલો માણસના ગુણોના આધારે થશે, નહીં કે તમારા વસ્તી ગણતરીના ચોપડાઓના આધારે.

(૮૧) આ કિસ્સાને કુર્આનમાં અલગ અલગ જગ્યાએ જેવી રીતે વર્ણવવામાં આવ્યો છે તેના ઉપરથી આ વાત સ્પષ્ટપણે જાહેર થાય છે કે, એ વખતે બનીઇસ્રાઈલમાં આ એક પ્રખ્યાત કિસ્સો હતો. પરંતુ આની વિગતવાર માહિતી જાણવી મુશ્કેલ છે. બસ, ટૂંકાણમાં એટલું સમજવું જોઈએ કે પર્વતની તળેટીમાં પાકો વાયદો લેતી વખતે એવી ભયાનક સ્થિતિ ઊભી કરી દેવામાં આવી હતી કે તેમને એવું લાગતું હતું કે જાણે પર્વત તેમની

فَقُلْنَا اضْرِبُوْهُ بِبَعْضِهَا ؕ كَذٰلِكَ يُحْيِ اللّٰهُ الْمَوْتٰى ۙ وَ يُرِيْكُمْ اٰيٰتِهٖ
لَعَلَّكُمْ تَعْقِلُوْنَ ﴿۷۳﴾ ثُمَّ قَسَتْ قُلُوْبُكُمْ مِّنْۢ بَعْدِ ذٰلِكَ فَهِىَ
كَالْحِجَارَةِ اَوْ اَشَدُّ قَسْوَةً ؕ وَ اِنَّ مِنَ الْحِجَارَةِ لَمَا يَتَفَجَّرُ مِنْهُ
الْاَنْهٰرُ ؕ وَ اِنَّ مِنْهَا لَمَا يَشَّقَّقُ فَيَخْرُجُ مِنْهُ الْمَآءُ ؕ وَ اِنَّ مِنْهَا لَمَا
يَهْبِطُ مِنْ خَشْيَةِ اللّٰهِ ؕ وَ مَا اللّٰهُ بِغَافِلٍ عَمَّا تَعْمَلُوْنَ ﴿۷۴﴾

**તે વખતે અમે આદેશ આપ્યો કે મરનારની લાશને તેના એક ભાગ વડે ફટકો મારો. જુઓ, આવી રીતે અલ્લાહ મડદાંને જીવન આપે છે અને તમને તેની નિશાનીઓ દેખાડે છે કે જેથી તમે સમજો[૮૫]— પરંતુ આવી નિશાનીઓ જોયા પછી પણ છેવટે તમારા હૃદય કઠણ થઈ ગયાં, પથ્થરોની જેમ કઠણ, બલ્કે કઠોરતામાં થોડા તેમનાથી પણ વધારે, કારણ કે પથ્થરોમાંથી તો કોઈ એવો પણ હોય છે જેમાંથી ઝરણાં ફૂટીને વહે છે, કોઈ ફાટે છે અને તેમાંથી પાણી નીકળી આવે છે, અને કોઈ અલ્લાહના ડરથી ધ્રુજીને પડી પણ જાય છે. અલ્લાહ તમારા કરતૂકોથી અજાણ નથી.**

ઉપર તૂટી પડશે. આવું જ ચિત્ર લગભગ સૂરઃ આ'રાફની આયત - ૧૩૧ માં રજૂ કરવામાં આવ્યું છે. (જુઓ સૂરઃ આ'રાફ, નોંધ ક્રમાંક - ૧૩૨)

(૮૨) એટલે કે શનિવારનો દિવસ. બનીઈસ્રાઈલ માટે એવો નિયમ બનાવવામાં આવ્યો હતો કે તેઓ શનિવારના દિવસને વિશ્રામ અને પ્રાર્થના માટે અનામત રાખે. એ દિવસે કોઈ પણ પ્રકારનું દુનિયાનું કામ, એટલે સુધી કે રસોઈ કરવાનું પણ, પોતે ન કરે અને ન તો પોતાના નોકરો પાસે કરાવે. આ વિષયમાં એટલે સુધી તાકીદી હુકમ કરવામાં આવ્યો હતો કે જે માણસ આ પવિત્ર દિવસના આદરનો ભંગ કરે તે મૃત્યુદંડને પાત્ર છે. (જુઓ નિર્ગમનઃ પ્રકરણ - ૩૧, આયત - ૧૨ થી ૧૭) પરંતુ જ્યારે બનીઈસ્રાઈલ ઉપર નૈતિક અને ધાર્મિક પતનનો યુગ આવ્યો ત્યારે તેઓ ખુલ્લંખુલ્લા સબ્તનું અપમાન કરવા લાગ્યાં, એટલે સુધી કે તેમના શહેરોમાં سَبت સબ્તના દિવસે બેરોકટોક વેપાર થવા માંડયો.

(૮૩) આ કિસ્સાની વિગતો આગળ સૂરઃ આ'રાફના રુકૂઅ-૨૧માં આવે છે. એમને વાનર બનાવી દેવાની પરિસ્થિતિ વિષે મતભેદ છે. કેટલાક લોકો એમ માને છે કે એમનું શારીરિક રૂપ વિકૃત કરીને વાનર જેવું બનાવી દેવામાં આવ્યું હતું અને અમુક લોકો એવો અર્થ કરે છે કે એમની અંદર વાનરો જેવાં ગુણો પેદા થઈ ગયા હતાં. પરંતુ કુર્આનના શબ્દો અને વર્ણનશૈલી ઉપરથી એમ જણાય છે કે આ વિકૃતિ નૈતિક નહીં પરંતુ શારીરિક હતી. મારા મત પ્રમાણે એવું કહી શકાય કે એમના મગજ યથાવત રહેવા દેવામાં આવ્યાં હશે જેમાં તેઓ પહેલાં

اَفَتَطۡمَعُوۡنَ اَنۡ يُّؤۡمِنُوۡا لَـكُمۡ وَقَدۡ كَانَ فَرِيۡقٌ مِّنۡهُمۡ يَسۡمَعُوۡنَ
كَلٰمَ اللّٰهِ ثُمَّ يُحَرِّفُوۡنَهٗ مِنۡۢ بَعۡدِ مَا عَقَلُوۡهُ وَهُمۡ يَعۡلَمُوۡنَ ﴿۷۵﴾

**હે મુસલમાનો ! હવે શું તમે આ લોકો પાસેથી એવી અપેક્ષા રાખો છો કે આ લોકો તમારા સંદેશ ઉપર ઈમાન લઈ આવશે ?[૮૬] જો કે એમનામાંથી એક જૂથની રીત આ રહી છે કે અલ્લાહની વાણી સાંભળી અને પછી બરાબર સમજી-વિચારીને ઈરાદાપૂર્વક તેમાં ફેરફાર[૮૭] કર્યાં.**

હતાં અને શરીર વિકૃત બનીને વાનર જેવા થઈ ગયાં હશે.

**(૮૪)** કેમ કે આ લોકોને એમની પાડોશી કોમો પાસેથી ગાયની મહાનતા અને પવિત્રતા તથા ગૌપૂજાના રોગનો ચેપ લાગી ગયો હતો એટલા માટે એમને હુકમ આપવામાં આવ્યો કે ગાય ઝબેહ કરે. એમનાં ઈમાનની પરીક્ષા  આવી જ રીતે થઈ શકતી હતી કે જો તેઓ ખરેખર હવે ખુદા સિવાય કોઈને પૂજનીય માની રહ્યાં છે તો તેને પોતાના હાથે તોડે. આ પરીક્ષા ઘણી અઘરી પરીક્ષા હતી. દિલોમાં પૂરેપૂરી રીતે ઈમાન ઊતર્યું ન હતું તેથી તેમણે ટાળવાનો પ્રયાસ કર્યો અને વિગતો પૂછવા માંડયાં. પરંતુ જેટજેટલી વિગતો તેઓ પૂછતા ગયાં એટલા જ ઘેરાતા ગયાં. એટલે સુધી કે છેવટે એ જ ખાસ પ્રકારની સોનેરી ગાય ઉપર, જેને એ જમાનામાં પૂજા માટે વિશિષ્ટ કરવામાં આવતી હતી, જાણે આંગણી મૂકીને જણાવી દેવામાં આવ્યું કે તેને ઝબેહ કરો. બાઈબલમાં પણ આ કિસ્સાની તરફ ઈશારો કરવામાં આવ્યો છે પરંતુ ત્યાં આ બાબતનો ઉલ્લેખ નથી કે બનીઇસ્રાઈલે આ હુકમને કેવી કેવી રીતે ટાળવાનો પ્રયત્ન કર્યો હતો. (જુઓ ગણનાઃ પ્રકરણ - ૧૯ - ૧ થી ૧૦)

**(૮૫)** અત્રે આ વાત તો એકદમ સ્પષ્ટ જણાય છે કે હત્યા કરવામાં આવેલાં માણસની અંદર બીજી વખત એટલા સમય માટે જીવ નાખવામાં આવ્યો કે તે હત્યારા વિષે જણાવી દે. પરંતુ આના માટે જે ઉપાય બતાવવામાં આવ્યો હતો, એટલે કે "લાશને તેના એક ભાગ વડે ફટકો મારો" આના શબ્દોમાં થોડી અસ્પષ્ટતા જણાય છે. તેમ છતાં આનો સૌથી નિકટનો અર્થ એ જ છે જે આગળના તફસીરકર્તાઓએ વર્ણવ્યો છે. એટલે કે ઉપર જે ગાયને ઝબેહ કરવાનો હુકમ આપવામાં આવ્યો હતો તેના જ માંસ વડે હત્યા પામેલા માણસ ઉપર પ્રહાર કરવાનો હુકમ થયો. આવી રીતે એક સાથે બે ચમત્કાર દેખાયાં. એક આ કે, અલ્લાહની કુદરતની એક નિશાની એમને દેખાડવામાં આવી. બીજું આ કે, ગાયની મહાનતા અને પવિત્રતા અને તેના પૂજનીય હોવા ઉપર પણ એક જોરદાર પ્રહાર થયો કે આ કહેવાતા પૂજનીયની પાસે જો થોડી પણ શક્તિ હોત તો તેને ઝબેહ કરવાથી એક આફત આવી જવી જોઈતી હતી, નહીં કે તેનું ઝબેહ થવું ઊલટાનું ફાયદાકારક બની જાત.

**(૮૬)** આ સંબોધન મદીનાના એ નવમુસ્લિમોને કરવામાં આવ્યું છે જે નજીકના સમયમાં જ નબી સ.અ.વ. ઉપર ઈમાન લાવ્યા હતાં. એ લોકોના કાનમાં પહેલાંથી નબૂવ્વત, ગ્રંથ, આખિરત, શરીઅત વગેરેની જે વાતો પડેલી હતી તે બધી તેમણે તેમના પાડોશી યહૂદીઓ પાસેથી જ સાંભળેલી હતી અને આ પણ તેમણે યહૂદીઓ પાસેથી જ સાંભળ્યું હતું કે દુનિયામાં બીજા એક પયગમ્બર આવવાનાં છે અને જે લોકો તેમનો સાથ આપશે તેઓ સમગ્ર દુનિયા ઉપર છવાઈ જશે. આ જ જાણકારી હતી જેના કારણે મદીનાના લોકો નબી

وَ اِذَا لَقُوا الَّذِيْنَ اٰمَنُوْا قَالُوْۤا اٰمَنَّا ۚۖ وَ اِذَا خَلَا بَعْضُهُمْ اِلٰى بَعْضٍ
قَالُوْۤا اَتُحَدِّثُوْنَهُمْ بِمَا فَتَحَ اللّٰهُ عَلَيْكُمْ لِيُحَآجُّوْكُمْ بِهٖ عِنْدَ رَبِّكُمْ ؕ
اَفَلَا تَعْقِلُوْنَ ۝ اَوَ لَا يَعْلَمُوْنَ اَنَّ اللّٰهَ يَعْلَمُ مَا يُسِرُّوْنَ وَ مَا
يُعْلِنُوْنَ ۝ وَ مِنْهُمْ اُمِّيُّوْنَ لَا يَعْلَمُوْنَ الْكِتٰبَ اِلَّاۤ اَمَانِيَّ وَ اِنْ هُمْ
اِلَّا يَظُنُّوْنَ ۝ فَوَيْلٌ لِّلَّذِيْنَ يَكْتُبُوْنَ الْكِتٰبَ بِاَيْدِيْهِمْ ۗ

**(મુહમ્મદુર્રસૂલુલ્લાહ સ.અ.વ. ઉપર) ઈમાન લાવનારાં લોકોને મળે છે ત્યારે કહે છે કે અમે પણ એમને માનીએ છીએ, અને જ્યારે પરસ્પર એકબીજા સાથે એકાંતમાં વાતચીત થાય છે ત્યારે કહે છે કે મૂર્ખ થઈ ગયાં છો ? આ લોકોને એ વાતો જણાવો છો જે અલ્લાહે તમારી ઉપર જાહેર કરી છે કે જેથી તમારા માલિકની સમક્ષ તમારી સામે તેમને દલીલ તરીકે રજૂ કરે ?[૬૬] — અને શું આ લોકો જાણતાં નથી કે જે કંઈ તેઓ છુપાવે છે અને જે કંઈ જાહેર કરે છે, અલ્લાહને બધી જ વાતોની ખબર છે ? તેમની અંદર એક બીજું જૂથ અભણ લોકોનું છે, જે ગ્રંથનું તો જ્ઞાન ધરાવતાં નથી, માત્ર તેમની પાયાહીન આશાઓ અને તમન્નાઓને લઈને બેઠાં છે અને ફકત ધારણાઓ અને કલ્પનાઓ ઉપર ચાલ્યાં જાય છે.[૬૬] તેથી વિનાશ અને બરબાદી છે એ લોકોના માટે જે પોતાના હાથે ધર્મનો કાનૂન લખે છે.**

સ.અ.વ.ની નબૂવ્વતની ચર્ચા સાંભળીને આપની તરફ પોતે જ આકર્ષિત થયાં અને ટોળેટોળાં ઈમાન લાવ્યાં. હવે તેઓ એવી આશા રાખતા હતાં કે જે લોકો પહેલાંથી જ નબીઓ અને આકાશીગ્રંથોના માનનારા છે તથા જેમની આપેલી જાણકારીના કારણે જ તેમને ઈમાનની નિયામત મળી છે તેઓ જરૂર અમારો સાથ આપશે, બલ્કે આ રસ્તામાં તેઓ આગળ આગળ હશે. એટલા માટે આ જ આશાઓ લઈને આ જોશીલા નવમુસ્લિમો પોતાના યહૂદી મિત્રો અને પાડોશીઓ પાસે જતા હતાં અને તેમને ઈસ્લામ તરફ બોલાવતા હતાં. પછી જ્યારે તેમના આ બોલાવવાનો જવાબ તેઓ ઈનકાર વડે આપતાં ત્યારે દંભીઓ અને ઈસ્લામ વિરોધીઓ આના ઉપરથી એવી દલીલ કરતા હતાં કે વાત થોડીક શંકાસ્પદ લાગે છે, નહીં તો જો આ ખરેખર નબી હોત તો આ કઈ રીતે શક્ય હતું કે ગ્રંથવાળા વિદ્વાનો અને આગેવાનો તેમજ પવિત્ર સંતો જાણતા હોવા છતાં ઈમાન લાવવાથી મોઢું ફેરવી લેત અને અમસ્તાં જ પોતાની આખિરત બગાડી બેસત. આવું હોવાના કારણે બનીઈસ્રાઈલની ઐતિહાસિક કથા વર્ણવ્યા પછી હવે આ ભોળા મુસલમાનોને કહેવામાં આવી રહ્યું છે કે જે લોકોની અગાઉની કહાણીઓ આ બધું કહી રહી છે એમની પાસેથી તમે વધારે પડતી અપેક્ષાઓ ન રાખો, નહીં તો જ્યારે તેમના પથ્થરના દિલો સાથે

ثُمَّ يَقُوْلُوْنَ هٰذَا مِنْ عِنْدِ اللّٰهِ لِيَشْتَرُوْا بِهٖ ثَمَنًا قَلِيْلًا ؕ
فَوَيْلٌ لَّهُمْ مِّمَّا كَتَبَتْ اَيْدِيْهِمْ وَ وَيْلٌ لَّهُمْ مِّمَّا يَكْسِبُوْنَ ﴿۷۹﴾
وَ قَالُوْا لَنْ تَمَسَّنَا النَّارُ اِلَّآ اَيَّامًا مَّعْدُوْدَةً ؕ قُلْ اَتَّخَذْتُمْ
عِنْدَ اللّٰهِ عَهْدًا فَلَنْ يُّخْلِفَ اللّٰهُ عَهْدَهٗٓ اَمْ تَقُوْلُوْنَ عَلَى اللّٰهِ
مَا لَا تَعْلَمُوْنَ ﴿۸۰﴾ بَلٰى مَنْ كَسَبَ سَيِّئَةً وَّ اَحَاطَتْ بِهٖ خَطِيْٓئَتُهٗ

**પછી લોકોને કહે છે કે આ અલ્લાહની પાસેથી આવેલું છે કે જેથી તેના વળતર તરીકે થોડોક ફાયદો મેળવી લે.[૮૦] તેમના હાથોનું આ લખાણ પણ તેમના માટે વિનાશની સામગ્રી છે અને તેમની આ કમાણી પણ તેમના માટે નાશનું કારણ. તેઓ કહે છે કે દોજખની આગ અમને કદાપિ સ્પર્શ કરવાની નથી, સિવાય કે થોડા દિવસની સજા મળી જાય તો મળી જાય.[૮૧] આમને પૂછો, શું તમે અલ્લાહ પાસેથી કોઈ વાયદો લઈ લીધો છે, જેનો ભંગ તે કરી શકતો નથી ? અથવા વાત એમ છે કે તમે અલ્લાહના માથે નાખીને એવી વાતો કહી દો છો જેમના વિષે તમને ખબર નથી કે તેણે એમની જવાબદારી લીધી છે ? છેવટે શા માટે તમને દોજખની આગ સ્પર્શ નહીં કરે ? જે કોઈ બૂરાઈ કમાશે અને તેની બૂરાઈના ચક્કરમાં પડેલો રહેશે,**

---

તમારો સત્યનો સંદેશ અથડાઈને પાછો આવશે ત્યારે તમે હૃદયભગ્ન થઈ જશો. આ લોકો તો સદીઓથી બગડેલાં છે. અલ્લાહની જે આયતોને સાંભળીને તમને કંપારી છૂટી જાય છે, તેમની સાથે આ લોકોને રમતાં અને મજાક કરતાં પેઢીઓ વીતી ગઈ છે. સત્યદીનને વિકૃત કરીને આ લોકો તેમની ઈચ્છાઓ પ્રમાણે ઢાળી ચૂક્યાં છે અને આ જ વિકૃત દીન પાસેથી આ લોકો મોક્ષની આશા રાખીને બેઠાં છે. તેમની પાસેથી આ અપેક્ષા રાખવી નકામી છે કે સત્યનો અવાજ ઉઠતાં જ આ લોકો ચારે બાજુથી દોડી આવશે.

(૮૭) ''એક જૂથ'' નો અર્થ તેમના વિદ્વાનો અને ધાર્મિક કાનૂનના વિદ્વાનો છે. ''કલામુલ્લાહ'' નો અર્થ તૌરાત, ઝબૂર અને એ અન્ય ગ્રંથો છે જે આ લોકોને એમના નબીઓ મારફતે પહોંચ્યાં. ''તહરીફ'' (ફેરફાર) નો અર્થ એ છે કે વાતને મૂળ અર્થથી ફેરવીને પોતાની ઈચ્છા પ્રમાણેનો બીજો જ કોઈ અર્થ પહેરાવી દેવો જે કહેનારાના આશયની વિરૂદ્ધ હોય. આ ઉપરાંત શબ્દોમાં ફેરફાર કરવાને પણ તહરીફ જ કહે છે. બનીઈસ્રાઈલના વિદ્વાનોએ આ બંને પ્રકારની તહરીફો ખુદાઈ ગ્રંથોમાં કરી છે.

(૮૮) એટલે કે તેઓ પરસ્પર એકબીજાને કહેતા હતાં કે તૌરાત તથા અન્ય આકાશીગ્રંથોમાં જે આગાહીઓ આ નબી વિષે છે અથવા જે આયતો અને શિક્ષણ આપણા પવિત્રગ્રંથોમાં એવું જોવા મળે છે જેનાથી




النصف

فَاُولٰٓئِكَ اَصۡحٰبُ النَّارِ ۚ هُمۡ فِيۡهَا خٰلِدُوۡنَ ﴿۸۱﴾ وَالَّذِيۡنَ اٰمَنُوۡا
وَعَمِلُوا الصّٰلِحٰتِ اُولٰٓئِكَ اَصۡحٰبُ الۡجَنَّةِ ۚ هُمۡ فِيۡهَا خٰلِدُوۡنَ ﴿۸۲﴾ ع
وَاِذۡ اَخَذۡنَا مِيۡثَاقَ بَنِىۡٓ اِسۡرَآءِيۡلَ لَا تَعۡبُدُوۡنَ اِلَّا اللّٰهَ قف وَ
بِالۡوَالِدَيۡنِ اِحۡسَانًا وَّذِى الۡقُرۡبٰى وَالۡيَتٰمٰى وَالۡمَسٰكِيۡنِ وَقُوۡلُوۡا
لِلنَّاسِ حُسۡنًا وَّاَقِيۡمُوا الصَّلٰوةَ وَاٰتُوا الزَّكٰوةَ ؕ ثُمَّ تَوَلَّيۡتُمۡ اِلَّا
قَلِيۡلًا مِّنۡكُمۡ وَاَنۡتُمۡ مُّعۡرِضُوۡنَ ﴿۸۳﴾ وَاِذۡ اَخَذۡنَا مِيۡثَاقَكُمۡ لَا
تَسۡفِكُوۡنَ دِمَآءَكُمۡ وَلَا تُخۡرِجُوۡنَ اَنۡفُسَكُمۡ مِّنۡ دِيَارِكُمۡ ثُمَّ
اَقۡرَرۡتُمۡ وَاَنۡتُمۡ تَشۡهَدُوۡنَ ﴿۸۴﴾ ثُمَّ اَنۡتُمۡ هٰٓؤُلَآءِ تَقۡتُلُوۡنَ

**તે દોજખી છે અને દોજખમાં જ તે હંમેશાં રહેશે. અને જે લોકો ઈમાન લાવશે અને સદ્કાર્યો કરશે તેઓ જ જન્નતી છે અને તેઓ હંમેશાં જન્નતમાં રહેશે. (રુકૂઅ-૯)**

**યાદ કરો, બનીઈસ્રાઈલ પાસેથી અમે પાકો વાયદો લીધો હતો કે અલ્લાહ સિવાય કોઈની પૂજા ન કરતાં, મા-બાપની સાથે, સગાંની સાથે, અનાથો અને ગરીબો સાથે સદ્વર્તન કરજો, લોકોને સારી વાત કહેજો, નમાઝ કાયમ કરજો અને ઝકાત આપજો, પરંતુ થોડાક લોકો સિવાય તમે બધા આ વાયદાથી ફરી ગયાં અને અત્યાર સુધી ફરેલાં છો. પછી જરા યાદ કરો, અમે તમારી પાસેથી પાકો વાયદો લીધો હતો કે અંદરોઅંદર એકબીજાનું લોહી વહેવડાવશો નહીં અને એકબીજાને ઘરોમાંથી કાઢી મૂકશો નહીં. તમે આનો એકરાર કર્યો હતો, તમે પોતે આના માટે સાક્ષી છો. પરંતુ આજે એ જ તમે છો કે તમારા ભાઈબંધોની**

---

આપણા અત્યારના વર્તન બદલ પકડ થઈ શકે છે તો તેને મુસલમાનોની સામે ન કહો, નહીં તો આ લોકો તમારા માલિકની સામે એમને તમારી વિરૂદ્ધ દલીલ રૂપે રજૂ કરશે. આ હતી અલ્લાહ વિષે જુલમીઓની શ્રદ્ધાના બગાડની હાલત. બીજા શબ્દોમાં તેઓ પોતાની રીતે એમ માનતા હતાં કે જો દુનિયામાં તેમણે કરેલા ગ્રંથોમાં ફેરફારો તથા તેના સત્યને સફળતાપૂર્વક છુપાવી લેશે તો આખિરતમાં તેમની ઉપર મુકદમો ચાલી શકશે નહીં.

اَنْفُسَكُمْ وَ تُخْرِجُوْنَ فَرِيْقًا مِّنْكُمْ مِّنْ دِيَارِهِمْ ۫ تَظٰهَرُوْنَ عَلَيْهِمْ
بِالْاِثْمِ وَالْعُدْوَانِ ؕ وَ اِنْ يَّاْتُوْكُمْ اُسٰرٰى تُفٰدُوْهُمْ وَ هُوَ مُحَرَّمٌ
عَلَيْكُمْ اِخْرَاجُهُمْ ؕ اَفَتُؤْمِنُوْنَ بِبَعْضِ الْكِتٰبِ وَ تَكْفُرُوْنَ
بِبَعْضٍ ۚ فَمَا جَزَآءُ مَنْ يَّفْعَلُ ذٰلِكَ مِنْكُمْ اِلَّا خِزْيٌ فِى الْحَيٰوةِ
الدُّنْيَا ۚ وَ يَوْمَ الْقِيٰمَةِ يُرَدُّوْنَ اِلٰٓى اَشَدِّ الْعَذَابِ ؕ وَ مَا اللّٰهُ بِغَافِلٍ
عَمَّا تَعْمَلُوْنَ ۝٨٥ اُولٰٓئِكَ الَّذِيْنَ اشْتَرَوُا الْحَيٰوةَ الدُّنْيَا بِالْاٰخِرَةِ ۫

---

**હત્યા કરો છો, તમારા સમાજના કેટલાક લોકોને બેઘર કરી મૂકો છો. જુલમ અને અત્યાચાર સાથે તેમની વિરુદ્ધ જૂથબંધીઓ કરો છો અને જ્યારે તેઓ યુદ્ધમાં પકડાઈને તમારી પાસે આવે છે, ત્યારે તેમની મુક્તિ માટે મુક્તિદંડની આપ-લે કરો છો, જો કે તેમને તેમના ઘરોમાંથી કાઢવાનું જ તમારા માટે તદ્દન હરામ હતું. તો શું તમે ગ્રંથના એક ભાગ ઉપર ઈમાન લાવો છો અને બીજા ભાગનો ઈનકાર કરો છો ?[૯૨] પછી તમારામાંથી જે લોકો આવું કરે, એમની સજા આના સિવાય બીજી શું છે કે દુનિયાના જીવનમાં અપમાનિત થઈને રહે અને આખિરતમાં સખતમાં સખત યાતનામાં નાખી દેવામાં આવે ? અલ્લાહ આ હરકતોથી અજાણ નથી, જે તમે કરી રહ્યાં છો, આ એ લોકો છે,— જેમણે આખિરત વેચીને દુનિયાનું જીવન ખરીદી લીધું છે,**

---

એટલા માટે પછીના વધારાના વાકયમાં ચેતવણી આપવામાં આવી છે કે શું તમે અલ્લાહને બેખબર માનો છો ?

(૮૯) આ તેમની આમ જનતાની હાલત હતી. કિતાબનું જ્ઞાન તેમને બિલ્કુલ ન હતું. અલ્લાહે તેના ગ્રંથમાં દીનના શું સિદ્ધાંતો બતાવ્યાં છે, નીતિમત્તા અને ધાર્મિક કાયદા (શરીઅત)ના શું નિયમો શિખવાડયાં છે અને માનવીની સફળતા અને નુકસાનનો આધાર કઈ કઈ બાબતો ઉપર રાખ્યો છે એ બાબત વિષે તેઓ કશું જાણતા ન હતાં. આ જ્ઞાન વિના તેઓ તેમની ધારણાઓ અને ઈચ્છાઓ પ્રમાણે ઘડી કાઢેલી વાતોને દીન માની બેઠાં હતાં અને ખોટી આશાઓ રાખીને જીવી રહ્યા હતાં.

(૯૦) આ વાત તેમના વિદ્વાનો વિષે કહેવામાં આવી રહી છે. આ લોકોએ અલ્લાહના કલામનો અર્થ પોતાની ઈચ્છા પ્રમાણે બદલી નાખ્યો, એટલું જ નહીં બલ્કે બાઈબલમાં તેમની સમજૂતીઓ, તેમનો કોમી ઈતિહાસ, તેમના વહેમો અને કલ્પનાઓ, તેમની કાલ્પનિક ફિલસુફીઓ અને તેમણે ઘડી કાઢેલાં ધાર્મિક નિયમોને અલ્લાહના કલામ સાથે ભેળવી દીધાં અને આ તમામ વસ્તુઓ લોકો સમક્ષ એવી રીતે રજૂ કરી જાણે આ




فَلَا يُخَفَّفُ عَنْهُمُ الْعَذَابُ وَلَا هُمْ يُنْصَرُوْنَ ﴿۸۶﴾ وَ لَقَدْ اٰتَيْنَا
مُوْسَى الْكِتٰبَ وَ قَفَّيْنَا مِنْۢ بَعْدِهٖ بِالرُّسُلِ ۫ وَ اٰتَيْنَا عِيْسَى
ابْنَ مَرْيَمَ الْبَيِّنٰتِ وَ اَيَّدْنٰهُ بِرُوْحِ الْقُدُسِ ؕ اَفَكُلَّمَا جَآءَكُمْ
رَسُوْلٌۢ بِمَا لَا تَهْوٰۤى اَنْفُسُكُمُ اسْتَكْبَرْتُمْ ۚ فَفَرِيْقًا كَذَّبْتُمْ ۫ وَ
فَرِيْقًا تَقْتُلُوْنَ ﴿۸۷﴾ وَ قَالُوْا قُلُوْبُنَا غُلْفٌ ؕ بَلْ لَّعَنَهُمُ اللّٰهُ
بِكُفْرِهِمْ فَقَلِيْلًا مَّا يُؤْمِنُوْنَ ﴿۸۸﴾ وَ لَمَّا جَآءَهُمْ كِتٰبٌ مِّنْ عِنْدِ اللّٰهِ

**એટલા માટે ન તો તેમની સજામાં કોઈ ઘટાડો થશે અને ન તો તેમને કોઈ મદદ પહોંચી શકશે. (રુકૂઅ-૧૦)**

**અમે મૂસાને ગ્રંથ આપ્યો, ત્યારપછી એક પછી એક પયગમ્બરો મોકલ્યાં, અને છેવટે મર્યમના પુત્ર ઈસાને સ્પષ્ટ નિશાનીઓ આપીને મોકલ્યો અને રૂહેપાક વડે તેની મદદ[૯૩] કરી. પછી આ તમારું કેવું વર્તન છે કે જ્યારે પણ કોઈ પયગમ્બર તમારી મનની ઇચ્છાઓની વિરુદ્ધ કોઈ વસ્તુ લઈને તમારી પાસે આવ્યો, ત્યારે તમે તેની સામે વિદ્રોહ જ કર્યો, કોઈને જુઠ્ઠો ઠેરવ્યો અને કોઈની હત્યા કરી નાખી ! — તેઓ કહે છે, અમારાં હૃદય સુરક્ષિત છે,[૯૪] નહીં, સાચી વાત આ છે કે તેમના કુફ્રના કારણે તેમની ઉપર અલ્લાહની ફિટકાર પડી છે, એટલા માટે તેઓ ભાગ્યે જ ઈમાન લાવે છે — અને હવે જ્યારે એક ગ્રંથ અલ્લાહ તરફથી તેમની પાસે આવ્યો છે, તેની સાથે તેમનો કેવો વ્યવહાર છે ?**

---

બધી અલ્લાહ તરફથી જ આવેલી છે. દરેક ઐતિહાસિક વાર્તા, દરેક તફસીરકર્તાનું અર્થઘટન, દરેક વકતાની ખુદા વિષેની માન્યતા અને દરેક કાયદાવિદની કાનૂન વિષે ઉપજાવેલી નવી વાતો, આ બધાંએ પવિત્રગ્રંથના સંગ્રહમાં (બાઇબલમાં) સ્થાન મેળવી લીધું અને અલ્લાહનો કલામ (Word of God) બની ગઇ.

(૯૧) આ યહૂદીઓની સામાન્ય ગેરસમજનું વર્ણન છે જેમાં તેમના સામાન્ય લોકો તથા વિદ્વાનો બધાં જ સપડાયેલાં હતાં. તેઓ એમ માનતા હતાં કે, અમે ગમે તે કરીએ પણ કેમકે અમે યહૂદી છીએ તેથી દોજખની આગ અમારા માટે પ્રતિબંધિત છે, અને ધારો કે અમને સજા આપવામાં પણ આવશે, તો બસ થોડા દિવસ માટે ત્યાં મોકલવામાં આવીશું અને પછી સીધા જન્નતની તરફ ફેરવી દેવામાં આવીશું.

(૯૨) નબી સ.અ.વ.ના આગમન અગાઉ મદીનાની આસપાસના યહૂદી કબીલાઓએ તેમના આરબ

مُصَدِّقٌ لِّمَا مَعَهُمْ ۙ وَ كَانُوْا مِنْ قَبْلُ يَسْتَفْتِحُوْنَ عَلَى الَّذِيْنَ
كَفَرُوْا ۚۖ فَلَمَّا جَآءَهُمْ مَّا عَرَفُوْا كَفَرُوْا بِهٖ ۡ فَلَعْنَةُ اللّٰهِ عَلَى
الْكٰفِرِيْنَ ﴿۸۹﴾ بِئْسَمَا اشْتَرَوْا بِهٖۤ اَنْفُسَهُمْ اَنْ يَّكْفُرُوْا بِمَآ اَنْزَلَ اللّٰهُ

**આમ હોવા છતાં કે તે એ ગ્રંથનું સમર્થન કરે છે જે તેમની પાસે અગાઉથી મોજૂદ હતો, આમ હોવા છતાં કે તેના આગમન અગાઉ તેઓ પોતે કાફિરોની વિરુદ્ધ વિજય અને મદદની દુઆઓ માગ્યા કરતા હતાં, પરંતુ જ્યારે એ વસ્તુ આવી ગઈ, જેને તેઓ ઓળખી પણ ગયાં, ત્યારે તેમણે તેને માનવાનો ઈનકાર કરી દીધો.[૯૫] અલ્લાહની લાનત આ ઈનકાર કરનારાઓ ઉપર, કેવી ખરાબ રીત છે જેના વડે આ લોકો તેમના મનનો સંતોષ મેળવે છે[૯૬] કે જે માર્ગદર્શન અલ્લાહે**

પાડોશી કબીલાઓ (ઔસ અને ખઝરજ) સાથે સંધિ-કરાર કરી રાખેલા હતાં. જ્યારે કોઈ આરબ કબીલો બીજા આરબ કબીલા સાથે લડતો હતો ત્યારે બન્નેના સંધિવાળા યહૂદી કબીલાઓ પણ પોતપોતાના સંધિદારનો સાથ આપતાં અને એકબીજાની સામે યુદ્ધ કરતા હતાં. આ કૃત્ય સ્પષ્ટપણે અલ્લાહની કિતાબની વિરૂદ્ધ હતું અને તેઓ જાણીબૂઝીને અલ્લાહની કિતાબનું ઉલ્લંઘન કરી રહ્યા હતાં. પરંતુ લડાઈ પછી જ્યારે કોઈ યહૂદી કબીલાના યુદ્ધ કેદીઓ બીજા યહૂદી કબીલાના હાથમાં આવી જતા હતાં ત્યારે વિજયી કબીલો મુક્તિદંડની રકમ લઈને તેમને મુક્ત કરતો તથા પરાજિત કબીલો દંડની રકમ ચૂકવીને તેમને છોડાવતો હતો. અને આ મુક્તિદંડની રકમની લેવડ-દેવડને કાયદેસર ઠરાવવા માટે અલ્લાહની કિતાબમાંથી દલીલ આપવામાં આવતી હતી, જાણે કે તેઓ અલ્લાહની કિતાબની આ પરવાનગીને તો માન્ય રાખતા હતાં કે યુદ્ધ કેદીઓને મુક્તિદંડની રકમ લઈને છોડવામાં આવે પરંતુ એ હુકમને સાવ ઠુકરાવી દેતા હતાં કે અંદરો-અંદર યુદ્ધ કરવામાં જ ન આવે.

(૯૩) ''રૂહેપાક'' નો અર્થ વહીનું જ્ઞાન પણ છે તથા જિબ્રઈલ પણ જે વહીનું જ્ઞાન લાવતા હતાં, તેમજ હઝરત મસીહ અ.સ.નો પોતાનો પવિત્ર આત્મા પણ જેને અલ્લાહએ પવિત્ર ગુણોવાળો બનાવ્યો હતો. સ્પષ્ટ નિશાનીઓનો અર્થ એ ખુલ્લી નિશાનીઓ છે જેમને જોઈને કોઈપણ સત્યપ્રિય અને સત્યવાંચ્છુ માણસ એ જાણી શકતો હતો કે મસીહ અ.સ. અલ્લાહના નબી છે.

(૯૪) અર્થાત્ અમે અમારી માન્યતા અને ખ્યાલમાં એવાં મક્કમ છીએ કે તમે ગમે તે કહો અમારા દિલો ઉપર તમારી વાતની અસર થશે નહીં. આ એ જ વાત છે જે એવા બધા જ હઠાગ્રહી લોકો કહેતાં હોય છે જેમના દિલ અને દિમાગ ઉપર અજ્ઞાનનો પૂર્વગ્રહ છવાયેલો હોય છે. તેઓ આને શ્રદ્ધાની મજબૂતાઈનું નામ દઈને તેને એક ખૂબી ગણતા હતાં જો કે આના કરતાં મોટી ખામી માણસ માટે કોઈ નથી કે તે તેની પરંપરાગત માન્યતાઓ અને વિચારસરણી ઉપર મક્કમ થઈ જવાનો ફેંસલો કરી લે, પછી ભલે તેમનું ખોટું હોવું ગમે તેવી મજબૂત દલીલો વડે સાબિત કરી દેવામાં આવે.

(૯૫) નબી સ.અ.વ.ના આગમન અગાઉ યહૂદીઓ બેચેનીપૂર્વક એ નબીની રાહ જોઈ રહ્યા હતાં જેના

بَغْيًا اَنْ يُّنَزِّلَ اللّٰهُ مِنْ فَضْلِهٖ عَلٰى مَنْ يَّشَآءُ مِنْ عِبَادِهٖ ۚ فَبَآءُوْ
بِغَضَبٍ عَلٰى غَضَبٍ ؕ وَ لِلْكٰفِرِيْنَ عَذَابٌ مُّهِيْنٌ ﴿۹۰﴾ وَ اِذَا قِيْلَ
لَهُمْ اٰمِنُوْا بِمَآ اَنْزَلَ اللّٰهُ قَالُوْا نُؤْمِنُ بِمَآ اُنْزِلَ عَلَيْنَا وَ
يَكْفُرُوْنَ بِمَا وَرَآءَهٗ ۗ وَ هُوَ الْحَقُّ مُصَدِّقًا لِّمَا مَعَهُمْ ؕ قُلْ فَلِمَ
تَقْتُلُوْنَ اَنْۢبِيَآءَ اللّٰهِ مِنْ قَبْلُ اِنْ كُنْتُمْ مُّؤْمِنِيْنَ ﴿۹۱﴾ وَ لَقَدْ

**ઊતાર્યું છે, તેને કબૂલ કરવાથી ફકત આ હઠાગ્રહને કારણે ઈનકાર કરી રહ્યાં છે કે અલ્લાહે તેની કૃપા (વહી અને રિસાલત) દ્વારા તેના જે બંદાને ઈચ્છયો, નવાજી દીધો ![૯૭] એટલા માટે, હવે આ પ્રકોપ ઉપર પ્રકોપને પાત્ર થઈ ગયાં છે અને આવા કાફિરો માટે સખત અપમાનજનક સજા ઠરાવેલી છે.**

**જ્યારે તેમને કહેવામાં આવે છે કે જે કંઈ અલ્લાહે ઊતાર્યું છે તેની ઉપર ઈમાન લાવો, ત્યારે તેઓ કહે છે ''અમે તો ફકત એ વસ્તુ ઉપર ઈમાન લાવીએ છીએ, જે અમારે ત્યાં (અર્થાત્ ઈસ્રાઈલના વંશમાં) ઊતરી છે.'' આ વર્તુળની બહાર જે કંઈ આવેલું છે તેને માનવાનો તેઓ ઈનકાર કરે છે, જો કે તે સત્ય છે અને એ શિક્ષણનું સમર્થન કરી રહ્યું છે જે આમને ત્યાં પહેલાંથી મોજૂદ હતું સારૂં, આમને કહોઃ 'જો તમે એ જ શિક્ષણ ઉપર જ ઈમાન ધરાવનારાં છો જે તમારે ત્યાં આવ્યું હતું, તો આની પહેલાં અલ્લાહના એ પયગમ્બરોની (કે જે પોતે બનીઈસ્રાઈલમાં જન્મ્યા હતાં) શા માટે હત્યા કરતા રહ્યાં ?**

આવવાની આગાહીઓ એમનાં નબીઓએ કરી હતી. તેઓ દુઆઓ માગતા હતાં કે જલ્દીથી તે આવે તો કાફિરોનું વર્ચસ્વ સમાપ્ત થાય અને પછી અમારી ચડતીનો જમાનો શરૂ થાય. મદીનાવાસીઓ પોતે આ વાતના સાક્ષી હતાં કે મુહમ્મદ સ.અ.વ.ના આગમન પહેલાં આ જ એમનાં પાડોશી યહૂદીઓ આવનાર નબીની આશા પર જીવતા હતાં અને રોજેરોજ તેમના મોઢેથી આ જ શબ્દો નીકળતા હતાં કે, ''સારું, અત્યારે તો જેની ઈચ્છા થાય તે અમારી ઉપર અત્યાચાર કરી લે, જ્યારે એ નબી આવશે ત્યારે અમે આ તમામ અત્યાચારીઓને જોઈ લઈશું.'' મદીનાવાસીઓ આ વાતો સાંભળી ચૂકયા હતાં. એટલા જ માટે જ્યારે તેમને નબી સ.અ.વ. વિષે જાણકારી પ્રાપ્ત થઈ ત્યારે તેમણે એકબીજાને કહ્યું કે, જુઓ કયાંક આ યહૂદીઓ તમારાથી આગળ ન નીકળી જાય. ચાલો, પહેલાં આપણે જ એ નબી ઉપર ઈમાન લઈ આવીએ. પરંતુ એમના માટે આ વાત નવાઈભરી હતી કે એ જ યહૂદીઓ કે જે આવનારા નબીની રાહમાં બેચેન હતાં તેમના આગમન પર સૌથી વધારે તેના વિરોધી બની ગયાં.

جَآءَكُمْ مُّوْسٰى بِالْبَيِّنٰتِ ثُمَّ اتَّخَذْتُمُ الْعِجْلَ مِنْۢ بَعْدِهٖ وَ اَنْتُمْ
ظٰلِمُوْنَ ﴿٩٢﴾ وَ اِذْ اَخَذْنَا مِيْثَاقَكُمْ وَ رَفَعْنَا فَوْقَكُمُ الطُّوْرَ ؕ
خُذُوْا مَاۤ اٰتَيْنٰكُمْ بِقُوَّةٍ وَّ اسْمَعُوْا ؕ قَالُوْا سَمِعْنَا وَ عَصَيْنَا ۗ
وَ اُشْرِبُوْا فِىْ قُلُوْبِهِمُ الْعِجْلَ بِكُفْرِهِمْ ؕ قُلْ بِئْسَمَا يَاْمُرُكُمْ بِهٖۤ
اِيْمَانُكُمْ اِنْ كُنْتُمْ مُّؤْمِنِيْنَ ﴿٩٣﴾ قُلْ اِنْ كَانَتْ لَكُمُ الدَّارُ
الْاٰخِرَةُ عِنْدَ اللّٰهِ خَالِصَةً مِّنْ دُوْنِ النَّاسِ فَتَمَنَّوُا الْمَوْتَ
اِنْ كُنْتُمْ صٰدِقِيْنَ ﴿٩٤﴾ وَ لَنْ يَّتَمَنَّوْهُ اَبَدًاۢ بِمَا قَدَّمَتْ اَيْدِيْهِمْ ؕ

---

**તમારી પાસે મૂસા કેવી કેવી સ્પષ્ટ નિશાનીઓ સાથે આવ્યો. આમ છતાં તમે એવા જુલમી હતાં કે તેની પીઠ ફરતાં જ વાછરડાને ખુદા બનાવી બેઠાં. પછી જરા એ પાકા વાયદાને યાદ કરો કે જે તૂરને તમારી ઉપર ઉઠાવીને અમે તમારી પાસેથી લીધો હતો. અમે તાકીદપૂર્વક કહ્યું હતું કે જે માર્ગદર્શન અમે આપી રહ્યાં છીએ, તેનું ચુસ્તપણે પાલન કરો અને કાન દઈને સાંભળો. તમારા પૂર્વજોએ કહ્યું કે અમે સાંભળી લીધું, પરંતુ માનીશું નહીં. અને તેમના કુફ્રની સ્થિતિ એવી હતી કે એમના હૃદયમાં વાછરડું જ વસી ગયેલું હતું. કહો : જો તમે મોમિન છો, તો આ વિચિત્ર ઈમાન છે, જે આવા બૂરાં કામોનો તમને આદેશ આપે છે.''**

**આમને કહો કે જો હકીકતમાં અલ્લાહને ત્યાં આખિરતનું ઘર તમામ મનુષ્યોને છોડીને કેવળ તમારા માટે જ ખાસ છે, ત્યારે તો તમારે મૃત્યુની ઇચ્છા કરવી જોઈએ,[૯૮] જો તમે તમારા આ ખ્યાલમાં સાચા છો — વિશ્વાસ રાખો કે આ લોકો કયારેય તેની ઇચ્છા કરશે નહીં, એટલા માટે કે તેમના હાથો વડે જે કંઈ કમાવીને તેમણે ત્યાં મોકલ્યું છે તેનો તકાદો આ જ છે**

---

અને ''તેઓ તેને ઓળખી પણ ગયાં,'' આ શબ્દો જે કહેવામાં આવ્યાં છે તો તેના અનેક પુરાવા એ જ જમાનામાં મળી ગયા હતાં. સૌથી વધુ વિશ્વસનીય સાક્ષી ઉમ્મુલમુ'મિનીન હઝરત સફિય્યહ રદિ.ની છે જે પોતે એક મોટા યહૂદી વિદ્વાનના પુત્રી અને એક બીજા વિદ્વાનના ભત્રીજી હતાં. તેઓ કહે છે કે જ્યારે નબી સ.અ.વ. મદીના પધાર્યાં ત્યારે મારા પિતા અને કાકા બન્ને આપને મળવા માટે ગયાં. લાંબા સમય સુધી વાતચીત કરી પછી જ્યારે ઘરે પાછા આવ્યાં ત્યારે મેં મારા કાનથી આ બન્નેને આ પ્રમાણે વાતચીત કરતાં સાંભળ્યાં :

وَاللّٰهُ عَلِيْمٌۢ بِالظّٰلِمِيْنَ ﴿٩٥﴾ وَلَتَجِدَنَّهُمْ اَحْرَصَ النَّاسِ عَلٰى
حَيٰوةٍ ۚ وَمِنَ الَّذِيْنَ اَشْرَكُوْا ۚ يَوَدُّ اَحَدُهُمْ لَوْ يُعَمَّرُ اَلْفَ سَنَةٍ ۚ
وَمَا هُوَ بِمُزَحْزِحِهٖ مِنَ الْعَذَابِ اَنْ يُّعَمَّرَ ؕ وَاللّٰهُ بَصِيْرٌۢ بِمَا
يَعْمَلُوْنَ ﴿٩٦﴾ ع قُلْ مَنْ كَانَ عَدُوًّا لِّجِبْرِيْلَ فَاِنَّهٗ نَزَّلَهٗ عَلٰى قَلْبِكَ
بِاِذْنِ اللّٰهِ مُصَدِّقًا لِّمَا بَيْنَ يَدَيْهِ وَهُدًى وَّبُشْرٰى لِلْمُؤْمِنِيْنَ ﴿٩٧﴾




**(કે આ ત્યાં જવાની તમન્ના ન કરે), અલ્લાહ આ અત્યાચારીઓની હાલતથી સારી રીતે વાકેફ છે. તમે તેમને સૌથી વધારે જીવવાની લાલસા[૯૯] ધરાવનાર જોશો એટલે સુધી કે તેઓ આ મામલામાં મુશ્રિકો કરતાં પણ વધીને છે. આ લોકોમાંથી દરેકેદરેક માણસ એવું ઈચ્છે છે કે કોઈપણ રીતે હજાર વરસ જીવે, જો કે લાંબું આયુષ્ય તેને સજાથી તો દૂર ફેંકી શકતું નથી. જે પ્રકારના કર્મો તેઓ કરી રહ્યાં છે, અલ્લાહ તો એમને જોઈ જ રહ્યો છે. (રુકૂઅ-૧૧)**

**આમને કહો કે જે કોઈ જિબ્રઈલ સાથે દુશ્મની રાખતો હોય,[૧૦૦] તેને ખબર હોવી જોઈએ કે જિબ્રઈલે અલ્લાહના જ હુકમથી આ કુર્આન તમારા હૃદય ઉપર ઊતાર્યું છે,[૧૦૧] જે અગાઉ આવેલાં ગ્રંથોનું સમર્થન કરે છે અને ટેકો આપે છે.[૧૦૨] અને ઈમાન લાવનારાઓ માટે માર્ગદર્શન અને સફળતાની ખુશખબર બનીને આવ્યું છે.[૧૦૩]**

---

કાકા : શું ખરેખર આ એ જ નબી છે જેના સમાચારો આપણા ગ્રંથોમાં આપવામાં આવ્યાં છે?

પિતા : ખુદાના સોગંદ, હા.

કાકા : શું તમને આની ખાત્રી છે?

પિતા : હા.

કાકા : તો પછી શું ઈરાદો છે?

પિતા : જ્યાં સુધી શરીરમાં જીવ છે ત્યાં સુધી તેનો વિરોધ કરીશ અને તેની વાતને ચાલવા નહીં દઉં. (ઈબ્નેહિશામ, ભાગ-૨, પાન-૧૬૫, નવી આવૃત્તિ)

(૯૬) આ આયતનો બીજો અનુવાદ આ રીતે પણ થઈ શકે છે. ''કેવી બૂરી વસ્તુ છે જેના માટે તેમણે પોતાના પ્રાણ વેચી નાખ્યાં'' એટલે કે પોતાની સફળતા, સદ્ભાગ્ય ને મોક્ષની બલિ ચઢાવી દીધી.

(૯૭) આ લોકો ઈચ્છતા હતાં કે આવનાર નબી એમની કોમમાં પેદા થાય. પરંતુ જ્યારે તે એક બીજી કોમમાં પેદા થયો, જેને તેઓ પોતાની સરખામણીમાં હલકી માનતા હતાં, ત્યારે તેઓ તેના ઈનકાર કરવા ઉપર

مَنْ كَانَ عَدُوًّا لِّلّٰهِ وَمَلٰٓئِكَتِهٖ وَرُسُلِهٖ وَجِبْرِيْلَ وَمِيْكٰلَ
فَاِنَّ اللّٰهَ عَدُوٌّ لِّلْكٰفِرِيْنَ ۝٩٨ وَلَقَدْ اَنْزَلْنَآ اِلَيْكَ اٰيٰتٍۭ بَيِّنٰتٍ ۚ
وَمَا يَكْفُرُ بِهَآ اِلَّا الْفٰسِقُوْنَ ۝٩٩ اَوَكُلَّمَا عٰهَدُوْا عَهْدًا
نَّبَذَهٗ فَرِيْقٌ مِّنْهُمْ ؕ بَلْ اَكْثَرُهُمْ لَا يُؤْمِنُوْنَ ۝١٠٠ وَلَمَّا جَآءَهُمْ
رَسُوْلٌ مِّنْ عِنْدِ اللّٰهِ مُصَدِّقٌ لِّمَا مَعَهُمْ نَبَذَ فَرِيْقٌ مِّنَ الَّذِيْنَ
اُوْتُوا الْكِتٰبَ ۙ كِتٰبَ اللّٰهِ وَرَآءَ ظُهُوْرِهِمْ كَاَنَّهُمْ لَا يَعْلَمُوْنَ ۝١٠١
وَاتَّبَعُوْا مَا تَتْلُوا الشَّيٰطِيْنُ عَلٰى مُلْكِ سُلَيْمٰنَ ۚ وَمَا كَفَرَ سُلَيْمٰنُ

**(જો જિબ્રઈલ સાથેની તેમની દુશ્મનાવટનું કારણ આ જ હોય તો કહી દો કે) જે અલ્લાહ અને તેના ફરિશ્તાં અને તેના પયગમ્બરો અને જિબ્રઈલ અને મીકાઈલના દુશ્મન છે, અલ્લાહ એ કાફિરોનો દુશ્મન છે.**

**અમે તમારી તરફ એવી આયતો ઊતારી છે જે સત્યને સ્પષ્ટપણે જાહેર કરનારી છે. અને તેમનું પાલન કરવાનો કેવળ એ જ લોકો ઈનકાર કરે છે જે દુરાચારી છે. શું હંમેશથી એવું જ થતું રહ્યું નથી કે જ્યારે આ લોકોએ કોઈ વાયદો કર્યો, ત્યારે તેમનામાંથી કોઈને કોઈ જૂથે તેને જરૂર અભરાઈએ ચઢાવી દીધો ? બલ્કે એમનામાંથી મોટાભાગના આવાં જ છે, જે સાચા દિલથી ઈમાન લાવતાં નથી. અને જ્યારે તેમની પાસે અલ્લાહ તરફથી કોઈ પયગમ્બર એ ગ્રંથનું સમર્થન કરતો આવ્યો જે તેમને ત્યાં અગાઉથી મોજૂદ હતો, ત્યારે આ ગ્રંથવાળાઓમાંથી એક જૂથે અલ્લાહના ગ્રંથને આવી રીતે પીઠ પાછળ નાખી દીધો, જાણે કે તેઓ કશું જાણતાં જ નથી. અને ચાલવા માંડયાં એ વસ્તુઓની પાછળ જે શૈતાનો, સુલૈમાનની હકૂમતના નામે પ્રસ્તુત કર્યા કરતા હતાં,[૧૦૪] જો કે સુલૈમાને કયારેય કુફ્ર કર્યું નથી,**

ઉતરી આવ્યાં. એટલે કે એમનું માનવું આ હતું કે અલ્લાહ તેમને પૂછીને નબી મોકલત, જ્યારે તેણે તેમને ન પૂછયું, અને હવે પોતાની કૃપાથી પોતે જેને ઈચ્છયો, નવાજી દીધો, ત્યારે તેઓ ગુસ્સે થઈ ગયાં.

(૯૮) આ તેમની ભૌતિકવાદ ઉપર કટાક્ષ અને ખૂબ જ તીણો કટાક્ષ છે. જે લોકોને ખરેખર આખિરતના ઘર સાથે જરા પણ લગાવ હોય છે તેઓ દુનિયા પર મરતાં નથી અને ન તો મોતથી જ ડરે છે. પરંતુ

وَلٰكِنَّ الشَّيٰطِيْنَ كَفَرُوْا يُعَلِّمُوْنَ النَّاسَ السِّحْرَ ۗ وَمَآ اُنْزِلَ عَلَى الْمَلَكَيْنِ بِبَابِلَ هَارُوْتَ وَمَارُوْتَ ؕ وَمَا يُعَلِّمٰنِ مِنْ اَحَدٍ حَتّٰى يَقُوْلَآ اِنَّمَا نَحْنُ فِتْنَةٌ فَلَا تَكْفُرْ ؕ فَيَتَعَلَّمُوْنَ

**કુફ્ર નું આચરણ કરનારા તો એ શૈતાનો હતાં જે લોકોને જાદુવિધાનું શિક્ષણ આપતા હતાં. તેઓ એ વસ્તુની પાછળ પડયાં જે બેબિલોનમાં બે ફરિશ્તાઓ, હારૂત અને મારૂત, ઉપર ઊતારવામાં આવી હતી, જો કે એ (ફરિશ્તાઓ) જ્યારે પણ કોઈને તે શિખવાડતા હતાં, ત્યારે પહેલાં સ્પષ્ટપણે ચેતવી દેતા હતાં કે ''જો, અમે તો ફકત એક અજમાયશ છીએ. તું કુફ્રમાં ન પડ.''[૧૦૫] છતાં પણ**

યહૂદીઓની હાલત આનાથી વિરૂદ્ધ હતી અને આજે પણ છે.

(૯૯) આયતમાં عَلٰى حَيٰوةٍ શબ્દ આવે છે જેનો અર્થ છે : કોઈ ને કોઈ પ્રકારનું જીવન. એટલે કે એમને માત્ર જીવનની લાલસા છે પછી તે ગમે તે પ્રકારનું હોય, ચાહે ઈજ્જત અને શરાફતનું હોય કે પછી અપમાન અને અધમતાનું.

(૧૦૦) યહૂદીઓ માત્ર નબી સ.અ.વ.ને તથા આપની ઉપર ઈમાન લાવનારાઓને જ ખરાબ કહેતા ન હતાં બલ્કે ખુદાના માનવંતા ફરિશ્તા જિબ્રઈલને પણ ગાળો ભાંડતા હતાં અને કહેતા હતાં કે તે અમારો દુશ્મન છે, તે કૃપાનો નહીં પણ સજાનો ફરિશ્તો છે.

(૧૦૧) એટલે કે આના લીધે તમારી ગાળો જિબ્રઈલને નથી લાગતી બલ્કે અલ્લાહને પોતાને લાગે છે.

(૧૦૨) એટલે કે આ ગાળો તમે એટલા માટે તો આપો છો કે જિબ્રઈલ આ કુર્આન લઈને આવ્યો છે, અને હકીકત આ છે કે આ કુર્આન પૂર્ણ રીતે તૌરાતના સમર્થનમાં છે, એટલા માટે તમારી ગાળોમાં તૌરાત પણ ભાગીદાર બની ગઈ.

(૧૦૩) આમાં એ વિષય તરફ સુક્ષ્મ ઈશારો કરવામાં આવ્યો છે કે હે મૂર્ખાઓ, અસલમાં તમારો બધો જ અણગમો માર્ગદર્શન અને સાચા માર્ગની વિરૂદ્ધ છે. તમે સાચા માર્ગદર્શન વિરૂદ્ધ લડી રહ્યાં છો જેને જો સીધી રીતે માની લો તો તમારા જ માટે સફળતાની ખુશખબર છે.

(૧૦૪) શયાતીનનો મતલબ અહીં જિન્નાત તેમજ ઈન્સાનોમાં રહેલા શૈતાનો હોઈ શકે છે અને અહીં કહેવાનો આશય આ બંને છે. જ્યારે બનીઈસ્રાઈલ ઉપર નૈતિક અને ભૌતિક પડતીનો જમાનો આવ્યો તથા ગુલામી, અજ્ઞાન, ગરીબી તથા અપમાન અને પછાતપણાએ તેમની અંદર કોઈપણ જાતની હિંમત અને સાહસ બાકી રહેવા ન દીધાં ત્યારે તેમનું બધું ધ્યાન જાદૂટોણાં, મંત્ર તંત્ર, અમલિયાત તથા દોરાધાગા તરફ વળવા લાગ્યું. તેઓ એવા રસ્તા શોધવા માંડયાં કે જેનાથી કોઈપણ શ્રમ અને મહેનત વિના માત્ર ફૂંક-પાણી અને મંત્રોના જોરે બધાં જ કામ બની જાય. એ સમયે શૈતાનોએ તેમને બહેકાવવાનું શરૂ કર્યું કે સુલૈમાન અ.સ.નું ભવ્ય

مِنْهُمَا مَا يُفَرِّقُوْنَ بِهٖ بَيْنَ الْمَرْءِ وَ زَوْجِهٖ ؕ وَ مَا هُمْ بِضَآرِّيْنَ بِهٖ
مِنْ اَحَدٍ اِلَّا بِاِذْنِ اللّٰهِ ؕ وَ يَتَعَلَّمُوْنَ مَا يَضُرُّهُمْ وَ لَا يَنْفَعُهُمْ ؕ
وَ لَقَدْ عَلِمُوْا لَمَنِ اشْتَرٰىهُ مَا لَهٗ فِی الْاٰخِرَةِ مِنْ خَلَاقٍ ۛ
وَ لَبِئْسَ مَا شَرَوْا بِهٖۤ اَنْفُسَهُمْ ؕ لَوْ كَانُوْا يَعْلَمُوْنَ ﴿۱۰۲﴾

**લોકો તેમની પાસેથી એ વસ્તુ શીખતા હતાં જેના વડે પતિ અને પત્ની વચ્ચે જુદાઈ નાખી દે.[૧૦૬] એ તો સ્પષ્ટ હતું કે અલ્લાહની પરવાનગી વિના તેઓ તેના વડે કોઈને પણ નુકસાન પહોંચાડી શકતા ન હતાં, તેમ છતાં તેઓ એવી વસ્તુ શીખતા હતાં જે પોતે તેમના માટે ફાયદાકારક નહીં બલ્કે હાનિકારક હતી અને તેમને બરાબર ખબર હતી કે જે કોઈ આ વસ્તુનો ખરીદનાર બન્યો, તેના માટે આખિરતમાં કોઈ હિસ્સો નથી. કેટલી ખરાબ વસ્તુ હતી જેના બદલામાં તેમણે તેમની જાતોને વેચી નાખી, કદાચ તેમને ખબર હોત!**

સામ્રાજ્ય અને તેમની આશ્ચર્યકારક શક્તિઓ, બધું જ અમુક યંત્રો અને મંત્રોના પરિણામે હતું, અને એ અમે તમને બતાવી દઈએ છીએ. એટલા માટે આ લોકો જેની શોધમાં હતાં એ વસ્તુ મળી ગઈ છે એમ માનીને આ વસ્તુઓ ઉપર તૂટી પડયાં અને ત્યારબાદ ન તો તેમને અલ્લાહની કિતાબમાં કોઈ રસ રહ્યો, ન તો કોઈ સત્ય તરફ બોલાવનારની હાકલ તરફ તેમણે ધ્યાન આપ્યું.

**(૧૦૫)** આ આયતના અર્થઘટન અંગે જુદા જુદા કથનો નોંધાયેલાં છે, પરંતુ જે કંઈ મેં સમજ્યું છે તે આ છે કે, જે જમાનામાં બનીઈસ્રાઈલની સમગ્ર કોમ બેબિલોનમાં કેદ હતી, અને ગુલામ બનેલી હતી, ત્યારે અલ્લાહતઆલાએ બે ફરિશ્તાઓને માનવીના રૂપમાં તેમની અજમાયશ માટે મોકલ્યાં હશે. જેવી રીતે લૂતની કોમ પાસે ફરિશ્તાઓ રૂપાળા છોકરાંના રૂપમાં ગયા હતાં એવી જ રીતે આ ઈસ્રાઈલીઓ પાસે તેઓ પીરફકીર બનીને ગયાં હશે. ત્યાં એક તરફ તેમણે જાદુગરીનો ધંધો શરૂ કર્યો હશે અને બીજી તરફ તેઓ દલીલ પૂરી કરવા માટે દરેકને ચેતવી પણ દેતાં હશે કે, જુઓ અમે તમારા માટે અજમાયશની હેસિયત ધરાવીએ છીએ. તમે તમારો અંજામ ખરાબ ન કરો. આમ છતાં, લોકો તેમના રજૂ કરેલાં મંત્રો અને યંત્રો અને તાવીજો લેવા માટે તૂટી પડતાં હશે.

ફરિશ્તાઓના માનવીના રૂપમાં આવીને કામ કરવા અંગે કોઈને નવાઈ ન લાગવી જોઈએ. તેઓ ખુદાના રાજ્યના કાર્યકર્તાઓ છે. તેમના પદની રૂએની ફરજો અન્વયે તેમના માટે જે સમયે જે રૂપ ધારણ કરવાનું જરૂરી જણાય તે તેઓ અખત્યાર કરી શકે છે. આપણને શું ખબર કે અત્યારે પણ આપણી આસપાસ કેટલાં ફરિશ્તા માનવીના રૂપમાં આવીને કામ કરી જતાં હશે. હવે રહી વાત ફરિશ્તાઓ દ્વારા એક એવી વસ્તુ શિખવાડવાની કે જે જાતે બૂરી હતી, તો આનું ઉદાહરણ એવું છે જેમ કે પોલીસની વર્દી વિનાના માણસો એક




وَ لَوْ اَنَّهُمْ اٰمَنُوْا وَ اتَّقَوْا لَمَثُوْبَةٌ مِّنْ عِنْدِ اللّٰهِ خَیْرٌ ؕ لَوْ كَانُوْا یَعْلَمُوْنَ ۝١٠٣
یٰۤاَیُّهَا الَّذِیْنَ اٰمَنُوْا لَا تَقُوْلُوْا رَاعِنَا وَ قُوْلُوا انْظُرْنَا وَ اسْمَعُوْا ؕ

**જો તેઓ ઈમાન અને સંયમ અપનાવત તો અલ્લાહને ત્યાં તેનો જે બદલો મળત, તે તેમના માટે સારો હતો. કદાચ તેમને ખબર હોત! (રુકૂઅ-૧૨)**

**હે લોકો જે ઈમાન લાવ્યાં છો[૧૦૭] રાઈના ન બોલો, પણ ઉન્ઝુર્ના કહો, અને ધ્યાનપૂર્વક વાત સાંભળો,[૧૦૮]**

લાંચિયા અધિકારીને નિશાની કરેલા સિક્કા અને નોટો લઈ જઈ લાંચના સ્વરૂપમાં આપે છે જેથી તેને બરાબર ગુનો કરતી વખતે પકડી પાડે અને તેના માટે નિર્દોષ હોવાનું બહાનું કરવાની કોઈ ગુંજાશ રહે નહીં.

(૧૦૬) એટલે કે આ બજારમાં સૌથી વધારે જે વસ્તુની માગ હતી તે આ હતી કે કોઈ એવું મંત્ર અથવા તાવીજ મળી જાય જેના વડે એક માણસ બીજા માણસની પત્ની તેની પાસેથી તોડાવીને પોતાની ઉપર આશિક બનાવી લે. આ નૈતિક પતનની અત્યંત અધમ હાલત હતી જેમાં આ લોકો સપડાયેલા હતાં. નૈતિક અધઃપતનનો આનાથી વધારે નીચો દરજ્જો કોઈ ન હોઈ શકે કે કોમના લોકોનું સૌથી વધારે દિલચસ્પીનું કામ પારકી સ્ત્રીઓ સાથે આંખો લડાવવાનું થઈ જાય અને પરણેલી સ્ત્રીને તેના પતિ પાસેથી તોડાવીને પોતાની કરી લેવાને તે પોતાની સૌથી મોટી સફળતા માનવા લાગે.

દાંપત્યજીવન હકીકતમાં માનવસભ્યતાનું મૂળ છે. સ્ત્રી અને પુરૂષના સંબંધોની શુદ્ધિ ઉપર સમગ્ર માનવસમાજની શુદ્ધિનો આધાર છે. એટલા માટે એ માણસ સૌથી મોટો બગાડ ફેલાવનાર છે જે એ વૃક્ષના મૂળમાં જ ઘા કરે છે કે જેના બાકી રહેવા ઉપર ખુદ તેની અને સમાજની સ્થાપનાનો આધાર છે. હદીસમાં આવે છે કે, ઈબ્લીસ પોતાના મુખ્ય મથકે બેઠાં બેઠાં પૃથ્વીના દરેક ખૂણે તેના એજન્ટોને રવાના કરે છે, પછી તે એજન્ટો પાછાં આવીને પોતપોતાની કામગીરીનો એહવાલ આપે છે. કોઈ કહે છેઃ મેં ફલાણો ઝઘડો ઉભો કર્યો. કોઈ કહે છેઃ મેં ફલાણી બૂરાઈ ફેલાવી, પરંતુ ઈબ્લીસ દરેકને એમ કહે છે, કે તેં કંઈ ના કર્યું. પછી એક આવે છે અને જણાવે છે કે હું સ્ત્રી અને તેના પતિ વચ્ચે જુદાઈ નાખીને આવ્યો છું. આ સાંભળીને ઈબ્લીસ તેને ભેટી પડે છે અને કહે છે કે, તું કામ કરીને આવ્યો છે. આ હદીસ ઉપર વિચાર કરતાં આ વાત સારી રીતે સમજાય છે કે બનીઈસ્રાઈલની અજમાયશ કરવા માટે જે ફરિશ્તા મોકલવામાં આવ્યા હતાં તેમને શા માટે હુકમ આપવામાં આવ્યો કે સ્ત્રી અને પુરૂષ વચ્ચે જુદાઈ નાખવાનું કૃત્ય એમની સામે રજૂ કરે. હકીકતમાં આ જ માપદંડ દ્વારા તેમની નૈતિક પડતીને સાચો માપ કાઢી શકાતો હતો.

(૧૦૭) આ રુકૂઅમાં અને આનાપછીના રુકૂઅમાં નબી સ.અ.વ.નું અનુસરણ અખત્યાર કરનારા લોકોને ફિત્નાખોરીઓ સામે ચેતવવામાં આવ્યાં છે જે ઈસ્લામી સમાજની વિરૂદ્ધ યહૂદીઓ તરફથી આચરવામાં આવી રહી હતી. એ શંકાઓના જવાબો આપવામાં આવ્યાં છે જે આ લોકો મુસલમાનોના દિલોમાં પેદા કરવાના પ્રયાસો કરતા હતાં, તથા એ મુખ્ય મુદ્દાઓ ઉપર વાત કરવામાં આવી છે જે મુસલમાનો સાથે યહૂદીઓની

وَ لِلْكٰفِرِيْنَ عَذَابٌ اَلِيْمٌ ﴿١٠٤﴾ مَا يَوَدُّ الَّذِيْنَ كَفَرُوْا مِنْ اَهْلِ
الْكِتٰبِ وَلَا الْمُشْرِكِيْنَ اَنْ يُّنَزَّلَ عَلَيْكُمْ مِّنْ خَيْرٍ مِّنْ رَّبِّكُمْ ؕ
وَاللّٰهُ يَخْتَصُّ بِرَحْمَتِهٖ مَنْ يَّشَآءُ ؕ وَاللّٰهُ ذُو الْفَضْلِ الْعَظِيْمِ ﴿١٠٥﴾
مَا نَنْسَخْ مِنْ اٰيَةٍ اَوْ نُنْسِهَا نَاْتِ بِخَيْرٍ مِّنْهَآ اَوْ مِثْلِهَا ؕ اَلَمْ تَعْلَمْ
اَنَّ اللّٰهَ عَلٰى كُلِّ شَىْءٍ قَدِيْرٌ ﴿١٠٦﴾ اَلَمْ تَعْلَمْ اَنَّ اللّٰهَ لَهٗ مُلْكُ

**આ કાફિરો તો પીડાકારી સજાને પાત્ર છે. આ લોકો કે જેમણે સત્યના સંદેશને સ્વીકારવાનો ઈનકાર કરી દીધો છે, ભલે પછી ગ્રંથવાળાઓમાંથી હોય કે મુશ્રિક હોય, તેઓ કદાપિ પસંદ કરતાં નથી કે તમારા માલિક તરફથી તમારી ઉપર કોઈ ભલાઈ ઊતરે, પરંતુ અલ્લાહ જેને ઈચ્છે તેને પોતાની કૃપા માટે પસંદ કરી લે છે અને તે મોટો મહેરબાન છે.**

**અમે અમારી જે આયતને રદ કરી દઈએ છીએ અથવા ભુલાવી દઈએ છીએ, તેના સ્થાને તેનાથી વધુ સારી લાવીએ છીએ અથવા ઓછામાં ઓછી એવી જ.[૧૦૯] શું તમે જાણતાં નથી કે અલ્લાહ દરેક વસ્તુ કરવા માટે શકિત ધરાવે છે ? શું તમને ખબર નથી કે ધરતી અને આકાશોનું**

વાતચીતમાં ચર્ચામાં આવતા રહેતા હતાં. અત્રે એ વાત ધ્યાનમાં રાખવી જોઈએ કે જ્યારે નબી સ. અ.વ. મદીના પહોંચ્યાં અને તેની આસપાસના વિસ્તારોમાં ઈસ્લામનો સંદેશ ફેલાવા માંડ્યો, ત્યારે યહૂદીઓ ઠેર ઠેર મુસલમાનોને ધાર્મિક ચર્ચાઓમાં ગૂંચવવાનો પ્રયાસ કરતા હતાં, પોતાની દૂધમાંથી પોરાં કાઢવાની વૃત્તિ, શંકા-કુશંકાઓ ઊભી કરવી અને પ્રશ્નમાંથી પ્રશ્ન ઊભા કરવાની બીમારી આ સીધાસાદા અને સાચા લોકોને પણ લગાડી દેવા માગતા હતાં, અને ખુદ નબી સ.અ.વ. ની સભામાં આવીને પ્રપંચયુક્ત અને લુચ્ચાઈભરી વાતો કરીને પોતાની હલકટ માનસિકતાનું પ્રદર્શન કરતા હતાં.

(૧૦૮) યહૂદીઓ જ્યારે નબી સ.અ.વ.ની બેઠકમાં આવતાં ત્યારે તેઓ સલામ અને વાણીમાં શક્ય દરેક રીતે તેમના દિલનો ગુસ્સો ઠાલવવાનો પ્રયાસ કરતા હતાં. દ્વિઅર્થી શબ્દો બોલતાં, જોરથી કંઈક બોલતાં અને ધીમેથી બીજું કંઈ બોલી દેતાં, અને બાહ્ય સભ્યતા જાળવીને અંદરખાનેથી આપનું અપમાન કરવામાં કોઈ ક્યાશ બાકી રાખતા ન હતાં. કુર્આનમાં આગળ જતાં આના અનેક ઉદાહરણો આપવામાં આવ્યાં છે. અત્રે જે ખાસ શબ્દ વાપરવા સામે મુસલમાનોને અટકાવવામાં આવ્યાં છે તે એક દ્વિઅર્થી શબ્દ હતો. જ્યારે નબી સ.અ.વ.ની વાતચીત દરમ્યાન યહૂદીઓને ક્યારેક એમ કહેવાની જરૂર જણાતી કે થોભો, જરા અમને આ વાત સમજી લેવા દો, ત્યારે તેઓ રાઈના راعنا કહેતા હતાં. આ શબ્દનો બાહ્ય અર્થ તો એ હતો કે જરા અમારો

السَّمٰوٰتِ وَ الْاَرْضِ ؕ وَ مَا لَكُمْ مِّنْ دُوْنِ اللّٰهِ مِنْ وَّلِيٍّ وَّ لَا
نَصِيْرٍ ﴿۱۰۷﴾ اَمْ تُرِيْدُوْنَ اَنْ تَسْـَٔلُوْا رَسُوْلَكُمْ كَمَا سُئِلَ مُوْسٰى
مِنْ قَبْلُ ؕ وَ مَنْ يَّتَبَدَّلِ الْكُفْرَ بِالْاِيْمَانِ فَقَدْ ضَلَّ سَوَآءَ
السَّبِيْلِ ﴿۱۰۸﴾ وَدَّ كَثِيْرٌ مِّنْ اَهْلِ الْكِتٰبِ لَوْ يَرُدُّوْنَكُمْ مِّنْۢ بَعْدِ
اِيْمَانِكُمْ كُفَّارًا ۚۖ حَسَدًا مِّنْ عِنْدِ اَنْفُسِهِمْ مِّنْۢ بَعْدِ مَا تَبَيَّنَ
لَهُمُ الْحَقُّ ۚ فَاعْفُوْا وَ اصْفَحُوْا حَتّٰى يَاْتِيَ اللّٰهُ بِاَمْرِهٖ ؕ اِنَّ اللّٰهَ

**હકૂમત અલ્લાહ જ માટે છે અને તેના સિવાય કોઈ તમારી દેખભાળ રાખનાર અને મદદ કરનાર નથી?**

**પછી શું તમે તમારા પયગમ્બર સમક્ષ એ પ્રકારના પ્રશ્નો અને માગણીઓ કરવા માગો છો જે આ અગાઉ મૂસા સમક્ષ કરવામાં આવેલાં છે?[૧૧૦] જો કે જે માણસે ઈમાનના માર્ગને કુફ્રના માર્ગ વડે બદલી નાખ્યો, તે સીધા માર્ગેથી ભટકી ગયો. ગ્રંથવાળાઓમાંથી મોટાભાગના લોકો એમ ઈચ્છે છે કે કોઈ રીતે તમને ઈમાનથી ફેરવીને ફરીથી કુફ્ર તરફ પાછા લઈ જાય. જો કે સત્ય આમની ઉપર જાહેર થઈ ગયેલું છે, પરંતુ તેમના મનની ઈર્ષ્યાના કારણે તમારા માટે આમની આ ઈચ્છા છે. આના જવાબમાં તમે માફી અને દરગુજર કરો[૧૧૧] એટલે સુધી કે અલ્લાહ પોતે જ પોતાનો ફેંસલો લાગૂ કરી દે. ખાત્રી રાખો કે અલ્લાહ(તઆલા)**

ખ્યાલ રાખો અથવા અમારી વાત સાંભળી લો, પરંતુ આમાં બીજાં અનેક અર્થની શક્યતાઓ હતી. દા.ત.હિબ્રૂ ભાષામાં પણ આનાથી મળતો શબ્દ હતો જેનો અર્થ હતો, ''સાંભળ, તું બહેરો થઈ જાય.'' અને અરબી ભાષામાં પણ આનો બીજો અર્થ, ઘમંડ તથા અજ્ઞાન, અને મૂર્ખનો પણ છે. અને વાતચીતમાં આવું એવા પ્રસંગે બોલવામાં આવે છે. જ્યારે એમ કહેવું હોય કે, તમે અમારું સાંભળો, તો અમે તમારું સાંભળીએ અને જીભને સહેજ લચક આપીને رَاعِيْنَا રાઈના પણ બનાવી લેવામાં આવતો જેનો અર્થ, 'હે અમારા ઢોર ચારનારા' હતો. એટલા માટે મુસલમાનોને હુકમ આપવામાં આવ્યો કે તમે આ શબ્દનો ઉપયોગ કરવાથી દૂર રહો અને આની જગ્યાએ اُنْظُرْنَا ઉન્ઝુરના બોલો એટલે કે અમારી તરફ ધ્યાન આપો, અથવા જરા અમને સમજી લેવા દો. પછી કહ્યું કે, ''ધ્યાનથી વાત સાંભળો'', એટલે કે યહૂદીઓને તો વારંવાર એમ કહેવાની જરૂરત એટલા માટે પડે છે કે તેઓ નબીની વાત ઉપર ધ્યાન દેતાં નથી તથા એમના પ્રવચન દરમ્યાન તેઓ એમના જ વિચારોમાં મગ્ન

الۗمّۗ

عَلٰى كُلِّ شَیْءٍ قَدِیْرٌ ﴿۱۰۹﴾ وَ اَقِیْمُوا الصَّلٰوةَ وَ اٰتُوا الزَّكٰوةَ ؕ وَ مَا
تُقَدِّمُوْا لِاَنْفُسِكُمْ مِّنْ خَیْرٍ تَجِدُوْهُ عِنْدَ اللّٰهِ ؕ اِنَّ اللّٰهَ بِمَا
تَعْمَلُوْنَ بَصِیْرٌ ﴿۱۱۰﴾ وَ قَالُوْا لَنْ یَّدْخُلَ الْجَنَّةَ اِلَّا مَنْ كَانَ
هُوْدًا اَوْ نَصٰرٰی ؕ تِلْكَ اَمَانِیُّهُمْ ؕ قُلْ هَاتُوْا بُرْهَانَكُمْ اِنْ كُنْتُمْ
صٰدِقِیْنَ ﴿۱۱۱﴾ بَلٰی ۗ مَنْ اَسْلَمَ وَجْهَهٗ لِلّٰهِ وَ هُوَ مُحْسِنٌ فَلَهٗۤ
રુકૂઅ ૧૩ اَجْرُهٗ عِنْدَ رَبِّهٖ ۪ وَ لَا خَوْفٌ عَلَیْهِمْ وَ لَا هُمْ یَحْزَنُوْنَ ﴿۱۱۲﴾ ع

**દરેક વસ્તુ કરવા માટે શકિત ધરાવે છે. નમાઝ કાયમ કરો અને ઝકાત આપો. તમે તમારી આખિરત માટે જે ભલાઈ કમાઈને આગળ મોકલશો, અલ્લાહને ત્યાં તેને હાજર જોશો. જે કંઈ તમે કરો છો તે બધું અલ્લાહની નજરમાં છે.**

**આમનું કહેવું છે કે કોઈ માણસ જન્નતમાં નહીં જાય જ્યાં સુધી તે યહૂદી નહીં હોય અથવા (ખ્રિસ્તીઓના મતાનુસાર) ખ્રિસ્તી ન હોય. આ તેમની તમન્નાઓ છે.[૧૧૨] આમને કહો, તમારી દલીલો રજૂ કરો, જો તમે તમારા દાવામાં સાચા છો. હકીકતમાં ન તો તમારી કોઈ વિશિષ્ટતા છે ન તો બીજા કોઈની. સાચી વાત આ છે કે જે કોઈ તેની જાતને અલ્લાહના આજ્ઞાપાલનમાં સોંપી દે અને વ્યવહારમાં નેક રસ્તા ઉપર ચાલે, તેના માટે તેના માલિક પાસે તેનું વળતર છે અને આવા લોકો માટે કોઈ ભય અથવા દુઃખનો કોઈ અવકાશ નથી. (રુકૂઅ-૧૩)**

---

રહે છે, પરંતુ તમારે નબીની વાતો ધ્યાનપૂર્વક સાંભળવી જોઈએ કે જેથી આવું કહેવાની જરૂર જ ન પડે.

(૧૦૯) આ એક ખાસ શંકાનો જવાબ છે જે યહૂદીઓ મુસલમાનોના દિલોમાં નાખવાનો પ્રયાસ કરતા હતાં. એમનો વાંધો એવો હતો કે જો આગળના ગ્રંથો પણ ખુદા તરફથી આવ્યા હતાં અને આ કુર્આન પણ ખુદા તરફથી છે તો એમના અમુક હુકમોની જગ્યાએ આમાં બીજા હુકમો શા માટે આપવામાં આવ્યાં છે, એક જ ખુદા તરફથી અલગ અલગ સમયે અલગ અલગ હુકમો કેવી રીતે હોઈ શકે? બીજું, તમારું કુર્આન એવો દાવો કરે છે કે યહૂદીઓ અને ખ્રિસ્તીઓ એ શિક્ષણના એક ભાગને ભૂલી ગયાં છે જે એમને આપવામાં આવ્યું હતું, તો પછી આ કેવી રીતે શક્ય છે કે ખુદાનું આપેલું શિક્ષણ યાદશકિતમાંથી ગુમ થઈ જાય ? આના જવાબમાં અલ્લાહતઆલા કહે છે કે,હું માલિક છું, મારી સત્તાઓ અમર્યાદ છે,મારા જે હુકમને ઈચ્છું રદ કરી દઉં અને જે વસ્તુને ચાહું યાદશકિતમાંથી ગુમ થઈ જાય, પરંતુ જે વસ્તુને હું રદ અથવા ગુમ કરું છું તેનાથી વધુ સારી વસ્તુ

وَ قَالَتِ الْيَهُوْدُ لَيْسَتِ النَّصٰرٰى عَلٰى شَيْءٍ ۪ وَّ قَالَتِ النَّصٰرٰى
لَيْسَتِ الْيَهُوْدُ عَلٰى شَيْءٍ ۙ وَّ هُمْ يَتْلُوْنَ الْكِتٰبَ ؕ كَذٰلِكَ قَالَ الَّذِيْنَ
لَا يَعْلَمُوْنَ مِثْلَ قَوْلِهِمْ ۚ فَاللّٰهُ يَحْكُمُ بَيْنَهُمْ يَوْمَ الْقِيٰمَةِ فِيْمَا كَانُوْا
فِيْهِ يَخْتَلِفُوْنَ ﴿۱۱۳﴾ وَ مَنْ اَظْلَمُ مِمَّنْ مَّنَعَ مَسٰجِدَ اللّٰهِ اَنْ يُّذْكَرَ
فِيْهَا اسْمُهٗ وَ سَعٰى فِيْ خَرَابِهَا ؕ اُولٰٓئِكَ مَا كَانَ لَهُمْ اَنْ
يَّدْخُلُوْهَآ اِلَّا خَآئِفِيْنَ ؕ۬ لَهُمْ فِي الدُّنْيَا خِزْيٌ وَّ لَهُمْ فِي الْاٰخِرَةِ

**યહૂદીઓ કહે છે : ખ્રિસ્તીઓ પાસે કશું નથી. ખ્રિસ્તીઓ કહે છે : યહૂદીઓ પાસે કશું નથી જો કે બન્ને જ ગ્રંથ વાંચે છે અને આવા જ પ્રકારના દાવા એ લોકોના પણ છે જેમની પાસે ગ્રંથનું જ્ઞાન નથી.[૧૧૩] આ મતભેદો કે જેમાં આ લોકો પડેલાં છે, તેનો ફેંસલો અલ્લાહ કયામતના દિવસે કરી દેશે.**

**અને એ માણસ કરતાં વધારે જુલમી કોણ હશે જે અલ્લાહના ઉપાસનાગૃહોમાં તેનું સ્મરણ કરવાથી અટકાવે અને તેમની પાયમાલી પાછળ લાગેલો હોય ? આવા લોકો એ લાયક છે કે ઉપાસનાગૃહમાં પગ ન મૂકે અને જો ત્યાં જાય પણ તો ડરતાં ડરતાં જાય.[૧૧૪] તેમના માટે તો દુનિયામાં નામોશી છે અને આખિરતમાં**

---

તેની જગ્યાએ લાવું છું, અથવા ઓછામાં ઓછું તે તેના સ્થાને એટલી જ લાભદાયી અને યોગ્ય છે જેટલી પહેલી વસ્તુ તેની જગ્યાએ હતી.

(૧૧૦) યહૂદીઓ કાનૂની નુકતેચીનીઓ ઉભી કરીને જાત જાતના સવાલો મુસલમાનો સામે રજૂ કરતા હતાં અને તેમને ઉશ્કેરતા હતાં કે, તમારા નબીને આ પૂછો, અને આ પૂછો, અને આ પૂછો. આની સામે અલ્લાહતઆલા મુસલમાનોને ચેતવી રહ્યો છે કે આ મામલામાં યહૂદીઓનો રસ્તો અપનાવવાથી બચો. આ જ વસ્તુ સામે નબી સ. અ.વ. પોતે પણ મુસલમાનોને વારંવાર ચેતવતા રહેતા હતાં કે વાદવિવાદથી અને દૂધમાંથી પોરાં કાઢવાની કુટેવમાં પડવાથી આગળની કોમો નાશ પામી છે, તમે તેનાથી બચો.જે સવાલોને અલ્લાહ અને તેના રસૂલે ઉઠાવ્યાં નથી, તેમની ખણખોદ ન કરો. બસ જે હુકમ તમને આપવામાં આવે છે તેનું અનુસરણ કરો અને જે કામોથી તમને રોકવામાં આવે છે તેનાથી અટકી જાઓ. કામ વિનાની વાતોને છોડીને કામની વાતો પર ધ્યાન આપો.

(૧૧૧) એટલે કે તેમની દુશ્મની અને અદેખાઇ જોઈને ઉશ્કેરાઈ ન જાઓ, તમારૂં સંતુલન ન ગુમાવો,

عَذَابٌ عَظِيْمٌ ﴿١١٤﴾ وَ لِلّٰهِ الْمَشْرِقُ وَ الْمَغْرِبُ ۚ فَاَيْنَمَا تُوَلُّوْا
فَثَمَّ وَجْهُ اللّٰهِ ؕ اِنَّ اللّٰهَ وَاسِعٌ عَلِيْمٌ ﴿١١٥﴾ وَ قَالُوا اتَّخَذَ اللّٰهُ وَلَدًا ۙ
سُبْحٰنَهٗ ؕ بَلْ لَّهٗ مَا فِي السَّمٰوٰتِ وَ الْاَرْضِ ؕ كُلٌّ لَّهٗ قٰنِتُوْنَ ﴿١١٦﴾
بَدِيْعُ السَّمٰوٰتِ وَ الْاَرْضِ ؕ وَ اِذَا قَضٰۤى اَمْرًا فَاِنَّمَا يَقُوْلُ لَهٗ كُنْ
فَيَكُوْنُ ﴿١١٧﴾ وَ قَالَ الَّذِيْنَ لَا يَعْلَمُوْنَ لَوْ لَا يُكَلِّمُنَا اللّٰهُ اَوْ تَاْتِيْنَاۤ

---

**મોટી સજા.**

**પૂર્વ અને પશ્ચિમ સૌ અલ્લાહનાં છે. જે તરફ પણ તમે મુખ કરશો તમે અલ્લાહ સંમુખ હશો.[૧૧૫] અલ્લાહ સર્વવ્યાપી અને સર્વજ્ઞ છે.[૧૧૬]**

**આમનું કથન છે કે અલ્લાહે કોઈને પુત્ર બનાવ્યો છે. અલ્લાહ પાક છે આ વાતોથી. સાચી હકીકત આ છે કે ધરતી અને આકાશોના તમામ સર્જનો તેની માલિકીના છે, બધાં જ તેના આજ્ઞાંકિત છે, તે આકાશો અને ધરતીનો આવિષ્કારી નિર્માતા છે અને જે વાતનો તે ફેંસલો કરે છે તેના માટે કેવળ આ હુકમ આપે છે કે 'થઈ જા' અને તે થઈ જાય છે.**

**અજ્ઞાન લોકો કહે છે કે અલ્લાહ જાતે કેમ અમારી સાથે વાત કરતો નથી અથવા કોઈ નિશાની અમારી પાસે કેમ**

---

તેમની સાથેની ચર્ચાઓમાં અને શાસ્ત્રાર્થમાં તથા ઝઘડવામાં તમારો કિંમતી સમય તથા માનઆબરૂ ન વેડફો,ધીરજ રાખીને જોતાં રહો કે અલ્લાહ શું કરે છે. નકામી વાતોમાં પોતાની શકિતઓ ખર્ચવાને બદલે ખુદાની યાદ અને ભલાઇના કામોમાં એમને વાપરો, કેમ કે ખુદાને ત્યાં કામ આવનારી વસ્તુ આ છે, નહીં કે તે.

(૧૧૨ ) એટલે કે હકીકતમાં તો આ તેમના મનની ઈચ્છાઓ અને તમન્નાઓ છે પરંતુ તેઓ એમને એવી રીતે વર્ણવી રહ્યાં છે કે હકીકતમાં આ જ બધું થવાનું છે.

(૧૧૩) એટલે કે આરબ મુશ્રિકો.

(૧૧૪) એટલે કે ઉપાસનાગૃહો આવા અત્યાચારી લોકોના કબજા અને અધિકાર નીચે હોય અને તેઓ તેના વહીવટદાર હોય, આના બદલે એવું હોવું જોઈએ કે ખુદાપરસ્ત અને ખુદાતરસ લોકોના હાથમાં અધિકાર હોય અને તેઓ જ ઉપાસના ગૃહોના વહીવટદાર રહે, જેથી આ તોફાની તત્ત્વો જો ત્યાં જાય તો પણ તેમને બીક લાગે કે ફિત્નાખોરી વર્તન કરશે તો સજા પામશે. અહીં એક સુક્ષ્મ ઈશારો મક્કાના કાફિરોના એ જુલમ તરફ પણ છે કે તેમણે એમની કોમના જે લોકો ઈસ્લામ કબૂલ કરી ચુક્યા હતાં તેમને બૈતુલ્લાહમાં ઈબાદત કરવાથી રોકી

اٰيَةٌ ؕ كَذٰلِكَ قَالَ الَّذِيْنَ مِنْ قَبْلِهِمْ مِّثْلَ قَوْلِهِمْ ؕ تَشَابَهَتْ
قُلُوْبُهُمْ ؕ قَدْ بَيَّنَّا الْاٰيٰتِ لِقَوْمٍ يُّوْقِنُوْنَ ﴿۱۱۸﴾ اِنَّاۤ اَرْسَلْنٰكَ
بِالْحَقِّ بَشِيْرًا وَّ نَذِيْرًا ۙ وَّ لَا تُسْـَٔلُ عَنْ اَصْحٰبِ الْجَحِيْمِ ﴿۱۱۹﴾ وَ لَنْ
تَرْضٰى عَنْكَ الْيَهُوْدُ وَ لَا النَّصٰرٰى حَتّٰى تَتَّبِعَ مِلَّتَهُمْ ؕ قُلْ اِنَّ

**નથી આવતી ?[૧૧૭] આવી જ વાતો આમની પહેલાંના લોકો પણ કરતા રહેતા હતાં. આ સૌ (આગળના અને પછીના ગુમરાહ લોકો)ની માનસિકતા એકસમાન[૧૧૮] છે. વિશ્વાસ કરનારા લોકો માટે તો અમે નિશાનીઓ સ્પષ્ટપણે જાહેર કરી દીધી છે.[૧૧૯] (આના કરતાં મોટી નિશાની શું હશે કે) અમે તમને સત્યજ્ઞાનની સાથે શુભસમાચાર આપનાર અને ડરાવનાર બનાવીને મોકલ્યાં.[૧૨૦] હવે જે લોકો જહન્નમ સાથે સંબંધ બાંધી ચૂકયાં છે તેમના માટે તમે જવાબદાર અને ઉત્તરદાયી નથી.**

**યહૂદીઓ અને ખ્રિસ્તીઓ તમારાથી કદાપિ રાજી નહીં થાય, જ્યાં સુધી તમે તેમની રીત ઉપર ચાલવા ન[૧૨૧] માંડો. સ્પષ્ટપણે કહી દો કે**

---

દીધા હતાં.

**(૧૧૫)** એટલે કે અલ્લાહ ન તો પૂર્વનો છે ન તો પશ્ચિમનો. તે તમામ દિશાઓ અને સ્થળોનો માલિક છે, પરંતુ પોતે કોઇ દિશા અથવા સ્થળમાં સીમિત નથી. એટલા માટે તેની ઇબાદત માટે કોઇ દિશા અથવા સ્થળ નક્કી કરવાનો અર્થ એમ નથી કે અલ્લાહ ત્યાં અથવા એ તરફ રહે છે. અને આ વાત ઝઘડવા કે વાદવિવાદ કરવાને લાયક પણ નથી કે પહેલાં તો ત્યાં અથવા આ તરફ ઈબાદત કરતા હતાં, હવે તમે આ સ્થળ અથવા દિશા કેમ બદલી નાખી.

**(૧૧૬)** એટલે કે અલ્લાહતઆલા મર્યાદિત, સંકૂચિત મનનો, ટૂંકી દૃષ્ટિનો અને અનુદાર નથી જેમ કે તમે લોકોએ તમારી જાતે અનુમાન કરીને તેને માની લીધો છે, બલ્કે તેની ખુદાઈ પણ વિશાળ છે અને તેની દૃષ્ટિ તથા કૃપાનું વર્તુળ પણ વિશાળ છે, તથા તે એ પણ જાણે છે કે તેનો ક્યો બંદો ક્યાં, ક્યારે અને ક્યા આશયથી તેનું સ્મરણ કરી રહ્યો છે.

**(૧૧૭)** તેમનો આશય એ હતો કે ખુદા કાં તો જાતે અમારી સામે આવીને કહે કે આ મારો ગ્રંથ છે અને આ મારા હુકમો છે, તમે લોકો એમનું પાલન કરો, અથવા તો અમને કોઇ એવી નિશાની દેખાડવામાં આવે જેનાથી અમને વિશ્વાસ થઈ જાય કે મુહમ્મદ સ.અ.વ. જે કંઈ કહી રહ્યાં છે તે ખુદા તરફથી છે.

**(૧૧૮)** એટલે કે આજના ગુમરાહ લોકોએ કોઈ વાંધો અને કોઈ માગણી એવી નથી ઘડી જે એમની પહેલાંના ગુમરાહ લોકોએ રજૂ કરી ન હોય. જૂના જમાનાથી આજ સુધી ગુમરાહીનો એક જ સ્વભાવ છે અને તે

هُدَى اللّٰهِ هُوَ الْهُدٰى ؕ وَ لَئِنِ اتَّبَعْتَ اَهْوَآءَهُمْ بَعْدَ الَّذِىْ
جَآءَكَ مِنَ الْعِلْمِ ۙ مَا لَكَ مِنَ اللّٰهِ مِنْ وَّلِىٍّ وَّ لَا نَصِيْرٍ ﴿۱۲۰﴾
اَلَّذِيْنَ اٰتَيْنٰهُمُ الْكِتٰبَ يَتْلُوْنَهٗ حَقَّ تِلَاوَتِهٖ ؕ اُولٰٓئِكَ
يُؤْمِنُوْنَ بِهٖ ؕ وَمَنْ يَّكْفُرْ بِهٖ فَاُولٰٓئِكَ هُمُ الْخٰسِرُوْنَ ﴿۱۲۱﴾ ع




**માર્ગ કેવળ એ જ છે જે અલ્લાહે દેખાડયો છે. નહીં તો એ જ્ઞાન પછી કે જે તમારી પાસે આવી ગયેલું છે, તમે તેમની ઇચ્છાઓનું અનુસરણ કર્યું, તો અલ્લાહની પકડથી બચાવનાર કોઈ મિત્ર અને મદદગાર તમારા માટે નથી. જે લોકોને અમે ગ્રંથ આપ્યો છે, તે તેને એવી રીતે વાંચે છે જેવી રીતે વાંચવાની ફરજ છે. તે આની ઉપર સાચા દિલથી ઈમાન લાવે છે.[૧૨૨] અને જે આની સાથે ઇનકારનું વલણ અપનાવે, તેઓ જ વાસ્તવમાં નુકસાનમાં જનારાં છે. (રુકૂઅ-૧૪)**

---

વારંવાર એક જ પ્રકારની શંકાઓ, વાંધાઓ અને પ્રશ્નોનું પુનરાવર્તન કરતી આવી છે.

(૧૧૯) એમ કહેવું કે ખુદા જાતે આવીને અમારી સાથે વાત કેમ નથી કરતો તે એટલી બધી નિરર્થક વાત હતી કે તેનો જવાબ આપવાની જરૂર ન હતી. જવાબ માત્ર એ વાતનો આપવામાં આવ્યો છે કે અમને નિશાની કેમ દેખાડવામાં નથી આવતી. અને જવાબ આ છે કે નિશાનીઓ તો અસંખ્ય મોજૂદ છે પરંતુ જે માનવા જ ન માગતો હોય તેને છેવટે કઈ નિશાની દેખાડી શકાય.

(૧૨૦) અર્થાત્ બીજી નિશાનીઓની શું વાત કરવી. સૌથી સ્પષ્ટ નિશાની તો મુહમ્મદ સ.અ.વ.ની પોતાની હસ્તી છે. નબૂવ્વત પહેલાંની આપની સ્થિતિ અને એ કોમ તથા દેશની સ્થિતિ કે જેમાં આપ જન્મ્યાં, તેમજ એ પરિસ્થિતિ કે જેમાં આપ ઉછર્યા, ત્યારપછી ૪૦ વર્ષ જીવન પસાર કર્યું અને પછી એ ભવ્ય કામગીરી જે નબી થયા પછી આપે કરી દેખાડી, આ બધું એક એવી સ્પષ્ટ નિશાની છે જેના પછી બીજી કોઈ નિશાનીની જરૂર રહેતી નથી.

(૧૨૧) અર્થાત્ આ લોકોની નારાજગીનું કારણ આ તો નથી કે તેઓ વાસ્તવમાં સત્યની ઇચ્છા રાખે છે અને તમે તેમની સામે સત્ય સ્પષ્ટ કરવામાં કોઈ કચાશ રાખી છે.તેઓ તો એટલા માટે તમારાથી નારાજ છે કે તમે અલ્લાહની આયતો અને તેના દીનની સાથે એ દંભી તથા છેતરામણું વર્તન કેમ ન કર્યું, ખુદાપરસ્તીના પડદા પાછળ રહીને ખુદપરસ્તી કેમ ન કરી, દીનના સિદ્ધાંતો અને હુકમોને પોતાની કલ્પનાઓ અથવા પોતાની ઇચ્છાઓ પ્રમાણે ઢાળવાની બહાદુરી કેમ ન દેખાડી, એ દેખાડો અને છેતરપિંડી કેમ ન આચરી જે તેમની પોતાની રીત છે. તેથી તેમને રાજી કરવાની ચિંતા છોડી દો કેમ કે જ્યાં સુધી તમે તેમના રંગઢંગ અપનાવી નહીં લો, દીનની સાથે એ જ મામલો નહીં કરો જે આ લોકો પોતે કરે છે, તથા શ્રદ્ધા અને કર્મોની એ જ ગુમરાહીમાં

يٰبَنِيْٓ اِسْرَاۗءِيْلَ اذْكُرُوْا نِعْمَتِىَ الَّتِيْٓ اَنْعَمْتُ عَلَيْكُمْ وَاَنِّىْ فَضَّلْتُكُمْ
عَلَي الْعٰلَمِيْنَ ۝١٢٢ وَاتَّقُوْا يَوْمًا لَّا تَجْزِىْ نَفْسٌ عَنْ نَّفْسٍ شَيْـــًٔـا وَّ
لَا يُقْبَلُ مِنْهَا عَدْلٌ وَّلَا تَنْفَعُهَا شَفَاعَةٌ وَّلَا ھُمْ يُنْصَرُوْنَ ۝١٢٣

**હે[૧૨૩] બનીઈસ્રાઈલ, યાદ કરો મારી એ નિયામત, જેના વડે મેં તમને નવાજ્યા હતાં, અને આ કે મેં દુનિયાની તમામ કોમો ઉપર તમને શ્રેષ્ઠતા આપી હતી. અને ડરો એ દિવસથી કે જ્યારે કોઈ કોઈના જરાય કામ નહીં આવે, ન તો કોઈની પાસેથી મુક્તિદંડ સ્વીકારવામાં આવશે, ન તો કોઈ ભલામણ જ માણસને ફાયદો આપશે, અને ન તો ગુનેગારોને કયાંયથી કોઈ મદદ પહોંચી શકશે.**

નહીં પડી જાઓ જેમાં આ લોકો પડેલાં છે, ત્યાં સુધી તેમનું તમારી સાથે રાજી થવું મુશ્કેલ છે.

**(૧૨૨)** આ ઈશારો ગ્રંથવાળા લોકોમાં રહેલા સદાચારી તત્ત્વો તરફ છે કે આ લોકો પ્રમાણિકતા અને સચ્ચાઇપૂર્વક ખુદાની કિતાબને વાંચે છે તેથી જે કંઈ અલ્લાહની કિતાબની રૂએ સત્ય છે તેને સત્ય માની લે છે.

**(૧૨૩)** અહીંથી એક બીજું પ્રવચન શરૂ થાય છે જેને સમજવા માટે નીચેની બાબતોને સારી રીતે સમજી લેવી જોઈએઃ

(૧) હઝરત નૂહ અ.સ.પછી હઝરત ઈબ્રાહીમ અ.સ. પ્રથમ નબી છે જેમને અલ્લાહતઆલાએ ઈસ્લામના જગતવ્યાપી સંદેશને ફેલાવવા માટે નિયુક્ત કર્યાં. તેમણે પહેલાં ઈરાકથી મિસ્ર સુધી અને સીરિયા અને પેલેસ્ટાઈનથી અરબસ્તાનના રણના વિવિધ પ્રદેશોમાં વર્ષો સુધી ભ્રમણ કરીને અલ્લાહના આજ્ઞાપાલન (એટલે કે ઈસ્લામ)ની તરફ લોકોને બોલાવ્યાં. પછી તેમના આ મિશનને ફેલાવવા માટે જુદા જુદા પ્રદેશોમાં નાયબ નીમ્યાં. પૂર્વ જોર્ડનમાં તેમના ભત્રીજા હઝરત લૂત અ.સ.ને, સીરિયા અને પેલેસ્ટાઈનમાં તેમના દીકરા ઈસ્હાક અ.સ.ને, અને અરબસ્તાનના અંતરિયાળ વિસ્તારમાં તેમના મોટા દીકરા હઝરત ઈસ્માઈલ અ.સ.ને નીમ્યાં. પછી અલ્લાહના હુકમથી મક્કામાં એ ઘર બાંધ્યું જેનું નામ કા'બા છે અને અલ્લાહના જ હુકમથી તેને આ મિશનનું કેન્દ્ર ઠરાવવામાં આવ્યું.

(૨) હઝરત ઈબ્રાહીમ અ.સ.ના વંશમાંથી બે મોટી શાખાઓ નીકળીઃ એક, હઝરત ઈસ્માઈલ અ.સ.ની સંતાન જે અરબસ્તાનમાં રહી. કુરૈશ અને અરબસ્તાનના કેટલાક બીજા કબીલાઓનો સંબંધ આ જ શાખા સાથે છે અને જે આરબ કબીલાઓ વંશીય રીતે હઝરત ઈસ્માઈલની સંતાન ન હતાં તેઓ પણ, કેમ કે તેમના ફેલાવેલા ધર્મથી થોડાઘણાં પ્રભાવિત હતાં તેથી તેમનો સંબંધ તેમની સાથે જોડતા હતાં. બીજી શાખા હઝરત ઈસ્હાક અ.સ.ની સંતાન છે જેમાં યાકૂબ અ.સ., યૂસુફ અ.સ., મૂસા અ.સ., દાઊદ અ.સ., સુલૈમાન અ.સ., યહયા અ.સ., ઈસા અ.સ. તથા ઘણાં નબીઓ પેદા થયાં, અને જેમ આગળ જણાવવામાં આવ્યું છે તેમ, હઝરત યાકૂબનું નામ કેમ કે ઈસરાઈલ હતું તેથી આ વંશ બનીઈસ્રાઈલના નામથી પ્રખ્યાત થયું. તેમના

## હઝરત ઇબ્રાહીમ અ.સ.નો દેશત્યાગ




**સમજૂતી :** હઝરત ઈબ્રાહીમ અ.સ. ઈરાકમાં ઉર મુકામે જન્મયાં. અગ્નિકુંડથી બચી નીકળ્યા પછી તેઓ વતન છોડીને પહેલાં હર્રાન (અથવા હારાન) ગયાં, પછી ત્યાંથી ફિલિસ્તીન તરફ સ્થળાંતર કરી ગયાં અને બૈતઈલ, જબરૂન અને બૈરશબઅમાં સંદેશના કેંદ્રો સ્થાપ્યાં. ત્યારપછી મૃતસાગર (લૂતસાગર)માં તેમના ભત્રિજા હઝરત લૂત અ.સ.ને નીમ્યાં. ત્યાંથી તેઓ મિસ્ત્ર ગયાં જે એ જમાનામાં ઈરાક પછી સભ્યતા અને સંસ્કૃતિનું બીજું શાનદાર સ્થળ હતું. પરંતુ આ જાણી શકાયું નહીં કે મિસ્ત્રમાં પણ આપનું કોઈ સંદેશાકેંદ્ર સ્થપાયું કે કેમ. ત્યારપછી તેઓ હિજાઝ તરફ નીકળ્યાં અને મક્કામાં બયતુલ્લાહનું નિર્માણ કરીને તેમના પુત્ર હઝરત ઈસ્માઈલ અ.સ.ને તેની સેવાની કામગીરી સુપરત કરી. તે પછી ફિલિસ્તીનમાં જબરૂનને પોતાનું કાયમી કેંદ્ર બનાવ્યું અને અહીં જ તેમનું અવસાન થયું. તેમના પછી તેમના બીજા પુત્ર હઝરત ઈસ્હાક અ.સ. આ કેંદ્રમાં તેમના ઉત્તરાધિકારી બન્યાં અને તેમની મારફતે આ વારસો હઝરત યાકૂબ અ.સ.ને પહોંચ્યો.

પ્રચારથી જે બીજી કોમોએ તેમના દીનનો સ્વીકાર કર્યો તેમણે કાં તો પોતાનું અલગ અસ્તિત્ત્વ તેમની અંદર ભેળવી દીધું અથવા તેઓ વંશીય રીતે તો તેમનાથી અલગ રહ્યાં, પરંતુ ધાર્મિક રીતે અનુયાયી બની રહ્યાં. આ જ શાખામાં જ્યારે પતનનો જમાનો આવ્યો ત્યારે પહેલાં યહૂદીમત પેદા થયો અને ત્યારપછી ખ્રિસ્તીમતે જન્મ લીધો.

(૩) હઝરત ઈબ્રાહીમ અ.સ.નું અસલ કામ દુનિયાને ખુદાના આજ્ઞાપાલનની તરફ બોલાવવાનું અને અલ્લાહ તરફથી આવેલા માર્ગદર્શન પ્રમાણે માનવજાતની વ્યક્તિગત તેમજ સામાજિક જીવનની વ્યવસ્થા સુધારવાનું હતું. તેઓ પોતે અલ્લાહના આજ્ઞાપાલક હતાં, તેના આપેલા જ્ઞાનને અનુસરતા હતાં, દુનિયામાં એ જ્ઞાનને ફેલાવતા હતાં, અને કોશિશ કરતા હતાં કે, તમામ મનુષ્યો સૃષ્ટિના માલિકના આજ્ઞાપાલક બનીને રહે. આ જ કામગીરી હતી જેના માટે તેમને દુનિયાના ઈમામ અને સરદાર બનાવવામાં આવ્યા હતાં. તેમના પછી ઈમામતનો આ હોદ્દો તેમના વંશની એ શાખાને મળ્યો જે હઝરત ઈસ્હાક અ.સ. તથા હઝરત યાકૂબ અ.સ.થી શરૂ થઈ અને બનીઇસ્રાઈલ તરીકે ઓળખાઈ. આમાં જ નબીઓ આવતા રહ્યાં, તેને જ સત્યમાર્ગનું જ્ઞાન આપવામાં આવ્યું, તેમને જ એ કામગીરી સોંપવામાં આવી કે આ સત્યમાર્ગ તરફ દુનિયાની કોમોનું માર્ગદર્શન કરે, અને આ જ એ નિયામત હતી જેને અલ્લાહતઆલા વારંવાર આ વંશના લોકોને યાદ દેવડાવી રહ્યો છે. આ શાખાએ હઝરત સુલૈમાન અ.સ.ના જમાનામાં બૈતલમકદિસને પોતાનું કેન્દ્ર ઠરાવ્યું, એટલા માટે જ્યાં સુધી આ શાખા ઈમામતના પદ ઉપર કાયમ રહી ત્યાંસુધી બૈતલમકદિસ જ અલ્લાહની તરફ બોલાવવાના મિશનનું કેન્દ્ર તેમજ ખુદાપરસ્તોનો કિબ્લો રહ્યું.

(૪) અગાઉના ૧૦ રુકૂઓમાં અલ્લાહતઆલાએ બનીઇસ્રાઈલને સંબોધીને તેમનું ઐતિહાસિક આરોપનામું, અને તેમની એ જમાનાની હાલત, જે કુર્આનના ઊતરાણ વખતે હતી કોઈપણ કમીજાસ્તી વિના રજૂ કરી દીધી છે, અને તેમને દર્શાવી દીધું છે કે, તમે અમારી એ નિયામતની ખૂબ જ નાકદરી કરી ચૂકયાં છો જે અમે તમને આપી હતી. તમે ઇમામતના પદનો હક્ક અદા કરવાનું છોડી દીધું એટલું જ નહીં બલ્કે પોતે પણ સત્ય અને સીધા માર્ગથી ફરી ગયાં અને હવે એક નાનકડા સદાચારી જૂથ સિવાય તમારી સમસ્ત કોમમાં કોઈ લાયકાત બાકી રહી નથી.

(૫) આના પછી હવે તેમને જણાવવામાં આવી રહ્યું છે કે ઇમામત એ ઈબ્રાહીમના વંશનો વારસો નથી, બલ્કે આ એ સાચા આજ્ઞાપાલનનું ફળ છે જેમાં અમારા એ બંદાએ પોતાની જાતને ગુમ કરી દીધી હતી અને તેના હક્કદાર માત્ર એ લોકો છે જે ઈબ્રાહીમ અ.સ.ની રીત ઉપર પોતે ચાલે તેમજ દુનિયાને આ રીત ઉપર ચલાવવાની કામગીરી બજાવે. હવે, કેમ કે તમે આ રીત છોડી ચૂકયાં છો, અને આ કામગીરી માટેની લાયકાત તદ્દન ગુમાવી બેઠાં છો, તેથી તમને ઇમામતના પદ ઉપરથી બરતરફ કરવામાં આવે છે.

(૬) સાથોસાથ ઈશારામાં એ પણ દર્શાવી દેવામાં આવ્યું છે કે, જે બનીઇસ્રાઈલી કોમો મૂસા અ.સ. અને ઈસા અ.સ. મારફતે હઝરત ઈબ્રાહીમ અ.સ.સાથે પોતાનો સબંધ જોડે છે, તેઓ પણ ઈબ્રાહીમની રીતથી ચલિત થયેલાં છે. આ ઉપરાંત, આરબ મુશ્રિકો પણ, કે જે ઈબ્રાહીમ અને ઈસ્માઈલ અ.સ. સાથેના પોતાના સંબંધ ઉપર ગર્વ કરે છે, તેઓ માત્ર વંશનું ગર્વને લઈને બેઠાં છે, નહીં તો ઈબ્રાહીમ અ.સ. અને ઈસ્માઈલ અ.સ.ની રીત સાથે હવે તેમનો દૂરનો પણ સંબંધ રહ્યો નથી. એટલા માટે આમાંથી પણ કોઈ ઈમામતનો હક્કદાર નથી.

وَ اِذِ ابۡتَلٰۤی اِبۡرٰہٖمَ رَبُّہٗ بِکَلِمٰتٍ فَاَتَمَّہُنَّ ؕ قَالَ اِنِّیۡ جَاعِلُکَ
لِلنَّاسِ اِمَامًا ؕ قَالَ وَ مِنۡ ذُرِّیَّتِیۡ ؕ قَالَ لَا یَنَالُ عَہۡدِی الظّٰلِمِیۡنَ ﴿۱۲۴﴾
وَ اِذۡ جَعَلۡنَا الۡبَیۡتَ مَثَابَۃً لِّلنَّاسِ وَ اَمۡنًا ؕ وَ اتَّخِذُوۡا مِنۡ مَّقَامِ

**યાદ કરો, જ્યારે ઈબ્રાહીમને તેના માલિકે કેટલીક વાતોમાં અજમાવ્યો[૧૨૪] અને તે એ બધામાં સફળ નીવડયો, ત્યારે તેણે કહ્યુંઃ 'હું તને તમામ લોકોનો પેશવા બનાવવાનો છું.' ઈબ્રાહીમે કહ્યું : "અને શું મારી સંતાન સાથે પણ આ જ વાયદો છે ?" તેણે જવાબ આપ્યોઃ 'મારો વાયદો ગુનેગારો વિષે નથી.[૧૨૫]**

**અને આ કે અમે આ ઘર (કા'બા)ને લોકો માટે કેન્દ્ર અને શાંતિનું સ્થળ ઠરાવ્યું હતું અને લોકોને આદેશ આપ્યો હતો કે**

(૭) એ પછી એમ કહેવામાં આવ્યું છે કે, હવે અમે ઈબ્રાહીમની બીજી શાખા, બનીઇસ્માઈલમાં એક રસૂલ પેદા કર્યો છે જેના માટે ઈબ્રાહીમ અને ઇસ્માઈલ અ.સ.એ દુઆ કરી હતી. આની રીત એ જ છે જે ઈબ્રાહીમ, ઇસ્માઈલ, ઇસ્હાક, યાકૂબ તથા બીજા બધા જ નબીઓ અ.સ.ની હતી. તે અને તેના અનુયાયીઓ બધાં જ એ તમામ પયગમ્બરોનું સમર્થન કરે છે જે દુનિયામાં ખુદા તરફથી આવ્યાં છે, અને એ જ રસ્તા તરફ દુનિયાને બોલાવે છે જેની તરફ તમામ નબીઓ બોલાવતા આવ્યાં છે. એટલા માટે હવે ઈમામતના હક્કદાર માત્ર એ લોકો છે જે આ રસૂલનું અનુસરણ કરે.

(૮) ઈમામતની ફેરબદલીની જાહેરાત થતાંની સાથે જ સ્વાભાવિક રીતે કિબ્લામાં ફેરફારની જાહેરાત થવી પણ જરૂરી હતી. જ્યાંસુધી બનીઇસ્રાઈલનો જમાનો હતો, બૈતલમકદિસ કેન્દ્ર રહ્યું અને એ જ સત્યવાદીઓનો કિબ્લો પણ રહ્યો. ખુદ નબી સ.અ.વ. અને આપના અનુયાયીઓ પણ એ સમય સુધી બૈતલમકદિસને કિબ્લો માનતા રહ્યાં, પરંતુ જ્યારે બનીઇસ્રાઈલને આ પદ ઉપરથી હુકમ દ્વારા બરતરફ કરી દેવામાં આવ્યાં ત્યારે બૈતલમકદિસની કેન્દ્રીય સ્થિતિ આપોઆપ સમાપ્ત થઈ ગઈ. એટલા માટે જાહેરાત કરવામાં આવી કે, હવે એ સ્થળ દીનેઈલાહીનું કેન્દ્ર છે જ્યાંથી આ રસૂલનો સંદેશ પ્રગટ થયો છે, અને શરૂઆતમાં ઈબ્રાહીમ અ.સ.ના સંદેશનું કેન્દ્ર પણ આ જ સ્થળ હતું, તેથી ગ્રંથવાળા અને મુશ્રિકો, કોઈના માટે પણ એ માનવા સિવાય છૂટકો ન હતો કે કિબ્લા હોવાનો વધારે હક્ક કા'બાને જ પહોંચે છે. હઠાગ્રહની વાત બીજી છે કે તેઓ સત્યને સત્ય જાણવા છતાં પણ વાંધાઓ ઊભા કરતાં રહે.

(૯) મુહમ્મદ સ.અ.વ.ની ઉમ્મતની ઈમામત તથા કા'બાના કેન્દ્રીય સ્થાનની જાહેરાત કરી દીધાં પછી જ અલ્લાહતઆલાએ સૂરઃબકરહના ૧૯મા રુકૂઅથી અંત સુધી સળંગ આ ઉમ્મતને હુકમો આપ્યાં છે જેમની ઉપર તેણે અમલ કરવો જોઈએ.

**(૧૨૪)** કુર્આનમાં અલગ અલગ ઠેકાણે એ તમામ ભારે અજમાયશની વિગતો વર્ણવવામાં આવી છે

اِبْرٰهٖمَ مُصَلًّى ؕ وَ عَهِدْنَاۤ اِلٰۤى اِبْرٰهٖمَ وَ اِسْمٰعِيْلَ اَنْ طَهِّرَا بَيْتِیَ
لِلطَّآٮِٕفِيْنَ وَ الْعٰكِفِيْنَ وَ الرُّكَّعِ السُّجُوْدِ ﴿۱۲۵﴾ وَ اِذْ قَالَ اِبْرٰهٖمُ
رَبِّ اجْعَلْ هٰذَا بَلَدًا اٰمِنًا وَّ ارْزُقْ اَهْلَهٗ مِنَ الثَّمَرٰتِ مَنْ
اٰمَنَ مِنْهُمْ بِاللّٰهِ وَ الْيَوْمِ الْاٰخِرِ ؕ قَالَ وَ مَنْ كَفَرَ فَاُمَتِّعُهٗ
قَلِيْلًا ثُمَّ اَضْطَرُّهٗۤ اِلٰى عَذَابِ النَّارِ ؕ وَ بِئْسَ الْمَصِيْرُ ﴿۱۲۶﴾

**ઈબ્રાહીમ જયાં ઈબાદત માટે ઊભો રહે છે એ સ્થળને નમાઝની કાયમી જગ્યા બનાવી લો, અને ઈબ્રાહીમ અને ઈસ્માઈલને તાકીદ સાથે હુકમ કર્યો હતો કે મારા આ ઘરને તવાફ અને એ'તિકાફ અને રુકૂઅ અને સિજદો કરનારા લોકો માટે પાક રાખો.[૧૨૬]**

**અને આ કે ઈબ્રાહીમે દુઆ કરીઃ 'હે મારા માલિક ! આ શહેરને શાંતિનું શહેર બનાવી દે, અને તેના નિવાસીઓમાંથી જે અલ્લાહ અને આખિરતમાં માને, તેમને દરેક પ્રકારના ફળોની રોજી આપ.' જવાબમાં તેના માલિકે કહ્યુંઃ 'અને જે નહીં માને, દુનિયાના થોડા દિવસના જીવન માટેનો સામાન તો હું તેને પણ આપીશ,[૧૨૭] પરંતુ છેવટે તેને જહન્નમની સજા તરફ ઢસડી જઈશ, અને તે સૌથી ખરાબ ઠેકાણું છે.'**

---

જેમાંથી પસાર થઈને હઝરત ઈબ્રાહીમ અ.સ.એ પોતાને એ માટે લાયક પુરવાર કરી દીધાં હતાં કે માનવજાતિનો ઈમામ અને માર્ગદર્શક તેમને બનાવવામાં આવે. જયારથી તેમની ઉપર સત્ય પ્રકાશ્યું, એ વખતથી લઈને અવસાન સુધી તેમનું સમગ્ર જીવન એકલું બલિદાન જ બલિદાન હતું. દુનિયામાં જેટલી વસ્તુઓ એવી છે જેનાથી માનવી પ્રેમ કરે છે, એમાંથી કોઈ વસ્તુ એવી ન હતી જેને હઝરત ઈબ્રાહીમ અ.સ.એ સત્ય કાજે કુરબાન કરી ન હોય અને દુનિયામાં જેટલાં જોખમો એવાં છે જેનાથી માણસ ડરે છે, એમાંથી કોઈ જોખમ એવું ન હતું જેને તેમણે સત્યની ખાતર ઉઠાવ્યું ન હોય.

**(૧૨૫)** એટલે કે આ વાયદો તમારી ઓલાદના માત્ર એ જ હિસ્સા સાથે સંબંધ ધરાવે છે જે સદાચારી હોય. એમાંથી જે ગુનેગાર હશે તેમના માટે આ વાયદો નથી. આના ઉપરથી એક વાત આપોઆપ સ્પષ્ટ થઈ જાય છે કે ગુમરાહ થયેલા યહૂદી અને મુશ્રિક બનીઈસ્માઈલ આ વાયદાના હક્કદાર નથી.

**(૧૨૬)** પાક રાખવાનો અર્થ માત્ર એટલો જ નથી કે કચરા અને ગંદકીથી તેને સ્વચ્છ રાખવામાં આવે. ખુદાના ઘરની સાચી પાકી એ છે કે તેમાં ખુદા સિવાય બીજા કોઈનું નામ બુલંદ કરવામાં ન આવે. જેણે ખુદાના ઘરમાં ખુદા સિવાય બીજા કોઈને માલિક, ઉપાસ્ય, જરૂરિયાત પૂરી કરનાર અને ફરિયાદો સાંભળનારની

وَ اِذۡ يَرۡفَعُ اِبۡرٰهٖمُ الۡقَوَاعِدَ مِنَ الۡبَيۡتِ وَ اِسۡمٰعِيۡلُ ؕ رَبَّنَا تَقَبَّلۡ مِنَّا ؕ
اِنَّكَ اَنۡتَ السَّمِيۡعُ الۡعَلِيۡمُ ﴿۱۲۷﴾ رَبَّنَا وَ اجۡعَلۡنَا مُسۡلِمَيۡنِ لَكَ وَ مِنۡ
ذُرِّيَّتِنَاۤ اُمَّةً مُّسۡلِمَةً لَّكَ ۪ وَ اَرِنَا مَنَاسِكَنَا وَ تُبۡ عَلَيۡنَا ۚ اِنَّكَ
اَنۡتَ التَّوَّابُ الرَّحِيۡمُ ﴿۱۲۸﴾ رَبَّنَا وَ ابۡعَثۡ فِيۡهِمۡ رَسُوۡلًا مِّنۡهُمۡ يَتۡلُوۡا عَلَيۡهِمۡ
اٰيٰتِكَ وَ يُعَلِّمُهُمُ الۡكِتٰبَ وَ الۡحِكۡمَةَ وَ يُزَكِّيۡهِمۡ ؕ اِنَّكَ اَنۡتَ الۡعَزِيۡزُ
الۡحَكِيۡمُ ﴿۱۲۹﴾ ع وَ مَنۡ يَّرۡغَبُ عَنۡ مِّلَّةِ اِبۡرٰهٖمَ اِلَّا مَنۡ سَفِهَ نَفۡسَهٗ ؕ




**અને યાદ કરો ઈબ્રાહીમ અને ઈસ્માઈલ જ્યારે આ ઘરની દીવાલો ઉઠાવી રહ્યા હતાં ત્યારે તેઓ દુઆ કરતા જતા હતાં: "હે અમારા માલિક ! અમારી આ સેવાને સ્વીકારી લે, તું બધું સાંભળનાર અને બધું જ જાણનાર છે. હે માલિક, અમને બન્નેને તારા મુસ્લિમ (આજ્ઞાંકિત) બનાવ, અમારા વંશમાંથી એક એવી કોમ ઉઠાવ જે તારી મુસ્લિમ હોય, અમને તારી ઈબાદતની રીતો જણાવ, અને અમારી ખામીઓને દરગુજર કર, તું મોટો ક્ષમાશીલ અને દયાળુ છે. અને હે માલિક, આ લોકોમાં એમના પોતાના જ સમુદાયમાંથી એક એવો પયગમ્બર ઉઠાવજે, જે તેમને તારી આયતો સંભળાવે, તેમને ગ્રંથ અને ડહાપણનું શિક્ષણ આપે અને તેમના જીવન સુધારે.[૧૨૮] તું મોટો જોરાવર અને ડહાપણવાળો છે.[૧૨૯] (રુકૂઅ-૧૫)**

**હવે કોણ છે જે ઈબ્રાહીમની રીતથી નફરત કરે ? જેણે પોતે પોતાની જાતને મૂર્ખતા અને અજ્ઞાનમાં નાખી દીધી હોય, તેના સિવાય કોણ આવી હરકત કરી શકે છે ?**

હેસિયતથી પોકાર્યો, તેણે હકીકતમાં તેને નાપાક કરી દીધું. આ આયત ખૂબ જ સુક્ષ્મ રીતે કુરૈશ મુશ્રિકોના અપરાધની તરફ ઈશારો કરી રહી છે કે આ અત્યાચારી લોકો ઈબ્રાહીમ અને ઈસ્માઈલ અ.સ.ના વારસદાર હોવા બદલ ગર્વ તો લે છે પરંતુ વારસાનો હક્ક અદા કરવાને બદલે ઊલટાના એ હક્કને કચડી રહ્યાં છે. એટલા માટે જે વાયદો ઈબ્રાહીમ અ.સ. સાથે કરવામાં આવ્યો હતો તેનાથી જેવી રીતે બનીઇસ્રાઈલ બાકાત થઈ ગયાં છે એવી જ રીતે આ મુશ્રિક બનીઇસ્માઈલ પણ બાકાત છે.

(૧૨૭) હઝરત ઈબ્રાહીમ અ.સ.એ જ્યારે ઈમામતના પદ વિષે પૂછયું હતું ત્યારે કહેવામાં આવ્યું હતું કે આ પદનો વાયદો તમારી સંતાનના માત્ર મોમિન અને નેક લોકો માટે છે, અત્યાચારી લોકો આમાંથી બાકાત છે. આના પછી જ્યારે હઝરત ઈબ્રાહીમ અ.સ. રિઝ્ક માટે દુઆ કરવા માંડયાં ત્યારે અગાઉના હુકમને નજર

وَ لَقَدِ اصْطَفَيْنٰهُ فِي الدُّنْيَا ۚ وَ اِنَّهٗ فِي الْاٰخِرَةِ لَمِنَ الصّٰلِحِيْنَ ﴿۱۳۰﴾
اِذْ قَالَ لَهٗ رَبُّهٗۤ اَسْلِمْ ۙ قَالَ اَسْلَمْتُ لِرَبِّ الْعٰلَمِيْنَ ﴿۱۳۱﴾ وَ وَصّٰى
بِهَاۤ اِبْرٰهٖمُ بَنِيْهِ وَ يَعْقُوْبُ ؕ يٰبَنِيَّ اِنَّ اللّٰهَ اصْطَفٰى لَكُمُ الدِّيْنَ
فَلَا تَمُوْتُنَّ اِلَّا وَ اَنْتُمْ مُّسْلِمُوْنَ ﴿۱۳۲﴾ ؕ اَمْ كُنْتُمْ شُهَدَآءَ اِذْ حَضَرَ
يَعْقُوْبَ الْمَوْتُ ۙ اِذْ قَالَ لِبَنِيْهِ مَا تَعْبُدُوْنَ مِنْۢ بَعْدِيْ ؕ قَالُوْا
نَعْبُدُ اِلٰهَكَ وَ اِلٰهَ اٰبَآئِكَ اِبْرٰهٖمَ وَ اِسْمٰعِيْلَ وَ اِسْحٰقَ اِلٰهًا

**ઈબ્રાહીમ તો એ માણસ છે કે જેને અમે દુનિયામાં અમારા કામ માટે પસંદ કરી લીધો હતો અને આખિરતમાં તેની ગણના સદાચારીઓમાં થશે. તેની હાલત આ હતી કે જ્યારે તેના માલિકે તેને કહ્યુંઃ 'મુસ્લિમ[૧૩૦] થઈ જા.' તો તેણે તરત જ કહ્યું, 'હું સૃષ્ટિના માલિકનો ''મુસ્લિમ'' થઈ ગયો.' આ જ રીતનું અનુસરણ કરવાનો આદેશ તેણે તેની સંતાનને આપ્યો હતો અને આની જ વસિયત યાકૂબ[૧૩૧] તેની સંતાનને કરી ગયો હતો. તેણે કહ્યું હતું કે 'મારા બાળકો, અલ્લાહે તમારા માટે આ જ દીન[૧૩૨] પસંદ કર્યો છે. એટલા માટે મૃત્યુપર્યંત મુસ્લિમ જ રહેજો.' પછી શું તમે એ વખતે હાજર હતાં જ્યારે યાકૂબ આ દુનિયામાંથી વિદાય થઈ રહ્યો હતો ? તેણે મરતી વખતે તેના પુત્રોને પૂછ્યુંઃ 'દીકરાઓ મારા પછી તમે કોની બંદગી કરશો ?' એ સૌએ ઉત્તર આપ્યોઃ 'અમે એ જ એક ખુદાની બંદગી કરીશું જેને આપે અને આપના વડવાઓ ઈબ્રાહીમ, ઈસ્માઈલ અને ઈસ્હાકે**

સમક્ષ રાખીને તેમણે માત્ર પોતાની મોમિન સંતાન માટે જ દુઆ કરી, પરંતુ અલ્લાહતઆલાએ જવાબમાં આ ગેરસમજને તરત જ દૂર કરી દીધી અને એમને જણાવી દીધું કે નેક ઈમામત અલગ વસ્તુ છે અને દુનિયાનું રિઝ્ક અલગ વસ્તુ. નેક ઈમામત માત્ર નેક મોમિનોને જ મળશે પરંતુ દુનિયાનું રિઝ્ક મોમિનો તેમજ કાફિરો સૌને આપવામાં આવશે. આના ઉપરથી આ વાત સ્પષ્ટ થઈ ગઈ કે જો કોઈને દુનિયાનું રિઝ્ક પુષ્કળ પ્રમાણમાં મળી રહ્યું હોય તો તે એવી ગેરસમજ ન રાખે કે અલ્લાહ તેનાથી રાજી પણ છે, અને તે જ ખુદા તરફથી ઈમામતનો હક્કદાર પણ છે.

(૧૨૮) જીવનને સુધારવામાં વિચારો, નીતિમત્તા, ટેવો, સામાજિક જીવન, સભ્યતા, રાજનીતિ, મતલબ કે દરેક વસ્તુને સુધારવાનો સમાવેશ થઈ જાય છે.

(૧૨૯) આના વડે એ જણાવવાનો આશય છે કે મુહમ્મદ સ.અ.વ.નું પ્રગટ થવું હકીકતમાં હઝરત

وَّاحِدًا ۚ وَّ نَحْنُ لَهٗ مُسْلِمُوْنَ ﴿۱۳۳﴾ تِلْكَ اُمَّةٌ قَدْ خَلَتْ ۚ لَهَا مَا
كَسَبَتْ وَلَكُمْ مَّا كَسَبْتُمْ ۚ وَلَا تُسْـَٔلُوْنَ عَمَّا كَانُوْا يَعْمَلُوْنَ ﴿۱۳۴﴾ وَقَالُوْا
كُوْنُوْا هُوْدًا اَوْ نَصٰرٰى تَهْتَدُوْا ۭ قُلْ بَلْ مِلَّةَ اِبْرٰهٖمَ حَنِيْفًا ۭ وَمَا

**ખુદા માન્યો છે અને અમે તેના જ મુસ્લિમ છીએ.'**[૧૩૩]

**તે કેટલાક લોકો હતાં જે થઈ ગયાં. તેમણે જે કંઈ કમાવ્યું, તે તેમના માટે છે અને જે કંઈ તમે કમાશો, તે તમારા માટે છે. તમને એમ પૂછવામાં નહીં આવે કે તેઓ શું કરતા હતાં.**[૧૩૪]

**યહૂદીઓ કહે છેઃ "યહૂદી હશો તો સીધો માર્ગ પામશો." ખ્રિસ્તીઓ કહે છેઃ "ખ્રિસ્તી હશો તો માર્ગદર્શન મળશે." આમને કહોઃ "નહીં, બલ્કે સૌને છોડીને ઈબ્રાહીમની રીત અને ઈબ્રાહીમ મુશ્રિકોમાંથી**[૧૩૫]

---

ઈબ્રાહીમ અ.સ.ની દુઆનો જવાબ છે.

**(૧૩૦)** મુસ્લિમ مُسْلِم : એ માણસ જે ખુદાની સામે આજ્ઞાપાલનમાં માથું ઝૂકાવી દે, ખુદાને જ પોતાનો માલિક, સ્વામિ, શાસક અને ઉપાસ્ય માની લે, જે પોતાની જાતને સંપૂર્ણપણે ખુદાને સમર્પિત કરી દે અને એ માર્ગદર્શન પ્રમાણે દુનિયાનું જીવન ગુજારે જે ખુદા તરફથી આવ્યું હોય. આ માન્યતા અને આ કાર્યશૈલીનું નામ "ઈસ્લામ" છે અને આ જ એ તમામ નબીઓનો દીન એટલે કે જીવનપદ્ધતિ હતી જે દુનિયાની રચનાની શરૂઆતથી જુદા જુદા દેશો અને કોમોમાં આવ્યાં.

**(૧૩૧)** હઝરત યાકૂબ અ.સ.નો ઉલ્લેખ વિશેષરૂપે એટલા માટે કરવામાં આવ્યો કે બનીઈસ્રાઈલ સીધેસીધા એમની સંતાન હતાં.

**(૧૩૨)** દીન એટલે કે જીવનપદ્ધતિ, જીવનવ્યવસ્થા, એ કાનૂન જેની ઉપર મનુષ્ય દુનિયામાં પોતાની સમગ્ર વિચારશૈલી અને કાર્યશૈલીનો આધાર મૂકે.

**(૧૩૩)** બાઈબલમાં હઝરત યાકૂબ અ.સ.ના અવસાનની વિગતો વિગતવાર રીતે લખવામાં આવી છે પરંતુ નવાઈની વાત એ છે કે આ વસિયતનો કોઈ ઉલ્લેખ કરવામાં આવેલો નથી. અલબત્ત, તલમૂદમાં જે વિગતવાર વસિયત નોંધાયેલી છે તેની વિષયવસ્તુ કુર્આનના વર્ણન સાથે ખૂબ જ મળતી આવે છે. તેમાં હઝરત યાકૂબ અ.સ.ના આ શબ્દો આપણને જોવા મળે છે :

"માલિક તમારા ખુદાની બંદગી કરતાં રહેજો, તે તમને એવી જ રીતે તમામ આફતોથી બચાવશે જેવી રીતે તમારા બાપદાદાને બચાવતો રહ્યો છે.... તમારા બાળકોને ખુદા સાથે પ્રેમ કરવા અને તેના હુકમો ઉપર અમલ કરવાનું શિક્ષણ આપશો જેથી એમના જીવનની મુદ્દત લાંબી થાય, કેમ કે ખુદા એ લોકોનું રક્ષણ કરે છે જે લોકો સત્યપૂર્વક કામ કરે છે, અને તેના રસ્તાઓ ઉપર બરાબર રીતે ચાલે છે." જવાબમાં તેમના દીકરાઓએ

كَانَ مِنَ الْمُشْرِكِيْنَ ﴿١٣٥﴾ قُوْلُوْٓا اٰمَنَّا بِاللّٰهِ وَمَآ اُنْزِلَ اِلَيْنَا وَمَآ
اُنْزِلَ اِلٰٓى اِبْرٰهٖمَ وَاِسْمٰعِيْلَ وَاِسْحٰقَ وَيَعْقُوْبَ وَالْاَسْبَاطِ وَمَآ اُوْتِيَ
مُوْسٰى وَعِيْسٰى وَمَآ اُوْتِيَ النَّبِيُّوْنَ مِنْ رَّبِّهِمْ ۚ لَا نُفَرِّقُ بَيْنَ اَحَدٍ

**ન હતો.'' મુસલમાનો ! કહો કે : 'અમે ઈમાન લાવ્યાં અલ્લાહ ઉપર અને આદેશનામા ઉપર જે અમારી તરફ ઊતર્યું છે અને જે ઇબ્રાહીમ, ઈસ્માઈલ, ઈસ્હાક, યાકૂબ અને યાકૂબની સંતાન ઉપર ઊતર્યું હતું અને જે મૂસા અને ઈસા અને બીજા તમામ પયગમ્બરોને તેમના માલિક તરફથી આપવામાં આવ્યું હતું. અમે આમની વચ્ચે કોઈ ભેદભાવ**

---

કહ્યું : ''જે કંઈ આપે હુકમ આપ્યો છે, અમે તે પ્રમાણે અમલ કરીશું. ખુદા અમારી સાથે થાય''. ત્યારે યાકૂબ અ.સ.એ કહ્યું : ''જો તમે ખુદાના સીધા માર્ગથી જમણે કે ડાબે નહીં વળો તો ખુદા જરૂર તમારી સાથે રહેશે.''

**(૧૩૪)** એટલે કે તમે તેમની સંતાન ખરાં, પરંતુ હકીકતમાં તમને તેમની સાથે કોઈ સંબંધ નથી. તેમનું નામ લેવાનો તમને શો હક્ક છે કે જ્યારે તમે તેમની રીતથી ફરી ગયાં ? અલ્લાહને ત્યાં તમને એમ નહીં પૂછવામાં આવે કે તમારા બાપદાદા શું કરતા હતાં, બલ્કે એમ પૂછવામાં આવશે કે તમે પોતે શું કરતાં રહ્યાં.

અને આ જે કહેવામાં આવ્યું કે ''જે કંઈ તેમણે કમાવ્યું તે તેમના માટે છે અને જે કંઈ તમે કમાશો તે તમારા માટે છે'' આ કુર્આનની ખાસ વર્ણનશૈલી છે. આપણે જે વસ્તુને કર્મ અથવા કાર્ય કહીએ છીએ, કુર્આન પોતાની ભાષામાં તેને કમાણી કહે છે. આપણું દરેક કર્મ તેનું એક સારૂં કે ખરાબ પરિણામ ધરાવે છે જે ખુદાના રાજીપા અથવા નારાજગીના રૂપમાં વ્યકત થશે. એ જ પરિણામ આપણી કમાણી છે. કેમ કે કુર્આનની નજરમાં અસલ મહત્ત્વ આ જ પરિણામનું છે, એટલા માટે ઘણી વખત તે આપણા કામોને કાર્ય અથવા કર્મના શબ્દ વડે વ્યકત કરવાને બદલે ''**كسب** કસબ'' ના શબ્દ વડે વ્યકત કરે છે.

**(૧૩૫)** આ જવાબની બારીકાઈ સમજવા માટે બે વાતો નજર સમક્ષ રાખો :

એક આ કે યહૂદીમત અને ખ્રિસ્તીમત બંને પાછળથી ઊભા થયાં છે. ''યહૂદીમત'' પોતાના નામ અને તેની ધાર્મિક વિશેષતાઓ તથા રિવાજો અને નિયમોની સાથે ઇ.પૂ. ત્રીજી-ચોથી સદીમાં જન્મ્યો, અને ''ખ્રિસ્તીમત'' જે માન્યતાઓ અને વિશેષ ધાર્મિક કલ્પનાઓના સમૂહનું નામ છે તે તો હઝરત મસીહ અ.સ.ના પણ ઘણાં લાંબા સમય પછી અસ્તિત્વમાં આવ્યાં. હવે એ સવાલ આપોઆપ પેદા થાય છે કે કોઈપણ માણસ માર્ગદર્શન ઉપર છે કે કેમ તેનો આધાર યહૂદીમત અથવા ખ્રિસ્તીમત અપનાવવા ઉપર જ હોય તો હઝરત ઇબ્રાહીમ અ.સ. અને બીજા નબીઓ તેમજ નેક લોકો કે જે આ ધર્મોના જન્મની સદીઓ પહેલાં પેદા થયા હતાં, અને જેમને ખુદ યહૂદી અને ખ્રિસ્તીઓ પણ માર્ગદર્શન પામેલાં માને છે, તેઓ કઈ વસ્તુમાંથી માર્ગદર્શન મેળવતા હતાં ? સ્પષ્ટ છે કે તે યહૂદીમત અને ખ્રિસ્તીમત ન હતો. એટલા માટે આ વાત આપમેળે સ્પષ્ટ થઈ ગઈ

مِّنْهُمْ ۖ وَنَحْنُ لَهٗ مُسْلِمُوْنَ ﴿۱۳۶﴾ فَاِنْ اٰمَنُوْا بِمِثْلِ مَآ اٰمَنْتُمْ بِهٖ
فَقَدِ اهْتَدَوْا ۚ وَاِنْ تَوَلَّوْا فَاِنَّمَا هُمْ فِيْ شِقَاقٍ ۚ فَسَيَكْفِيْكَهُمُ اللّٰهُ ۚ
وَهُوَ السَّمِيْعُ الْعَلِيْمُ ﴿۱۳۷﴾ؕ صِبْغَةَ اللّٰهِ ۚ وَمَنْ اَحْسَنُ مِنَ اللّٰهِ صِبْغَةً ۫

**કરતાં નથી[૧૩૬] અને અમે અલ્લાહના મુસ્લિમ છીએ.''**

**પછી જો તેઓ એવી જ રીતે ઈમાન લાવે જેવી રીતે તમે ઈમાન લાવ્યાં છો, તો તેઓ માર્ગદર્શન ઉપર છે અને જો આનાથી વિમુખ થાય, તો ખુલ્લી વાત છે કે તેઓ હઠાગ્રહમાં પડી ગયેલાં છે. એટલા માટે ખાત્રી રાખો કે તેમની સામે અલ્લાહ તમારી હિમાયત માટે પૂરતો છે. તે બધું જ સાંભળે અને જાણે છે.**

**કહોઃ ''અલ્લાહનો રંગ અપનાવો,[૧૩૭] તેના રંગ કરતાં સારો બીજા કોનો રંગ હશે ?**

કે માનવીના માર્ગદર્શન ઉપર હોવાનો આધાર તેની ધાર્મિક વિશેષતાઓ ઉપર નથી જેના કારણે તે યહૂદી અને ખ્રિસ્તી વગેરે અલગ અલગ સમુદાયોમાં વહેંચાયેલો છે, બલ્કે હકીકતમાં તેનો આધાર એ વિશ્વવ્યાપી સીધા માર્ગને અખત્યાર કરવા ઉપર છે જેમાંથી દરેક જમાનામાં માનવી માર્ગદર્શન મેળવતો રહ્યો છે.

બીજું આ કે, યહૂદીઓ અને ખ્રિસ્તીના પોતાના ગ્રંથો આ વાતની ગવાહી આપે છે કે હઝરત ઈબ્રાહીમ અ.સ. એક અલ્લાહ સિવાય બીજા કોઈની પૂજા, પવિત્રતા, બંદગી અને આજ્ઞાપાલનમાં માનતા ન હતાં અને તેમનું મિશન જ આ હતું કે ખુદાઈ ગુણો અને વિશેષતાઓમાં અલ્લાહની સાથે બીજા કોઈને ભાગીદાર ઠરાવવામાં ન આવે. તેથી આ તદ્દન સ્પષ્ટ છે કે યહૂદીમત અને ખ્રિસ્તીમત બંને એ સીધા માર્ગથી ચલિત થઈ ગયેલાં છે જેની ઉપર હઝરત ઈબ્રાહીમ અ.સ. ચાલતા હતાં કેમ કે આ બંનેમાં શિર્કનું મિશ્રણ થઈ ગયેલું છે.

(૧૩૬) પયગમ્બરો વચ્ચે ભેદભાવ નહીં કરવાનો અર્થ આ છે કે, અમે તેમની વચ્ચે એ રીતે ભેદ પાડતાં નથી કે કોઈ સત્ય ઉપર હતો અને કોઈ સત્ય ઉપર ન હતો, અથવા અમે અમુકને માનીએ છીએ અને અમુકને નથી માનતાં. સ્પષ્ટ છે કે ખુદા તરફથી જેટલા પણ પયગમ્બરો આવ્યાં છે તે બધાં જ એક જ સચ્ચાઈ અને એક જ સીધા માર્ગની તરફ બોલાવવા માટે આવ્યાં છે. એટલા માટે જે કોઈ સાચા અર્થમાં સત્યનિષ્ઠ છે તેના માટે તમામ પયગમ્બરોને સાચા માનવા સિવાય કોઈ ઉપાય નથી. જે લોકો કોઈ પયગમ્બરને માને છે અને કોઈનો ઇનકાર કરે છે હકીકતમાં તેઓ એ પયગમ્બરના પણ અનુયાયી નથી જેને તેઓ માને છે કેમ કે તેઓ વાસ્તવમાં એ વિશ્વવ્યાપી સીધા માર્ગને પામ્યાં નથી જેને હઝરત મૂસા અ.સ. અથવા ઈસા અ.સ. અથવા કોઈ બીજા પયગમ્બરે રજૂ કર્યો હતો, બલ્કે તેઓ માત્ર પોતાના બાપદાદાના રસ્તે ચાલીને એક પયગમ્બરને માની રહ્યાં છે. તેમનો અસલ ધર્મ જાતિવાદના પૂર્વગ્રહ અને બાપદાદાનું આંધળું અનુકરણ છે, નહીં કે કોઈ પયગમ્બરનું અનુસરણ.

(૧૩૭) આ આયતના બે અનુવાદ થઈ શકે છે, એક આ કે, ''અમે અલ્લાહનો રંગ અપનાવી લીધો'' બીજો આ કે ''અલ્લાહનો રંગ અપનાવો''. ખ્રિસ્તીવાદના ઉદય પહેલાં યહૂદીઓને ત્યાં એવો રિવાજ હતો કે જે

وَّ نَحۡنُ لَهٗ عٰبِدُوۡنَ ﴿١٣٨﴾ قُلۡ اَتُحَآجُّوۡنَنَا فِى اللّٰهِ وَهُوَ رَبُّنَا وَرَبُّكُمۡ‌ۚ وَلَنَآ
اَعۡمَالُنَا وَلَكُمۡ اَعۡمَالُكُمۡ‌ۚ وَنَحۡنُ لَهٗ مُخۡلِصُوۡنَ ﴿١٣٩﴾ اَمۡ تَقُوۡلُوۡنَ
اِنَّ اِبۡرٰهٖمَ وَاِسۡمٰعِيۡلَ وَاِسۡحٰقَ وَيَعۡقُوۡبَ وَالۡاَسۡبَاطَ كَانُوۡا هُوۡدًا اَوۡ
نَصٰرٰى‌ؕ قُلۡ ءَاَنۡتُمۡ اَعۡلَمُ اَمِ اللّٰهُ‌ؕ وَمَنۡ اَظۡلَمُ مِمَّنۡ كَتَمَ شَهَادَةً

**અને અમે તેની જ બંદગી કરનારા લોકો છીએ.''**

**હે નબી ! આમને કહોઃ 'શું તમે અલ્લાહના વિષે અમારી સાથે ઝઘડો છો ? જો કે તે જ અમારો માલિક પણ છે અને તમારો માલિક પણ.[૧૩૮] અમારા કર્મ અમારા માટે છે, તમારા કર્મ તમારા માટે, અને અમે અલ્લાહ માટે જ અમારી બંદગીને વિશિષ્ટ કરી ચૂકયાં છીએ.[૧૩૯] અથવા પછી શું તમારૂં કહેવું એમ છે કે ઈબ્રાહીમ, ઈસ્માઈલ, ઈસ્હાક, યાકૂબ અને યાકૂબની સંતાન બધાં જ યહૂદી અથવા ખ્રિસ્તી હતાં ?'' કહોઃ તમે વધારે જાણો છો કે અલ્લાહ?[૧૪૦] એ માણસ કરતાં વધારે જુલમી કોણ હશે જેની પાસે અલ્લાહ તરફથી એક ગવાહી હોય અને**

માણસ તેમના ધર્મમાં દાખલ થતો તેને સ્નાન કરાવતા હતાં અને આ સ્નાનનો અર્થ તેમને ત્યાં એવો હતો કે જાણે તેના પાપ ધોવાઈ ગયાં અને તેણે જીવનનો એક નવો રંગ અપનાવી લીધો. આ જ વસ્તુ પાછળથી ખ્રિસ્તીઓએ અપનાવી લીધી. આનું રૂઢિગત નામ તેમને ત્યાં બપ્તિસ્મા (Baptise) છે અને આ બપ્તિસ્મા માત્ર એ લોકોને જ આપવામાં આવતો નથી જે તેમના ધર્મમાં દાખલ થાય છે બલ્કે બાળકોને પણ આપવામાં આવે છે. આના વિષે કુર્આન કહે છે કે, બપ્તિસ્માના આ રિવાજમાં શું છે ? અલ્લાહનો રંગ ધારણ કરો અથવા અપનાવો જે કોઈ પાણીથી ચઢતો નથી બલ્કે તેની બંદગીની રીત અપનાવવાથી ચઢે છે.

(૧૩૮) એટલે કે અમે આ જ તો કહીએ છીએ કે અલ્લાહ જ આપણા સૌનો માલિક છે અને તેનું જ આજ્ઞાપાલન થવું જોઈએ. શું આ પણ કોઈ એવી વાત છે કે જેની ઉપર તમે અમારી સાથે ઝઘડો કરો ? ઝઘડાની વાત હોય તો પણ તે અમારા માટે છે, નહીં કે તમારા માટે, કેમ કે અલ્લાહ સિવાય બીજાંને બંદગીના હક્કદાર તમે ઠેરવી રહ્યાં છો, નહીં કે અમે.

'' اَتُحَآجُّوۡنَنَا فِى اللّٰهِ ''નો એક અર્થ આ પણ થઈ શકે છે કે ''શું તમારો ઝઘડો અમારી સાથે فِىۡ سَبِيۡلِ اللّٰهِ છે ?'' આમ હોય તો અર્થ એવો થશે કે જો વાસ્તવમાં તમારો આ ઝઘડો પોતાનો અંગત નથી બલ્કે ખુદા વાસ્તેનો છે તો આ ખૂબ જ આસાનીથી ઉકેલી શકાય તેમ છે.

(૧૩૯) એટલે કે તમે તમારા કર્મો માટે જવાબદાર છો અને અમે અમારા કર્મો માટે. તમે જો તમારી બંદગીનું વિભાજન કરી રાખ્યું છે અને અલ્લાહની સાથે બીજાંને પણ ખુદાઈમાં ભાગીદાર ઠરાવીને તેમની પૂજા




عِنْدَهٗ مِنَ اللّٰهِ ؕ وَمَا اللّٰهُ بِغَافِلٍ عَمَّا تَعْمَلُوْنَ ﴿۱۴۰﴾ تِلْكَ اُمَّةٌ قَدْ خَلَتْ ۚ
لَهَا مَا كَسَبَتْ وَلَكُمْ مَّا كَسَبْتُمْ ۚ وَلَا تُسْـَٔلُوْنَ عَمَّا كَانُوْا يَعْمَلُوْنَ ﴿۱۴۱﴾ ع

سَيَقُوْلُ السُّفَهَآءُ مِنَ النَّاسِ مَا وَلّٰىهُمْ عَنْ قِبْلَتِهِمُ الَّتِىْ
كَانُوْا عَلَيْهَا ؕ قُلْ لِّلّٰهِ الْمَشْرِقُ وَالْمَغْرِبُ ؕ يَهْدِىْ مَنْ يَّشَآءُ
اِلٰى صِرَاطٍ مُّسْتَقِيْمٍ ﴿۱۴۲﴾ وَكَذٰلِكَ جَعَلْنٰكُمْ اُمَّةً وَّسَطًا

**તે તેને છુપાવે ? તમારી હરકતોથી અલ્લાહ અજાણ તો નથી.[૧૪૧] — એ કેટલાક લોકો હતાં, જે થઈ ગયાં. તેમની કમાણી તેમના માટે હતી અને તમારી કમાણી તમારા માટે. તેમના કર્મો વિષે તમને પૂછવામાં નહીં આવે.' (રુકૂઅ-૧૬)**

**મૂર્ખ લોકો જરૂર કહેશેઃ 'આમને શું થયું કે પહેલાં આ લોકો જે કિબ્લા તરફ મુખ રાખીને નમાઝ પઢતા હતાં, તેનાથી અચાનક ફરી ગયાં ?'[૧૪૨] હે નબી, આમને કહોઃ 'પૂર્વ અને પશ્ચિમ સર્વ અલ્લાહનાં છે. અલ્લાહ જેને ઇચ્છે, સીધો માર્ગ દેખાડી દે છે[૧૪૩] ' અને આવી રીતે અમે તમને મુસલમાનોને એક 'ઉમ્મતેવસત' બનાવ્યાં છે**

અને અનુસરણ કરો છો તો તમને આમ કરવાનો અખત્યાર છે. આનું પરિણામ પોતે જ જોઈ લેશો. અમે તમને બળજબરીપૂર્વક આનાથી રોકવા માગતા નથી, પરંતુ અમે અમારી બંદગી, આજ્ઞાપાલન અને પૂજાને ફકત અલ્લાહ માટે જ વિશિષ્ટ કરી દીધાં છે. જો તમે માની લો કે, અમને પણ આવું કરવાનો અધિકાર છે, તો આ ખોટો ઝઘડો આપોઆપ સમાપ્ત થઈ જાય.

(૧૪૦) આ સંબોધન યહૂદીઓ તથા ખ્રિસ્તીઓના એ અજ્ઞાન લોકોને કરવામાં આવેલું છે જે વાસ્તવમાં પોતે એમ માનતા હતાં કે, આ મહાન નબીઓ બધા જ યહૂદી અથવા ખ્રિસ્તી હતાં.

(૧૪૧) આ સંબોધન તેમના વિદ્વાનોને કરવામાં આવ્યું છે જે પોતે પણ આ હકીકતથી નાવાકેફ હતાં કે યહૂદીમત અને ખ્રિસ્તીમત તેની હાલની વિશિષ્ટતાઓ સાથે ઘણાં સમય પછી જન્મ્યાં છે. પરંતુ તેઓ સત્યને પોતાના જ સમુદાયોમાં સીમિત માનતા હતાં અને આમજનતાને પણ એવી ગેરસમજમાં નાખી રાખતા હતાં કે નબીઓ પછી જે જે અકીદાઓ, જે રીતો અને જે નવા નવા નિયમો તથા કાયદા તેમના ધર્મશાસ્ત્રીઓ, સંન્યાસીઓ, ધાર્મિક મીમાંસકોએ ઘડી કાઢયાં, તેમના અનુસરણમાં જ માનવીની સફળતા અને મોક્ષનો આધાર છે. આ વિદ્વાનોને જ્યારે પૂછવામાં આવતું હતું કે જો વાત આવી જ હોય તો હઝરત ઇબ્રાહીમ અ.સ., ઇસ્હાક અ.સ., યાકૂબ અ.સ. વગેરે નબીઓ તમારા આ ફિર્કાઓમાંથી કોની સાથે સંબંધ ધરાવતા હતાં, ત્યારે તેઓ

لِّتَكُوْنُوْا شُهَدَآءَ عَلَى النَّاسِ وَ يَكُوْنَ الرَّسُوْلُ عَلَيْكُمْ شَهِيْدًا

**જેથી તમે દુનિયાના લોકો ઉપર સાક્ષી રહો અને પયગમ્બર તમારી ઉપર સાક્ષી રહે.**[૧૪૪]

આનો જવાબ આપવાનું ટાળે છે, કારણ કે તેમનું જ્ઞાન તેમને આમ કહેવાની છૂટ આપતું ન હતું કે આ બુઝુર્ગોનો સંબંધ અમારા ફિર્કા સાથે હતો. પરંતુ જો તેઓ સ્પષ્ટ શબ્દોમાં માની લેત કે આ નબીઓ ન તો યહૂદી હતાં, ન તો ખ્રિસ્તી, તો પછી તેમની દલીલ જ સમાપ્ત થઈ જાત.

(૧૪૨) નબી સ.અ.વ. હિજરત પછી મદીનામાં ૧૬ થી ૧૭ મહિના સુધી બૈતલમકદિસની તરફ મોઢું રાખીને નમાઝ પઢતા રહ્યાં. પછી કા'બાની તરફ મોઢું કરીને નમાઝ પઢવાનો હુકમ આવ્યો જેની વિગતો આગળ આવે છે.

(૧૪૩) આ એ મૂર્ખાઓના વાંધાનો પહેલો જવાબ છે. તેમના મગજ સંકુચિત હતાં, દ્રષ્ટિ સીમિત હતી, દિશા અને સ્થળના ગુલામ હતાં. તેમનો અનુમાન એવો હતો કે ખુદા કોઈ એક દિશામાં સીમિત છે. એટલા માટે સૌથી પહેલાં તેમના અજ્ઞાનપૂર્ણ વાંધાના ખંડનમાં આ જ કહેવામાં આવ્યું કે પૂર્વ અને પશ્ચિમ બધાં અલ્લાહના છે. કોઈ દિશાને કિબ્લો બનાવવાનો અર્થ એવો નથી કે અલ્લાહ એ જ તરફ છે. જે લોકોને અલ્લાહે માર્ગદર્શન આપેલું છે તેઓ આ પ્રકારની સંકુચિતતાઓથી પર હોય છે અને તેમના માટે વિશ્વવ્યાપી સચ્ચાઈઓને સમજવાનો માર્ગ મોકળો થઈ જાય છે. (જુઓ નોંધ ક્રમાંક - ૧૧૫ અને ૧૧૬)

(૧૪૪) આ એલાન છે મુહમ્મદ સ.અ.વ.ની ઉમ્મતની ઈમામતનો. "આવી રીતે" નો ઈશારો બંને તરફ છે : અલ્લાહના એ માર્ગદર્શન તરફ પણ, જેનાથી મુહમ્મદ સ.અ.વ.નું અનુસરણ સ્વીકારનારા લોકોને સીધો રસ્તો જણાયો અને તેઓ પ્રગતિ કરતાં કરતાં એ દરજ્જાએ પહોંચ્યાં કે મધ્યસ્થ કોમ ( اُمّتِ وَسَط ) ઠરાવી દેવામાં આવ્યાં, અને કિબ્લાના ફેરફારની તરફ પણ કે, મૂર્ખાઓ આને માત્ર એક દિશામાંથી બીજી દિશા તરફ ફરવું એમ માની રહ્યાં છે, જો કે હકીકતમાં બૈતલમકદિસથી કા'બાની તરફ કિબ્લાની દિશા ફરવાનો અર્થ આ છે કે અલ્લાહે બનીઈસ્રાઈલને દુનિયાની આગેવાનીના હોદ્દા પરથી વિધિસર રીતે બરતરફ કર્યાં અને ઉમ્મતે મુહમ્મદિયહને તેની ઉપર નીમી દીધી.

"اُمّتِ وَسَط" શબ્દ તેની અંદર એટલો વિશાળ અર્થ ધરાવે છે કે બીજા કોઈ શબ્દો વડે તેનો અનુવાદ કરી શકાય તેમ નથી. આનો અર્થ એક એવું ઉચ્ચ અને ઈજ્જતદાર જૂથ છે જે ન્યાય અને મધ્યમમાર્ગ ઉપર હોય, જે દુનિયાની કોમોની વચ્ચે નાયકની હેસિયત ધરાવતો હોય, જેનો સંબંધ સૌની સાથે સમાન અધિકાર તથા સચ્ચાઈનો હોય, અને નાહક તથા અયોગ્ય સંબંધ કોઈની સાથે ન હોય.

આના પછી જે કહેવામાં આવ્યું છે કે, તમને 'ઉમ્મતેવસત' એટલા માટે બનાવવામાં આવ્યાં છે કે "તમે લોકો ઉપર સાક્ષી રહો અને રસૂલ તમારી ઉપર સાક્ષી રહે," તો આનો અર્થ આ છે કે આખિરતમાં જ્યારે સમગ્ર માનવજાતિને એકત્ર કરીને હિસાબકિતાબ કરવામાં આવશે ત્યારે રસૂલ અમારા જવાબદાર પ્રતિનિધિની હેસિયતથી તમારા માટે ગવાહી આપશે કે સાચી વિચારસરણી, નેક અમલ તથા ન્યાય વ્યવસ્થાનું જે શિક્ષણ અમે તેને આપ્યું હતું તે તેણે તમને જરાપણ કાપકૂપ વગર પૂરેપૂરૂં પહોંચાડી દીધું, અને વ્યવહારમાં તે પ્રમાણે અમલ

وَمَا جَعَلْنَا الْقِبْلَةَ الَّتِىْ كُنْتَ عَلَيْهَآ اِلَّا لِنَعْلَمَ مَنْ يَّتَّبِعُ
الرَّسُوْلَ مِمَّنْ يَّنْقَلِبُ عَلٰى عَقِبَيْهِ ؕ وَاِنْ كَانَتْ لَكَبِيْرَةً اِلَّا
عَلَى الَّذِيْنَ هَدَى اللّٰهُ ؕ وَمَا كَانَ اللّٰهُ لِيُضِيْعَ اِيْمَانَكُمْ ؕ

**પહેલાં જે તરફ તમે મુખ રાખતા હતાં, તેને તો અમે કેવળ એ જોવા માટે કિબ્લા ઠેરવ્યો હતો કે કોણ પયગમ્બરનું અનુસરણ કરે છે અને કોણ પાછો ફરી જાય છે.[૧૪૫] આ મામલો હતો તો ખૂબ અઘરો પણ એ લોકો માટે જરા પણ અઘરો પુરવાર ન થયો, જેમની પાસે અલ્લાહનું માર્ગદર્શન હતું. અલ્લાહ તમારા આ ઈમાનને કદાપિ વ્યર્થ નહીં કરે,**

---

કરીને દેખાડી દીધો. આના પછી રસૂલના ઉત્તરાધિકારીની હેસિયતથી તમને સામાન્ય મનુષ્યો ઉપર સાક્ષીની હેસિયતથી ઊભા થવું પડશે અને એવી સાક્ષી આપવી પડશે કે રસૂલે જે કંઈ તમને પહોંચાડયું હતું તે તમે તેમને પહોંચાડવામાં, અને જે કંઈ રસૂલે તમને દેખાડયું હતું, તે તમે તેમને દેખાડવામાં તમારી શક્તિ પ્રમાણે કોઈ કચાશ બાકી રાખી નથી.

આવી રીતે એક માણસ અથવા જૂથનું આ દુનિયામાં ખુદા તરફથી ગવાહીના હોદ્દા ઉપર નિમાવવું જ હકીકતમાં તેને ઈમામત અને આગેવાનીના સ્થાન ઉપર બેસાડવું છે. આમાં જ્યાં શ્રેષ્ઠતા અને સન્માન છે ત્યાં જવાબદારીનો મોટો ભાર પણ છે. આનો અર્થ આ છે કે જેવી રીતે રસૂલ સ.અ.વ. આ ઉમ્મત માટે ખુદાભીરૂતા, સત્યમાર્ગનું અનુસરણ, ન્યાય અને સત્યનિષ્ઠાના જીવંત સાક્ષી બન્યાં એવી જ રીતે આ ઉમ્મતે પણ તમામ દુનિયા માટે જીવંત સાક્ષી બનવું જોઈએ, એટલે સુધી કે તેની કરણી અને કથની તેમજ વ્યવહાર, દરેક વસ્તુને જોઈને દુનિયાને જણાય કે ખુદાભીરૂતા આનું નામ છે, સત્યમાર્ગ ઉપર ચાલવું આ છે, ન્યાય આને કહે છે અને સત્યનિષ્ઠા આવી હોય છે. પછી આનો અર્થ આ પણ છે કે જેવી રીતે ખુદાના હુકમો આપણા સુધી પહોંચાડવા માટે રસૂલલ્લાહ સ.અ.વ.ની જવાબદારી ભારે અઘરી હતી, એટલે સુધી કે જો તેઓ આમાં જરા પણ કચાશ રાખત તો ખુદાને ત્યાં પકડવામાં આવત, એવી જ રીતે દુનિયાના આમ લોકો સુધી આ માર્ગદર્શનને પહોંચાડવાની ખૂબ જ કઠિન જવાબદારી આપણી ઉપર આવે છે. જો આપણે ખુદાની અદાલતમાં હકીકતમાં એ વાતની ગવાહી આપી ન શકયાં કે, અમે તારૂં માર્ગદર્શન જે તારા રસૂલ મારફતે અમને પહોંચ્યું હતું, તારા બંદાઓ સુધી પહોંચાડવામાં કોઈ કચાશ રાખી નથી, તો આપણે ઘણી ખરાબ રીતે પકડવામાં આવશું, અને આ જ ઈમામતનો ગર્વ આપણને ત્યાં ડુબાડી દેશે. આપણી ઈમામતના જમાનામાં આપણી ખરેખર ભૂલોના કારણે માન્યતા અને અમલની જેટલી પણ ગુમરાહીઓ દુનિયામાં ફેલાઈ છે, તેમજ જેટલા ઝઘડાં અને ફિત્ના પૃથ્વી પર ઊભાં થયા છે એ તમામને માટે દુષ્ટ ઈમામો તથા મનુષ્યો અને જિન્નાતોમાં રહેલા શૈતાનોની સાથે સાથે આપણે પણ કઠેડામાં ઊભા હોઈશું. આપણને પૂછવામાં આવશે કે, જ્યારે દુનિયામાં ગુનાખોરી, અત્યાચાર અને

إِنَّ اللّٰهَ بِالنَّاسِ لَرَءُوفٌ رَّحِيمٌ ﴿١٤٣﴾ قَدْ نَرَىٰ تَقَلُّبَ وَجْهِكَ
فِي السَّمَآءِ ۚ فَلَنُوَلِّيَنَّكَ قِبْلَةً تَرْضٰهَا ۖ فَوَلِّ وَجْهَكَ شَطْرَ
الْمَسْجِدِ الْحَرَامِ ۗ وَحَيْثُ مَا كُنْتُمْ فَوَلُّوا وُجُوهَكُمْ شَطْرَهٗ ۗ

**ખાત્રી રાખો કે તે લોકો ના માટે અનહદ માયાળુ અને દયાળુ છે.**

**આ તમારા મુખનું વારંવાર આકાશની તરફ ઉઠવું અમે જોઈ રહ્યાં છીએ. લો, અમે એ કિબ્લાની તરફ તમને ફેરવી દઈએ છીએ જેને તમે પસંદ કરો છો. મસ્જિદેહરામ તરફ મુખ ફેરવી દો. હવે જ્યાં પણ તમે હોવ, તેની જ તરફ મુખ રાખીને નમાઝ પઢજો.**[૧૪૬]

ગુમરાહીનું આ વાવાઝોડું આવેલું હતું ત્યારે તમે કયાં ગુમ થઈ ગયા હતાં.

**(૧૪૫)** આનો આશય એ જોવાનો હતો કે, એ કોણ લોકો છે જે અજ્ઞાનકાળના પૂર્વગ્રહો અને પ્રદેશવાદ અને જાતિવાદમાં પડેલાં છે અને એ કોણ લોકો છે જે આ બંધનોમાંથી મુક્ત થઈને સત્યને સાચી રીતે સમજે છે. એક તરફ અરબસ્તાનના લોકો તેમના જાતીય અને વંશીય ગર્વમાં રાચતા હતાં તથા અરબસ્તાનના કા'બાને છોડીને બહારના બૈતલમકદિસને કિબ્લો બનાવવો તેમના આ જાતિવાદના દેવ ઉપર અસહ્ય પ્રહાર હતો, બીજી તરફ બનીઇસ્રાઈલ તેમના જાતિવાદના ઘમંડમાં ફંસાયેલા હતાં અને તેમના બાપદાદાના કિબ્લા સિવાય બીજા કોઈ કિબ્લાને સહન કરવો તેમના માટે મુશ્કેલ હતું. દેખીતું છે કે આ મૂર્તિઓ જે લોકોના દિલોમાં વસેલી હોય તેઓ એ રસ્તા ઉપર કેવી રીતે ચાલી શકત જેની તરફ અલ્લાહનો રસૂલ તેમને બોલાવી રહ્યો હતો. એટલા માટે અલ્લાહે આ મૂર્તિપૂજકોને સાચા હક્કપરસ્તોથી અલગ કરવા માટે પહેલાં બૈતલમકદિસને કિબ્લા ઠરાવ્યો કે તેથી જે લોકો અરબ જાતિવાદમાં માને છે તેઓ અલગ પડી જાય. ત્યારબાદ આ કિબ્લાને છોડીને કા'બાને કિબ્લો બનાવ્યો કે જેથી જે લોકો ઇસ્રાઈલી જાતિવાદમાં માનનારા છે તેઓ પણ અલગ પડી જાય. આમ, માત્ર એ લોકો જ રસૂલની સાથે રહી ગયાં જે કોઈ પણ મૂર્તિના પૂજનારા ન હતાં, માત્ર ખુદાના પૂજનારા હતાં.

**(૧૪૬)** આ છે એ અસલ હુકમ જે કિબ્લાના ફેરફાર માટે આપવામાં આવ્યો હતો. આ હુકમ રજજબ અથવા શાબાન, હિ.સ. ૨માં ઊતર્યો. ઇબ્નેસઅદે નોંધ્યું છે કે, નબી સ.અ.વ. બિશ્ર બિન બરાઅ બિન મા'રૂરના ઘરે જમવા માટે ગયેલા હતાં ત્યાં ઝુહરનો સમય થઈ ગયો અને આપ લોકોને નમાઝ પઢાવવા માટે ઊભા થયાં. બે રકઅતો પઢાવી ચૂકયા હતાં ત્યાં ત્રીજી રકઅતમાં એકાએક વહી દ્વારા આ આયત ઊતરી અને એ જ વખતે આપ અને આપની પાછળ નમાઝમાં સામેલ તમામ લોકોએ બૈતલમકદિસ તરફથી કા'બાની તરફ મોઢું ફેરવી લીધું. આના પછી મદીના અને મદીનાની આસપાસના વિસ્તારમાં આ અંગે એલાન કરી દેવામાં આવ્યું. બરાઅ બિન આઝિબ કહે છે કે, એક જગ્યાએ એલાનનો અવાજ એવા વખતે પહોંચ્યો કે લોકો રુકૂઅની હાલતમાં હતાં, હુકમ સાંભળતાં જ બધા એ જ હાલતમાં કા'બાની તરફ ફરી ગયાં. અનસ બિન માલિક કહે છે

وَ اِنَّ الَّذِیۡنَ اُوۡتُوا الۡکِتٰبَ لَیَعۡلَمُوۡنَ اَنَّہُ الۡحَقُّ مِنۡ رَّبِّہِمۡ ؕ وَ مَا اللّٰہُ
بِغَافِلٍ عَمَّا یَعۡمَلُوۡنَ ﴿۱۴۴﴾ وَ لَئِنۡ اَتَیۡتَ الَّذِیۡنَ اُوۡتُوا الۡکِتٰبَ
بِکُلِّ اٰیَۃٍ مَّا تَبِعُوۡا قِبۡلَتَکَ ۚ وَ مَاۤ اَنۡتَ بِتَابِعٍ قِبۡلَتَہُمۡ ۚ وَ مَا
بَعۡضُہُمۡ بِتَابِعٍ قِبۡلَۃَ بَعۡضٍ ؕ وَ لَئِنِ اتَّبَعۡتَ اَہۡوَآءَہُمۡ
مِّنۡۢ بَعۡدِ مَا جَآءَکَ مِنَ الۡعِلۡمِ ۙ اِنَّکَ اِذًا لَّمِنَ الظّٰلِمِیۡنَ ﴿۱۴۵﴾

---

**આ લોકો કે જેમને ગ્રંથ આપવામાં આવ્યો હતો, સારી રીતે જાણે છે કે (કિબ્લાના ફેરફારનો) આ હુકમ એમના માલિકના જ તરફથી છે અને સાચો છે, આમ છતાં આ લોકો જે કંઈ કરી રહ્યાં છે, અલ્લાહ તેનાથી ગાફેલ નથી. તમે આ ગ્રંથવાળાઓ સમક્ષ ભલે ગમે તે નિશાની લઈ આવો, આ શક્ય નથી કે આ લોકો તમારા કિબ્લાનું અનુસરણ કરવા લાગે, અને ન તો તમારા માટે એ શકય છે કે તેમના કિબ્લાનું અનુસરણ કરો, અને તેમના માંથી કોઈ જૂથ પણ બીજાના કિબ્લાનું અનુસરણ કરવા માટે તૈયાર નથી, અને તમે જો આ જ્ઞાન પછી, જે તમારી પાસે આવી ગયેલું છે, તેમની ઇચ્છાઓનું અનુસરણ કર્યું, તો ચોક્કસપણે તમારી ગણના જુલમીઓમાં થશે.**[૧૪૭]

---

કે, બની સલ્મામાં આ ખબર બીજા દિવસે ફજની નમાઝના સમયે પહોંચી. લોકો એક રકઅત પઢી ચૂકયા હતાં કે તેમના કાનોમાં અવાજ આવ્યો, ''સાંભળો, કિબ્લો બદલીને કા'બાની તરફ કરી દેવામાં આવ્યો છે.'' આ સાંભળતાં જ સમગ્ર જમાઅતે પોતાની દિશા બદલી નાખી.

એ યાદ રહે કે બૈતલમકદિસ મદીનાની બરાબર ઉત્તરમાં છે અને કા'બા બિલકુલ દક્ષિણમાં. જમાઅત સાથે નમાઝ પઢતી વખતે કિબ્લો ફેરવવામાં ઈમામને ચાલીને નમાઝીઓની પાછળ આવવું પડયું હશે અને નમાઝીઓને માત્ર મોઢું જ ફેરવવું પડયું નહીં હોય બલ્કે થોડુંઘણું તેમને પણ ચાલીને પોતાની સફો સરખી કરવી પડી હશે, એટલા માટે કેટલીક રિવાયતોમાં આ જ વિગતોનો ઉલ્લેખ પણ છે.

અને આ જે કહેવામાં આવ્યું કે, ''અમે તમારા મોઢાનું વારંવાર આકાશની તરફ ઉઠવું જોઈ રહ્યાં છીએ'' અને ''અમે આ જ કિબ્લાની તરફ તમને ફેરવી દઈએ છીએ જેને તમે પસંદ કરો છો'' આના ઉપરથી સ્પષ્ટપણે જણાય છે કે કિબ્લાના ફેરફારનો હુકમ આવતાં પહેલાં નબી સ.અ.વ. આની રાહ જોઈ રહ્યા હતાં. આપ પોતે એમ અનુભવી રહ્યા હતાં કે બનીઇસ્રાઈલની ઈમામતનો જમાનો સમાપ્ત થઈ ચૂકયો છે અને તેની સાથે બૈતલમકદિસનું કેન્દ્રીય સ્થાન પણ જતું રહ્યું છે. હવે અસલ ઈબ્રાહીમી કેન્દ્ર તરફ મોઢું કરવાનો સમય આવી ગયો છે.

મસ્જિદેહરામનો અર્થ છે હુરમતવાળી અને આદરણીય મસ્જિદ, એટલે કે એવી ઈબાદતગાહ જેની

الَّذِيْنَ اٰتَيْنٰهُمُ الْكِتٰبَ يَعْرِفُوْنَهٗ كَمَا يَعْرِفُوْنَ اَبْنَآءَهُمْ ؕ
وَ اِنَّ فَرِيْقًا مِّنْهُمْ لَيَكْتُمُوْنَ الْحَقَّ وَ هُمْ يَعْلَمُوْنَ ﴿۱۴۶﴾ اَلْحَقُّ
مِنْ رَّبِّكَ فَلَا تَكُوْنَنَّ مِنَ الْمُمْتَرِيْنَ ﴿۱۴۷﴾ ع وَ لِكُلٍّ وِّجْهَةٌ
هُوَ مُوَلِّيْهَا فَاسْتَبِقُوا الْخَيْرٰتِ ؕ اَيْنَ مَا تَكُوْنُوْا يَاْتِ
بِكُمُ اللّٰهُ جَمِيْعًا ؕ اِنَّ اللّٰهَ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرٌ ﴿۱۴۸﴾




**જે લોકોને અમે ગ્રંથ આપ્યો છે, તેઓ આ સ્થળને (જેને કિબ્લા બનાવવામાં આવ્યું છે) એવી રીતે ઓળખે છે જેવી રીતે પોતાની સંતાનને ઓળખે છે,[૧૪૮] પરંતુ એમનામાંનું એક જૂથ જાણીજોઈને સત્યને છુપાવી રહ્યું છે. આ એક પૂર્ણ સત્ય છે તમારા માલિક તરફથી, તેથી આના વિષે કદાપિ કોઈ શંકામાં ન પડો. (રુકૂઅ-૧૭)**

**દરેકને માટે એક દિશા છે, જેની તરફ તે વળે છે, પછી તમે સદ્કાર્યો તરફ આગળ ધપો.[૧૪૯] જ્યાં પણ તમે હશો, અલ્લાહ તમને જોઈ લેશે. તેની કુદરતથી કોઈ વસ્તુ બહાર નથી.**

મધ્યમાં ખાનએ કા'બા આવેલું છે.

કા'બાની તરફ મોઢું કરવાનો અર્થ એવો નથી કે માણસ ભલે દુનિયાના ગમે તે ખૂણામાં હોય તેણે બિલકુલ નાકની સીધી લીટીમાં કા'બા તરફ મોઢું કરવું જોઈએ. એ તો સ્પષ્ટ છે કે આવું કરવું દરેકને માટે દરેક જગ્યાએ મુશ્કેલ છે, એટલા માટે કા'બાની તરફ મોઢું કરવાનો હુકમ આપવામાં આવ્યો છે અને નહીં કે કા'બાની સીધમાં. કુર્આનની રૂએ આપણે એટલું ધ્યાન રાખવા માટે તો બંધાયેલાં છીએ કે બને ત્યાં સુધી કા'બાની સાચી દિશા જાણી લઈએ પરંતુ એમ કરવા માટે બંધાયેલાં નથી કે એકદમ સાચી દિશા જાણી લઈએ. જે દિશા વિષે આપણને શકય એટલી તપાસ કરીને અંદાજો થાય કે આ કા'બાની દિશા છે એ તરફ નમાઝ પઢવી બિલકુલ બરાબર છે, અને જો કયાંક કોઈના માટે કા'બાની દિશા નક્કી કરવાનું મુશ્કેલ હોય, અથવા તો કોઈ એવી સ્થિતિમાં હોય કે કિબ્લાની તરફ પોતાની દિશા જાળવી શકતો ન હોય (દા.ત. રેલ્વે અથવા વહાણમાં) તો જે તરફ તેનો કા'બાનો અંદાજ હોય, અથવા જે તરફ મુખ કરવાનું શકય હોય, એ જ તરફ મુખ રાખીને તે નમાઝ પઢી શકે છે. અલબત્ત, જો નમાઝની વચ્ચે કિબ્લાની સાચી દિશાની ખબર પડી જાય અથવા સાચી દિશાની તરફ મુખ કરીને નમાઝ પઢવાનું શકય બની જાય ત્યારે નમાઝની હાલતમાં જ એ તરફ ફરી જવું જોઈએ.

(૧૪૭) આનો અર્થ આ છે કે કિબ્લા વિષે જે દલીલો અને ચર્ચાઓ આ લોકો કરે છે તેનો ફેંસલો ન તો આવી રીતે થઈ શકે છે કે દલીલ દ્વારા તેમને સંતુષ્ટ કરી દેવામાં આવે, કેમ કે આ લોકો પૂર્વગ્રહ અને હઠાગ્રહમાં

وَمِنْ حَيْثُ خَرَجْتَ فَوَلِّ وَجْهَكَ شَطْرَ الْمَسْجِدِ الْحَرَامِ ؕ وَ
اِنَّهٗ لَلْحَقُّ مِنْ رَّبِّكَ ؕ وَمَا اللّٰهُ بِغَافِلٍ عَمَّا تَعْمَلُوْنَ ﴿۱۴۹﴾ وَمِنْ
حَيْثُ خَرَجْتَ فَوَلِّ وَجْهَكَ شَطْرَ الْمَسْجِدِ الْحَرَامِ ؕ وَحَيْثُ مَا
كُنْتُمْ فَوَلُّوْا وُجُوْهَكُمْ شَطْرَهٗ ۙ لِئَلَّا يَكُوْنَ لِلنَّاسِ عَلَيْكُمْ
حُجَّةٌ ۗ اِلَّا الَّذِيْنَ ظَلَمُوْا مِنْهُمْ ۗ فَلَا تَخْشَوْهُمْ وَاخْشَوْنِيْ ۗ وَ

**તમે જે જગ્યાએથી પણ પસાર થાઓ, ત્યાંથી જ તમારું મુખ (નમાઝ વખતે) મસ્જિદે હરામ તરફ ફેરવી દો, કારણ કે આ તમારા માલિકનો તદન સાચો ફેંસલો છે અને અલ્લાહ તમારા કર્મોથી અજાણ નથી. અને જ્યાંથી પણ તમે પસાર થાઓ, તમારું મુખ મસ્જિદેહરામ તરફ જ ફેરવો, અને તમે જ્યાં પણ હોવ, તેની જ તરફ મુખ કરીને નમાઝ પઢો કે જેથી લોકોને તમારી વિરુદ્ધ કોઈ દલીલ ન મળે.[૧૫૦] — હા, જે લોકો જુલમી છે, તેમની જબાન કોઈ હાલતમાં બંધ થશે નહીં. તો તેમનાથી ન ડરો, બલ્કે મારાથી ડરો — અને**

પડેલાં છે તથા ગમે તે દલીલ વડે પણ એ કિબ્લાને છોડી શકતાં નથી જેને આ લોકોએ તેમની જૂથબંધીના પૂર્વગ્રહોના કારણે પકડી રાખ્યો છે. તેમજ આનો ફેંસલો એવી રીતે પણ ન થઈ શકે કે, તમે તેમના કિબ્લાને અપનાવી લો, કેમ કે તેમનો કોઈ એક કિબ્લો નથી કે જેની ઉપર બધા જ જૂથો સર્વસંમત હોય અને તેને અપનાવી લેવાથી કિબ્લાનો ઝઘડો પતી જાય. જુદા જુદા જુથોના જુદા જુદા કિબ્લા છે. એકનો કિબ્લો અપનાવીને બસ એક જ જૂથને રાજી કરી શકશો, બીજાંનો ઝઘડો પહેલાંની જેમ ચાલુ જ રહેશે. અને સૌથી મોટી વાત આ છે કે પયગમ્બરની હેસિયતથી તમારૂં કામ આટલું જ નથી કે તમે લોકોને રાજી કરતા ફરો અને તેમની સાથે બાંધછોડના નિયમ મુજબ સમાધાન કરતાં રહો. તમારૂં કામ તો આ છે કે જે જ્ઞાન અમે તમને આપ્યું છે તેની ઉપર ચુસ્તપણે કાયમ થઈ જાઓ અને કોઈની પરવા ન કરો. આનાથી ચલિત થઈને કોઈને રાજી કરવાની ચિંતા કરશો તો તમારા પયગમ્બરીના હોદ્દા સાથે અન્યાય કરશો તથા એ નિયામત પ્રત્યે અપકારી બનશો જે દુનિયાના ઈમામ બનાવીને અમે તમને બક્ષી છે.

(૧૪૮) આ અરબી રૂઢિપ્રયોગ છે. જે વસ્તુને માણસ ચોક્કસાઈપૂર્વક જાણતો હોય અને તેના વિષે કોઈપણ પ્રકારની શંકા ન ધરાવતો હોય તેને એમ કહે છે કે, તે એ વસ્તુને એવી રીતે ઓળખે છે જેવી રીતે પોતાની સંતાનને ઓળખે છે, અર્થાત્ જેવી રીતે તેને પોતાના બાળકોને ઓળખવામાં કોઈ શંકા નથી હોતી એવી જ રીતે એ કોઈપણ શંકામાં પડયા વિના ચોક્કસપણે એ વસ્તુને પણ જાણે છે. યહૂદીઓ અને ખ્રિસ્તીઓના

لِاُتِمَّ نِعۡمَتِیۡ عَلَیۡکُمۡ وَ لَعَلَّکُمۡ تَہۡتَدُوۡنَ ﴿۱۵۰﴾ کَمَاۤ اَرۡسَلۡنَا فِیۡکُمۡ
رَسُوۡلًا مِّنۡکُمۡ یَتۡلُوۡا عَلَیۡکُمۡ اٰیٰتِنَا وَ یُزَکِّیۡکُمۡ وَ یُعَلِّمُکُمُ
الۡکِتٰبَ وَ الۡحِکۡمَۃَ وَ یُعَلِّمُکُمۡ مَّا لَمۡ تَکُوۡنُوۡا تَعۡلَمُوۡنَ ﴿۱۵۱﴾
فَاذۡکُرُوۡنِیۡۤ اَذۡکُرۡکُمۡ وَ اشۡکُرُوۡا لِیۡ وَ لَا تَکۡفُرُوۡنِ ﴿۱۵۲﴾ یٰۤاَیُّہَا
الَّذِیۡنَ اٰمَنُوا اسۡتَعِیۡنُوۡا بِالصَّبۡرِ وَ الصَّلٰوۃِ ؕ اِنَّ اللّٰہَ مَعَ




**એટલા માટે કે હું તમારી ઉપર મારી નિયામત પૂર્ણ કરી દઉં,[૧૫૧] અને આ આશાએ[૧૫૨] કે મારા આ હુકમના પાલનથી તમે એવી જ રીતે સફળતાનો માર્ગ પામશો જેવી રીતે (તમને આ વસ્તુથી સફળતા મળી કે) મેં તમારી અંદર ખુદ તમારામાંથી એક રસૂલ મોકલ્યો, જે તમને મારી આયતો સંભળાવે છે, તમારી જિંદગીઓને સુધારે છે, તમને ગ્રંથ અને ડહાપણનું શિક્ષણ આપે છે, અને તમને એ વાતો શિખવાડે છે જે તમે જાણતા ન હતાં. એટલા માટે તમે મને યાદ રાખો, હું તમને યાદ રાખીશ, અને મારો આભાર વ્યકત કરો, અને નિયામતોનો ઈનકાર ન કરો. (રુકૂઅ-૧૮)**

**[૧૫૩]હે લોકો જે ઈમાન લાવ્યાં છો, ધૈર્ય અને નમાઝની મદદ લો. અલ્લાહ ધૈર્યવાન લોકોની**

વિદ્વાનો વાસ્તવમાં આ વાત સારી રીતે જાણતા હતાં કે કા'બાને હઝરત ઈબ્રાહીમ અ.સ.એ બંધાવ્યું હતું અને આનાથી ઊલટું, બૈતલમકદિસ તેમના ૧૩૦૦ વર્ષ પછી હઝરત સુલૈમાન અ.સ. દ્વારા બાંધવામાં આવ્યું હતું તથા તેમના જમાનામાં કિબ્લા તરીકે ઠરાવવામાં આવ્યું. આ ઐતિહાસિક કિસ્સામાં તેમના માટે લેશમાત્ર પણ શંકાની ગુંજાશ ન હતી.

**(૧૪૯)** પહેલા કથન અને આના પછીના બીજા કથન વચ્ચે એક અવકાશ છે જેને શ્રોતા પોતે થોડો વિચાર કરીને ભરી શકે છે. અર્થાત્ નમાઝ જેને પઢવી હશે તેને ગમે તેમ કરીને કોઈને કોઈ દિશા તરફ મુખ કરવું જ પડશે, પરંતુ અસલ વસ્તુ એ દિશા નથી જે તરફ તમે વળો છો બલ્કે અસલ વસ્તુ એ ભલાઈઓ છે જેમને પ્રાપ્ત કરવા માટે તમે નમાઝ પઢો છો. એટલા માટે દિશા અને સ્થળની ચર્ચાને બદલે તમને ભલાઈઓની પ્રાપ્તિની જ ચિંતા હોવી જોઈએ.

**(૧૫૦)** એટલે કે અમારા આ હુકમનું પૂરેપૂરૂં પાલન કરો. કયારેય એવું ન થાય કે તમારામાંથી કોઈ માણસ નક્કી કરેલી દિશા સિવાય કોઈ બીજી દિશા તરફ મોઢું કરીને નમાઝ પઢતો જોવામાં આવે, નહીં તો તમારા શત્રુઓને તમારી સામે એવો વાંધો ઊભો કરવાની તક મળી જશે કે, વાહ ભાઈ, આ કેવી ઉમ્મતેવસત છે, કેવા સારા હક્કપરસ્તીના ગવાહ બન્યાં છે જે એમ પણ કહેતાં જાય છે કે, આ હુકમ અમારા માલિક તરફથી

الصّٰبِرِيْنَ ﴿١٥٣﴾ وَلَا تَقُوْلُوْا لِمَنْ يُّقْتَلُ فِيْ سَبِيْلِ اللّٰهِ اَمْوَاتٌ ؕ
بَلْ اَحْيَآءٌ وَّلٰكِنْ لَّا تَشْعُرُوْنَ ﴿١٥٤﴾ وَلَنَبْلُوَنَّكُمْ بِشَيْءٍ مِّنَ
الْخَوْفِ وَالْجُوْعِ وَنَقْصٍ مِّنَ الْاَمْوَالِ وَالْاَنْفُسِ وَالثَّمَرٰتِ ؕ
وَبَشِّرِ الصّٰبِرِيْنَ ﴿١٥٥﴾ الَّذِيْنَ اِذَآ اَصَابَتْهُمْ مُّصِيْبَةٌ ۙ قَالُوْٓا

**સાથે છે[૧૫૪] અને જે લોકો અલ્લાહના માર્ગમાં માર્યા જાય, તેમને મૃત ન કહો, આવા લોકો તો હકીકતમાં હયાત છે, પરંતુ તમને તેમની હયાતીનું ભાન થતું નથી.[૧૫૫] અને અમે જરૂર તમને ભય અને જોખમ, ભૂખ, જાનમાલના નુકસાન અને આવકોમાં ખોટમાં નાખીને તમારી અજમાયશ કરીશું. આવી પરિસ્થિતિમાં જે લોકો ધીરજ ધરે અને જયારે કોઈ મુસીબત આવી પડે, ત્યારે કહે કે**

આવેલો છે અને પછી તેનું ઉલ્લંઘન પણ કર્યે જાય છે.

**(૧૫૧)** નિયામતનો અર્થ અહીં એ જ ઈમામત અને આગેવાનીની નિયામત છે જે બનીઈસ્રાઈલ પાસેથી છીનવીને આ ઉમ્મતને આપવામાં આવી હતી. દુનિયામાં કોઈ પણ ઉમ્મત દ્વારા સચ્ચાઈ ઉપર ચાલવાનું આ એક સૌથી મોટું ફળ છે કે, તે અલ્લાહના કાનૂન વડે દુનિયાની કોમોની આગેવાન અને માર્ગદર્શક બનાવવામાં આવે તથા માનવજાતને ખુદાપરસ્તી અને સદાચારના રસ્તે ચલાવવાની સેવા તેને સોપંવામાં આવે. આ હોદ્દો જે ઉમ્મતને આપવામાં આવ્યો, હકીકતમાં તેની ઉપર અલ્લાહની કૃપા અને ઈનામ પૂર્ણ થઈ ગયાં. અલ્લાહતઆલા અહીં એમ કહી રહ્યો છે કે કા'બાના ફેરફારનો આ હુકમ વાસ્તવમાં આ હોદ્દા ઉપર તમારી નિમણૂંકની નિશાની છે એટલા માટે તમારે પણ અમારા આ હુકમનું પાલન કરવું જોઈએ કે અપકાર અને નાફરમાની કરવાથી કયાંક આ હોદ્દો તમારી પાસેથી છીનવી લેવામાં ન આવે. આનું અનુસરણ કરશો તો આ નિયામત તમારી ઉપર પૂર્ણ કરી દેવામાં આવશે.

**(૧૫૨)** અર્થાત્ આ હુકમનું પાલન કરતી વખતે આ આશા રાખો. આ શાહી વર્ણનશૈલી છે. રાજા દ્વારા પોતાની શાન દેખાડતાં લાપરવાહી સાથે કોઈ નોકરને એમ કહી દેવું કે, અમારા તરફથી અમુક એનાયત અને કૃપાના ઉમેદવાર રહો, એ વાત માટે પૂરતું હોય છે કે એ નોકર પોતાના ઘરે જઈ ઢોલ વગાડે અને તેને ચારે બાજુથી અભિનંદન મળવા માંડે.

**(૧૫૩)** ઈમામતના હોદ્દા પર નીમ્યા પછી હવે આ ઉમ્મતને આવશ્યક સૂચનાઓ આપવામાં આવી રહી છે. પરંતુ તમામ બીજી વાતો પહેલાં તેમને જે વાત સામે ચેતવવામાં આવી રહ્યાં છે તે આ છે કે, આ કોઈ પુષ્પશૈયા નથી કે જેની ઉપર તમે લોકોને સુવડાવવામાં આવી રહ્યાં હોય. આ તો એક બહુ જ મોટી અને જોખમી સેવા છે જેનો ભાર ઉપાડવાની સાથે જ તમારી ઉપર દરેક પ્રકારની મુસીબતોનો વરસાદ થવા માંડે. ભારે

إِنَّا لِلّٰهِ وَ إِنَّآ إِلَيْهِ رٰجِعُوْنَ ﴿١٥٦﴾ أُولٰٓئِكَ عَلَيْهِمْ صَلَوٰتٌ مِّنْ
رَّبِّهِمْ وَ رَحْمَةٌ قف وَ أُولٰٓئِكَ هُمُ الْمُهْتَدُوْنَ ﴿١٥٧﴾ إِنَّ
الصَّفَا وَ الْمَرْوَةَ مِنْ شَعَآئِرِ اللّٰهِ ج فَمَنْ حَجَّ الْبَيْتَ اَوِ
اعْتَمَرَ فَلَا جُنَاحَ عَلَيْهِ اَنْ يَّطَّوَّفَ بِهِمَا ط وَ مَنْ تَطَوَّعَ

**"અમે અલ્લાહનાં જ છીએ અને અલ્લાહની જ તરફ અમારે પાછા વળીને જવાનું છે."[૧૫૬] તેમને ખુશખબર આપી દો. તેમની ઉપર તેમના માલિક તરફથી મોટી મહેરબાનીઓ થશે, તેની કૃપા તેમની ઉપર છાંયડો કરશે અને આવાં જ લોકો સદ્‌માર્ગી ચાલનારાં છે.**

**નિઃશંક સફા અને મરવહ અલ્લાહની નિશાનીઓમાંથી છે. એટલા માટે જે માણસ બયતુલ્લાહની હજ્જ અથવા ઉમરહ કરે,[૧૫૭] તે આ બન્ને ટેકરીઓ વચ્ચે સઈ કરી લે[૧૫૮] અને જે રાજીખુશીથી કોઈ ભલાઈનું**

---

અજમાયશોમાં નાખવામાં આવશો, જાત જાતના નુકસાનો ભોગવવાં પડશે, અને જ્યારે ધૈર્ય અને મક્કમતાપૂર્વક, સાહસ અને દ્રઢતા સાથે, આ તમામ મુશ્કેલીઓનો સામનો કરીને ખુદાના માર્ગમાં આગળ વધતાં જશો ત્યારે તમારી ઉપર કૃપાઓનો વરસાદ થશે.

**(૧૫૪)** એટલે કે આ ભારે સેવાનો બોજો ઉપાડવા માટે જે શક્તિની જરૂર છે તે તમને બે વસ્તુઓમાંથી પ્રાપ્ત થશે. એક આ કે, ધીરજનો ગુણ તમારી અંદર વિકસાવો. બીજું આ કે, નમાઝ ઉપર અમલ દ્વારા તમારી જાતને મજબૂત કરો. આગળ જતાં અલગ અલગ જગ્યાએ આ બાબતમાં સ્પષ્ટતાઓ મળશે કે ધીરજ અનેક ખૂબ જ મહત્ત્વના નૈતિક ગુણો માટે એક સર્વગ્રાહી શીર્ષક છે, અને હકીકતમાં આ સફળતાની એ ચાવી છે કે જેના વિના કોઈ માણસ કોઈપણ હેતુમાં સફળ થઈ શકતો નથી. આવી જ રીતે આગળ જતાં નમાઝ વિષે પણ વિગતવાર રીતે જાણવા મળશે કે તે કઈ કઈ રીતે મુસલમાનો તથા મુસલમાનોના સમુદાયને આ મોટ કાર્ય માટે તૈયાર કરે છે.

**(૧૫૫)** મોતનો શબ્દ અને તેની કલ્પના માનવીના મગજ ઉપર એક હતાશ કરી નાખનારી અસર ઉપજાવે છે. એટલા માટે મનાઈ કરવામાં આવી છે કે અલ્લાહના માર્ગમાં શહીદ થનારા લોકોને મૃત-મરેલાં-કહેવામાં આવે, કેમ કે આનાથી મુસ્લિમ સમુદાયમાં જિહાદ અને યુદ્ધની ભાવના તેમજ જાનની કુરબાની આપવાનો આત્મા ઠંડો પડી જવાનો ભય છે. આના બદલે એવો હુકમ આપવામાં આવ્યો કે ઈમાનવાળા તેમના મગજમાં આ ખ્યાલ બરાબર જમાવી લે કે જે માણસ અલ્લાહના માર્ગમાં જીવન અર્પણ કરે છે તે હકીકતમાં શાશ્વત જીવન પામે છે. આ ખ્યાલ હકીકત પ્રમાણે પણ છે અને આનાથી વીરતાની ભાવના પણ તાજગી પામે છે અને તાજી રહે છે.

خَيْرًا ۙ فَاِنَّ اللّٰهَ شَاكِرٌ عَلِيْمٌ ﴿۱۵۸﴾ اِنَّ الَّذِيْنَ يَكْتُمُوْنَ
مَآ اَنْزَلْنَا مِنَ الْبَيِّنٰتِ وَالْهُدٰى مِنْۢ بَعْدِ مَا بَيَّنّٰهُ
لِلنَّاسِ فِى الْكِتٰبِ ۙ اُولٰٓئِكَ يَلْعَنُهُمُ اللّٰهُ وَيَلْعَنُهُمُ
اللّٰعِنُوْنَ ﴿۱۵۹﴾ اِلَّا الَّذِيْنَ تَابُوْا وَاَصْلَحُوْا وَبَيَّنُوْا
فَاُولٰٓئِكَ اَتُوْبُ عَلَيْهِمْ ۚ وَاَنَا التَّوَّابُ الرَّحِيْمُ ﴿۱۶۰﴾

**કામ કરશે,[૧૫૯] અલ્લાહને તેની જાણ છે અને તે તેની કદર કરનાર છે.**

**જે લોકો અમારા ઊતારેલા સ્પષ્ટ શિક્ષણ અને માર્ગદર્શનને છુપાવે છે, એ પછી પણ કે જ્યારે અમે તેમને તમામ મનુષ્યોના માર્ગદર્શન માટે અમારા ગ્રંથમાં વર્ણવી ગયેલાં છીએ, વિશ્વાસ રાખો કે અલ્લાહ પણ તેમની ઉપર ફિટકાર કરે છે અને તમામ ફિટકાર કરનારાં પણ તેમની ઉપર ફિટકાર કરે છે.[૧૬૦] અલબત્ત, જે આ વર્તન છોડી દે અને તેમનું વર્તન સુધારી લે અને જે કંઈ છુપાવતા હતાં, તેને વર્ણવવા લાગે, તેમને હું માફ કરી દઈશ અને હું મોટો દરગુજર કરનાર અને દયાળુ છું.**

**(૧૫૬)** કહેવાનો આશય માત્ર મોઢેથી શબ્દો બોલવાં એમ નથી, બલ્કે હૃદયથી આ વાતને માનવી છે કે, ‘‘અમે અલ્લાહનાં જ છીએ’’ એટલા માટે અલ્લાહના માર્ગમાં અમારી જે વસ્તુ પણ કુરબાન થઈ તે જાણે કે સાચી રીતે તેના ઉપયોગ માટે વપરાઈ, જેની વસ્તુ હતી તેના જ કામમાં આવી ગઈ અને ‘‘અલ્લાહની તરફ અમારે પાછા વળવાનું છે’’ એટલે કે ગમે તે સંજોગોમાં હંમેશ માટે આ દુનિયામાં રહેવાનું નથી, છેવટે મોડાં કે વહેલાં જવાનું તો ખુદાની પાસે જ છે. તો પછી શા માટે તેના માર્ગમાં જાન લડાવીને તેની સમક્ષ હાજર ન થઈએ. આ એના કરતાં લાખ દરજ્જે બહેતર વાત છે કે આપણે આપણી ઈચ્છાઓ પંપાળવામાં લાગેલાં રહીએ અને એ જ હાલતમાં, આપણા મૃત્યુના જ સમયે કોઈ બીમારી કે અકસ્માતનો ભોગ બની જઈએ.

**(૧૫૭)** ઝુલહજ્જની નક્કી કરેલી તારીખોમાં કા’બાની જે ઝિયારત કરવામાં આવે છે તેનું નામ હજ્જ છે અને એ તારીખો સિવાય બીજા કોઈ સમયે જે ઝિયારત કરવામાં આવે છે તેનું નામ ઉમરહ છે.

**(૧૫૮)** સફા અને મરવહ મસ્જિદેહરામની નજીક આવેલી બે ટેકરીઓ છે જેમની વચ્ચે દોડવું એ કુલ વિધિઓમાંથી હતું, જે અલ્લાહતઆલાએ હઝરત ઈબ્રાહીમ અ.સ.ને શીખવાડી હતી. પાછળથી જ્યારે મક્કા અને આસપાસના તમામ વિસ્તારમાં શિર્કયુક્ત અજ્ઞાન ફેલાઈ ગયું ત્યારે સફા ઉપર ‘‘ઈસાફ’’ તથા મરવહ ઉપર ‘‘નાઈલા’’ ના સ્થાનકો બનાવી લેવામાં આવ્યાં અને એમની ફરતે તવાફ થવા લાગ્યો. પછી જ્યારે નબી

إِنَّ الَّذِينَ كَفَرُوا وَمَاتُوا وَهُمْ كُفَّارٌ أُولَٰئِكَ عَلَيْهِمْ لَعْنَةُ اللَّهِ
وَالْمَلَائِكَةِ وَالنَّاسِ أَجْمَعِينَ ﴿١٦١﴾ خَالِدِينَ فِيهَا ۖ لَا يُخَفَّفُ

**જે લોકોએ કુફ્રનો માર્ગ[૧૬૧] અપનાવ્યો અને કુફ્રની હાલતમાં જ મૃત્યુ પામ્યાં, તેમની ઉપર અલ્લાહ અને ફરિશ્તા અને તમામ મનુષ્યોની ફિટકાર છે. આ જ ફિટકારની હાલતમાં તેઓ સદાય રહેશે, ન તો તેમની સજામાં**

સ.અ.વ.ની મારફતે ઈસ્લામનો પ્રકાશ આરબવાસીઓ સુધી પહોંચ્યો ત્યારે મુસલમાનોના દિલોમાં આ વાત ખટકવા માંડી કે શું સફા અને મરવહ વચ્ચે દોડવું હજ્જની મૂળ વિધિઓમાંથી છે કે પછી શિર્કકાળ વખતે ઉપજાવી કાઢેલી વિધિ છે, અને શું આ દોડવાથી (સઈ કરવાથી) અમે કોઈ શિર્કયુક્ત કૃત્ય તો નહીં કરી નાખશું ને? બીજું, હઝરત આઇશા રદિ.ની એક રિવાયત ઉપરથી જણાય છે કે મદીનાવાસીઓના દિલોમાં પહેલાંથી જ સફા અને મરવહ વચ્ચે સઈ કરવા વિષે અણગમો હતો, કેમ કે તેઓ મનાતમાં આસ્થા ધરાવતા હતાં અને અસાફ તથા નાઈલાને માનતા ન હતાં. આ જ કારણોસર એ જરૂરી બન્યું કે મસ્જિદેહરામને કિબ્લો ઠરાવતી વખતે એ ગેરસમજો દૂર કરી દેવામાં આવે જે સફા અને મરવહ વિષે પ્રવર્તતી હતી અને લોકોને જણાવી દેવામાં આવે કે આ બંને સ્થળો વચ્ચે સઈ કરવી હજ્જની અસલ વિધિઓમાંથી છે અને આ સ્થળોની પવિત્રતા ખુદા તરફથી છે, નહીં કે જહાલતના જમાનાની ઉપજાવી કાઢેલી વાતો ઉપર.

**(૧૫૯)** એટલે કે સારૂં તો આ છે કે આ કામ ખૂબ મન પરોવીને કરો, આમ પણ હુકમનો અમલ કરવા માટે તો કરવું જ પડશે.

**(૧૬૦)** યહૂદી વિદ્વાનોનો સૌથી મોટો કસૂર આ હતો કે તેમણે અલ્લાહની કિતાબના જ્ઞાનનો ફેલાવો કરવાના બદલે તેને રબ્બીઓ તથા ધાર્મિક ધંધાદારીઓના એક મર્યાદિત વર્ગમાં કેદ કરી રાખ્યું હતું, અને આમ જનતાની તો વાત દૂર રહી, ખુદ યહૂદી ઓ સુદ્ધાંને પણ તેનો સ્પર્શ કરવા દીધો ન હતો. પછી જ્યારે સર્વવ્યાપી અજ્ઞાનના કારણે તેમની અંદર ગુમરાહીઓ ફેલાઈ ગઈ ત્યારે વિદ્વાનોએ તેમને સુધારવાનો કોઈ પ્રયત્ન ન કર્યો, એટલું જ નહીં બલ્કે તેઓ જનતામાં તેમની લોકપ્રિયતા ટકાવી રાખવા માટે એ દરેક ગુમરાહી અને નવીન વાતને, કે જેનો રિવાજ પડી જતો હતો, તેમના અમલ અને વાતો વડે કે પછી તેમના મૌન વડે કાયદેસરતા પૂરી પાડવા માંડયાં. આનાથી જ બચવાની તાકીદ મુસલમાનોને કરવામાં આવી રહી છે. દુનિયાના માર્ગદર્શનનું કામ જે ઉમ્મતને સોંપવામાં આવે તેની આ ફરજ બને છે કે આ માર્ગદર્શનને વધુને વધુ ફેલાવે, ન કે કંજૂસના માલની જેમ તેને સંતાડીને રાખે.

**(૧૬૧)** ‘‘કુફ્ર’’નો મૂળ અર્થ છુપાવવું છે. આમાંથી જ ઇનકારનો અર્થ નીકળ્યો અને આ શબ્દ ઈમાનની તુલનામાં બોલવામાં આવે છે. ઈમાનનો અર્થ છે માનવું, સ્વીકારવું, માથું ઝૂકાવવું. આનાથી ઊલટું કુફ્રનો અર્થ છે, ન માનવું, રદ કરી દેવું, ઈનકાર કરવો. કુર્આનની રૂએ કુફ્રના વર્તનના ત્રણ રૂપો છે:

એક આ કે, માણસ ધરમૂળ થી જ ખુદાને ન માને, અથવા તેની સર્વોપરી સત્તાનો સ્વીકાર ન કરે અને તેને

عَنۡهُمُ الۡعَذَابُ وَلَا هُمۡ يُنۡظَرُوۡنَ ۝١٦٢ وَاِلٰهُكُمۡ اِلٰهٌ وَّاحِدٌ ۚ لَاۤ اِلٰهَ
اِلَّا هُوَ الرَّحۡمٰنُ الرَّحِيۡمُ ۝١٦٣ ع اِنَّ فِىۡ خَلۡقِ السَّمٰوٰتِ وَالۡاَرۡضِ
وَاخۡتِلَافِ الَّيۡلِ وَالنَّهَارِ وَالۡفُلۡكِ الَّتِىۡ تَجۡرِىۡ فِى الۡبَحۡرِ بِمَا يَنۡفَعُ
النَّاسَ وَمَاۤ اَنۡزَلَ اللّٰهُ مِنَ السَّمَآءِ مِنۡ مَّآءٍ فَاَحۡيَا بِهِ الۡاَرۡضَ
بَعۡدَ مَوۡتِهَا وَبَثَّ فِيۡهَا مِنۡ كُلِّ دَآبَّةٍ ۖ وَّتَصۡرِيۡفِ الرِّيٰحِ وَالسَّحَابِ
الۡمُسَخَّرِ بَيۡنَ السَّمَآءِ وَالۡاَرۡضِ لَاٰيٰتٍ لِّقَوۡمٍ يَّعۡقِلُوۡنَ ۝١٦٤




**ઘટાડો થશે અને ન તો તેમને ફરીથી બીજી મહેતલ આપવામાં આવશે.**

**તમારો ખુદા એક જ ખુદા છે, એ રહ્‌માન અને રહીમ સિવાય બીજો કોઈ ખુદા નથી. (રુકૂઅ-૧૯) (આ હકીકતને ઓળખવા માટે જો કોઈ નિશાની અને ઓળખ જોઈતી હોય તો) જે લોકો બુદ્ધિનો ઉપયોગ કરે છે તેમના માટે આકાશો અને ધરતીની રચનામાં, રાત અને દિવસના સતત એકબીજાની પાછળ આવવામાં, એ વહાણોમાં જે મનુષ્યના ફાયદાની વસ્તુઓ લઈને નદીઓ અને સમુદ્રોમાં ચાલે છે, વરસાદના એ પાણીમાં જેને અલ્લાહ ઉપરથી વરસાવે છે પછી તેના વડે ધરતીને જીવન બક્ષે છે અને તેની આ જ વ્યવસ્થા વડે ધરતીમાં દરેક પ્રકારના સજીવ સર્જનોને ફેલાવે છે, પવનોના ભ્રમણમાં, અને એ વાદળોમાં જે આકાશો અને ધરતી વચ્ચે હુકમને આધીન બનાવીને રાખવામાં આવ્યાં છે, અસંખ્ય નિશાનીઓ છે.**[૧૬૨]

---

તમામ જગતનો માલિક અને ખુદા માનવાનો ઇનકાર કરી દે, અથવા તેને એકમાત્ર માલિક અને ખુદા ન માને.

બીજો આ કે, અલ્લાહને તો માને પરંતુ તેના હુકમો અને માર્ગદર્શનને જ્ઞાન અને કાયદાનું એકમાત્ર સ્રોત માનવાનો ઇનકાર કરી દે.

ત્રીજું આ કે, સૈદ્ધાંતિક રીતે એ વાતને પણ માની લે કે તેણે અલ્લાહના માર્ગદર્શન પ્રમાણે જ ચાલવું જોઈએ પરંતુ અલ્લાહ પોતાના માર્ગદર્શન અને હુકમોને ઓળખવા માટે જે પયગમ્બરોને માધ્યમ બનાવે છે તેમને ન સ્વીકારે.

ચોથું આ કે, પયગમ્બરોની વચ્ચે ભેદભાવ કરે અને પોતાની પસંદ અથવા પોતાના પૂર્વગ્રહોને આધારે એમનામાંથી કોઈને માને અને કોઈને ન માને.

પાંચમું આ કે, પયગમ્બરોએ ખુદાના તરફથી માન્યતાઓ, નીતિમત્તા અને જીવનના નિયમો વિશે જે

وَمِنَ النَّاسِ مَنْ يَّتَّخِذُ مِنْ دُوْنِ اللّٰهِ اَنْدَادًا يُّحِبُّوْنَهُمْ
كَحُبِّ اللّٰهِ ؕ وَالَّذِيْنَ اٰمَنُوْٓا اَشَدُّ حُبًّا لِّلّٰهِ ؕ وَلَوْ يَرَى الَّذِيْنَ

**(પરંતુ માલિકના એકાકીપણા માટે દલીલ કરનારી આ ખુલ્લી નિશાનીઓ હોવા છતાં પણ) કેટલાક લોકો એવાં છે જે અલ્લાહ સિવાય બીજાંને તેના સમકક્ષ અને હરીફ બનાવે છે[૧૬૩] અને તેમના એટલી હદે મોહિત છે જેટલો મોહ અલ્લાહની સાથે હોવો જોઈએ. — જો કે ઈમાનવાળા લોકો સૌથી વધારે અલ્લાહને ચાહે છે[૧૬૪] — અફસોસ, સજાને સામે જોઈને તેમને જે દેખાવાનું છે તે**

શિક્ષણનું વર્ણન કર્યું છે તેમને અથવા તો તેમાંથી કોઈ વસ્તુનો સ્વીકાર ન કરે.

છઠ્ઠું આ કે, વિચારધારાની રીતે તો આ બધી જ વસ્તુઓને માની લે પરંતુ વ્યવહારમાં ઈરાદાપૂર્વક અલ્લાહના હુકમોનું ઉલ્લંઘન કરે અને આ ઉલ્લંઘન માટે આગ્રહ કરતો રહે. અને દુનિયાના જીવનમાં પોતાના વલણનો આધાર આજ્ઞાપાલન ઉપર નહીં બલ્કે નાફરમાની ઉપર જ રાખે.

આ તમામ જુદી જુદી વિચાર તથા અમલની રીતો અલ્લાહની સામે બગાવત છે અને આમાંથી દરેક વલણને કુર્આન કુફ્રનું નામ આપે છે. આ ઉપરાંત અમુક જગ્યાએ કુર્આનમાં કુફ્ર શબ્દ નિયામતો બદલ અપકારના અર્થમાં પણ વાપરવામાં આવ્યો છે, તથા આભારની વિરૂદ્ધ વાપરવામાં આવ્યો છે. આભારનો અર્થ આ છે કે જેણે નિયામત આપી છે, માનવી તેનો આભારી બને, તેના ઉપકારની કદર કરે, તેની આપેલી નિયામતને તેની પ્રસન્નતા પ્રમાણે વાપરે, અને તેનું હૃદય તેના ઉપકાર કરનાર માટે વફાદારીની લાગણીથી ભરપૂર હોય અને આનો કુફ્ર અથવા નિયામતનો ઈનકાર આ છે કે, માણસ કાં તો તેના ઉપકારકના ઉપકારને જ ન માને તથા તેને પોતાની કાબેલિયત અથવા બીજા કોઈની મહેરબાની અથવા ભલામણનું પરિણામ માને, અથવા તેની આપેલી નિયામતની નાકદરી કરે અને તેને વેડફી નાખે, અથવા તેની નિયામતનો તેની મરજી વિરૂદ્ધ ઉપયોગ કરે, અથવા તેના ઉપકારો છતાં તેની સાથે વિદ્રોહ અને બેવફાઈ કરે. આ પ્રકારના કુફ્રને આપણી ભાષામાં સામાન્ય રીતે એહસાન ફરામોશી, નમક હરામી, ગદ્દારી અને અપકારના શબ્દો વડે વ્યકત કરવામાં આવે છે.

**(૧૬૨)** એટલે કે જો માનવી સૃષ્ટિના આ કારખાનાને, કે જે રાત-દિવસ તેની આંખોની સામે ચાલી રહ્યું છે, ફકત પશૂઓની જેમ ન જુએ બલ્કે બુદ્ધિનો ઉપયોગ કરીને આ વ્યવસ્થાતંત્ર ઉપર વિચાર કરે, અને જીદ અથવા પૂર્વગ્રહથી મુક્ત થઈને વિચારે તો આ નિશાનીઓ જે તેને દેખાઈ રહી છે તે પરિણામ ઉપર પહોંચવા માટે બિલકુલ પૂરતી છે કે આ ભવ્ય વ્યવસ્થા એક જ સર્વશક્તિશાળી હિકમતવાળી હસ્તીના હુકમથી ચાલે છે, બધાં જ અધિકારો અને સત્તાઓ સંપૂર્ણપણે એકલા તેના જ હાથમાં છે, બીજા કોઈને આપખુદ રીતે દખલગીરી કરવા અથવા તો ભાગીદારી કરવા માટે આ તંત્રમાં રજમાત્ર પણ ગુંજાશ નથી. એટલા માટે હકીકતમાં તે જ એક ખુદા દુનિયાની તમામ વસ્તુઓનો ખુદા છે, તેના સિવાય બીજી કોઈ હસ્તી કોઈ પણ પ્રકારના અધિકારો ધરાવતી જ નથી અને ખુદાઈમાં તેનો કોઈ હિસ્સો નથી.

**(૧૬૩)** એટલે ખુદાઈના જે ગુણો અલ્લાહના માટે વિશિષ્ટ છે તેમાંથી અમુકને બીજાંના નામે ચઢાવે છે

ظَلَمُوْٓا اِذْ يَرَوْنَ الْعَذَابَ ۙ اَنَّ الْقُوَّةَ لِلّٰهِ جَمِيْعًا ۙ وَّ اَنَّ
اللّٰهَ شَدِيْدُ الْعَذَابِ ﴿۱۶۵﴾ اِذْ تَبَرَّاَ الَّذِيْنَ اتُّبِعُوْا مِنَ
الَّذِيْنَ اتَّبَعُوْا وَ رَاَوُا الْعَذَابَ وَ تَقَطَّعَتْ بِهِمُ الْاَسْبَابُ ﴿۱۶۶﴾
وَ قَالَ الَّذِيْنَ اتَّبَعُوْا لَوْ اَنَّ لَنَا كَرَّةً فَنَتَبَرَّاَ مِنْهُمْ كَمَا
تَبَرَّءُوْا مِنَّا ؕ كَذٰلِكَ يُرِيْهِمُ اللّٰهُ اَعْمَالَهُمْ حَسَرٰتٍ
عَلَيْهِمْ ؕ وَ مَا هُمْ بِخٰرِجِيْنَ مِنَ النَّارِ ﴿۱۶۷﴾ ع




**આજે જ આ જુલમીઓને દેખાઈ જાય કે તમામ શક્તિઓ અને સર્વ અધિકારો અલ્લાહના જ કબજામાં છે અને આ કે અલ્લાહ સજા આપવામાં પણ ઘણો સખત છે. જ્યારે તે સજા આપશે તે વખતે હાલત એવી હશે કે એ જ આગેવાનો અને નેતાઓ કે જેમનું દુનિયામાં અનુસરણ કરવામાં આવ્યું હતું, તેમના અનુયાયીઓ સાથે અલગતા જાહેર કરશે, પરંતુ સજા પામીને રહેશે અને તેમના બધાં જ સાધનોનો સંબંધ કપાઈ જશે. અને એ લોકો જે દુનિયામાં તેમનું અનુસરણ કરતા હતાં કહેશે કે કદાચ અમને ફરીથી એક તક આપવામાં આવી હોત તો જેવી રીતે આજે આ લોકો અમારી સાથે અલગતા જાહેર કરી રહયાં છે, અમે એમના પ્રત્યે નારા જ થઈને દેખાડી દેત.[૧૬૫] આમ, અલ્લાહ આ લોકોના એ કર્મો કે જે આ લોકો દુનિયામાં કરી રહ્યાં છે, તેમની સામે એવી રીતે લાવશે કે તેઓ પસ્તાવો અને અફસોસ કરતાં રહેશે પરંતુ આગમાંથી નીકળવાનો કોઈ માર્ગ પામશે નહીં. (રુકૂઅ-૨૦)**

અને ખુદા હોવાની હેસિયતથી બંદાઓ ઉપર અલ્લાહતઆલાના જે હક્કો છે એ બધાં અથવા તેમાંથી અમુક હક્કો આ લોકો એ બીજાં બનાવટી ખુદાઓને નામે ચઢાવે છે. દા.ત. સૃષ્ટિ ઉપર શાસન, જરૂરિયાતો પૂરી કરવી, સંકટ દૂર કરવાં, ફરિયાદ સાંભળવી, પ્રાર્થનાઓ સાંભળવી, તથા દ્રશ્ય અને અદ્રશ્ય દરેક વસ્તુથી વાકેફ હોવું. આ બધાં જ અલ્લાહના વિશિષ્ટ ગુણો છે. અને આ માત્ર અલ્લાહનો જ હક્ક છે કે બંદાઓ તેને જ સર્વસત્તાધીશ માને, તેની જ સામે બંદગીના એકરારરૂપે માથું ઝૂકાવે, જરૂરિયાતો પૂરી કરવા માટે તેની તરફ વળે, મદદ માટે તેને જ પોકારે, તેની જ ઉપર ભરોસો કરે, તેની પાસેથી જ આશાઓ રાખે અને જાહેરમાં અને છૂપી રીતે તેનાથી જ ડરે. આવી જ રીતે રાજ્યનો માલિક હોવાની હેસિયતથી આ હોદ્દો પણ અલ્લાહનો છે કે તેની રૈયત માટે હલાલ અને હરામની મર્યાદાઓ નક્કી કરે, તેમની ફરજો અને અધિકારો નક્કી કરે, તેમને કરવાના અને ન કરવાના કામોના હુકમો આપે, અને તેમને જણાવે કે તેની આપેલી શક્તિઓ અને તેણે બક્ષેલાં

يَٰٓأَيُّهَا ٱلنَّاسُ كُلُوا۟ مِمَّا فِى ٱلْأَرْضِ حَلَٰلًا طَيِّبًا وَلَا
تَتَّبِعُوا۟ خُطُوَٰتِ ٱلشَّيْطَٰنِ ۚ إِنَّهُۥ لَكُمْ عَدُوٌّ مُّبِينٌ ﴿١٦٨﴾
إِنَّمَا يَأْمُرُكُم بِٱلسُّوٓءِ وَٱلْفَحْشَآءِ وَأَن تَقُولُوا۟ عَلَى ٱللَّهِ
مَا لَا تَعْلَمُونَ ﴿١٦٩﴾ وَإِذَا قِيلَ لَهُمُ ٱتَّبِعُوا۟ مَآ أَنزَلَ ٱللَّهُ
قَالُوا۟ بَلْ نَتَّبِعُ مَآ أَلْفَيْنَا عَلَيْهِ ءَابَآءَنَآ ۗ أَوَلَوْ كَانَ
ءَابَآؤُهُمْ لَا يَعْقِلُونَ شَيْـًٔا وَلَا يَهْتَدُونَ ﴿١٧٠﴾ وَمَثَلُ
ٱلَّذِينَ كَفَرُوا۟ كَمَثَلِ ٱلَّذِى يَنْعِقُ بِمَا لَا يَسْمَعُ إِلَّا

**લોકો ! ધરતીમાં જે હલાલ અને પાક વસ્તુઓ છે તેમને ખાઓ અને શૈતાનના ચીંધેલા માર્ગો ઉપર ન ચાલો.[૧૬૬] તે તમારો ખુલ્લો દુશ્મન છે, તમને બૂરાઈ અને નિર્લજ્જતાની આજ્ઞા આપે છે અને એમ શિખવાડે છે કે તમે અલ્લાહના નામે એ વાતો કહો જેમના વિષે તમને જ્ઞાન નથી કે તે અલ્લાહે કહી છે.[૧૬૭]**

**તેમને જ્યારે કહેવામાં આવે છે કે અલ્લાહે જે આદેશો ઊતાર્યાં છે તેમનું પાલન કરો ત્યારે જવાબ આપે છે કે અમે તો એ જ રીતનું અનુસરણ કરીશું જેની ઉપર અમે અમારા બાપદાદાને જોયાં છે.[૧૬૮] સારૂં, જો તેમના બાપદાદાએ અક્કલનો જરાય ઉપયોગ ન કર્યો હોય અને સીધો માર્ગ ન પામ્યાં હોય તો શું તમે છતાં પણ તેઓ તેમનું જ અનુસરણ કરતાં રહેશે ? આ લોકો કે જેમણે અલ્લાહે જણાવેલા માર્ગ ઉપર ચાલવાનો ઈનકાર કરી દીધો છે તેમની સ્થિતિ બરાબર એવી છે જેમકે ચારનાર ઢોરને બોલાવે છે અને તેઓ હાકોટાં સિવાય**

સાધનોને તેઓ કેવી રીતે કયા કામોમાં કયા હેતુઓ માટે વાપરે. અને આ માત્ર અલ્લાહનો જ હક્ક છે કે બંદા તેની બાદશાહીનો સ્વીકાર કરે, તેના હુકમને કાયદાનો સ્રોત માને, તેને જ કરવાના અને ન કરવાના કામો નિયત કરવા માટેનો અધિકારી માને, પોતાના જીવનની બાબતોમાં તેના હુકમને નિર્ણાયક ગણે, અને માર્ગદર્શન માટે તેની જ તરફ વળે. જે માણસ ખુદાના આ ગુણોમાંથી કોઈપણ ગુણને બીજાના નામે ચઢાવે અને તેના આ હક્કોમાંથી કોઈ એક હક્ક પણ બીજા કોઈને આપે તે હકીકતમાં તેને ખુદાનો સમકક્ષ અને સમોવડિયો બનાવે છે અને આવી રીતે જે માણસ અથવા જે સંસ્થા આ ગુણોમાંથી કોઈ ગુણનો દાવો કરતી હોય અને આ

دُعَآءً وَّ نِدَآءً ؕ صُمٌّۢ بُكۡمٌ عُمۡىٌ فَهُمۡ لَا يَعۡقِلُوۡنَ ﴿۱۷۱﴾ يٰۤاَيُّهَا
الَّذِيۡنَ اٰمَنُوۡا كُلُوۡا مِنۡ طَيِّبٰتِ مَا رَزَقۡنٰكُمۡ وَاشۡكُرُوۡا
لِلّٰهِ اِنۡ كُنۡتُمۡ اِيَّاهُ تَعۡبُدُوۡنَ ﴿۱۷۲﴾ اِنَّمَا حَرَّمَ عَلَيۡكُمُ

**કંઈ સાંભળતાં નથી.[૧૬૯] આ લોકો બહેરાં છે, મૂંગાં છે, આંધળાં છે, તેથી કોઈ વાત તેમની સમજમાં આવતી નથી.**

**હે લોકો જે ઈમાન લાવ્યાં છો, જો તમે ખરેખર અલ્લાહની જ બંદગી કરનારાં છો તો જે પાક વસ્તુઓ અમે તમને એનાયત કરી છે તેમને વિના સંકોચે ખાઓ અને અલ્લાહનો આભાર માનો.[૧૭૦] અલ્લાહના તરફથી જો કોઈ પ્રતિબંધ તમારી ઉપર છે તો તે આ છે**

હક્કોમાંથી કોઈ હક્કનો મનુષ્યો પાસે તકાદો કરતી હોય તો તે પણ હકીકતમાં ખુદાના સમકક્ષ અને સમોવડિ બને છે, પછી ભલે મોઢેથી તે ખુદાઈનો દાવો કરે કે ન કરે.

**(૧૬૪)** એટલે કે ઈમાનનો તકાદો છે કે, માણસ માટે અલ્લાહની પ્રસન્નતા બીજા દરેકની પ્રસન્નતા ઉપર પ્રાથમિકતા ધરાવતી હોય અને કોઈ વસ્તુનો પ્રેમ પણ તેના દિલમાં એ દરજ્જો અને સ્થાન પ્રાપ્ત ન કરી લે કે તે અલ્લાહના પ્રેમ ઉપર તેને કુરબાન ન કરી શકતો હોય.

**(૧૬૫)** અહીં ખાસ કરીને ગુમરાહ કરનારા આગેવાનો અને લીડરો અને તેમના મૂર્ખ અનુયાયીઓના પરિણામનો એટલા માટે ઉલ્લેખ કરવામાં આવ્યો છે કે જે ભૂલમાં પડીને આગળની ઉમ્મતો ભટકી ગઈ હતી તેનાથી મુસલમાનો ચેતતાં રહે અને આગેવાનોમાં ભેદ કરવાનું શીખે તથા ખોટી નેતાગીરી કરનારાઓની પાછળ ચાલવાથી બચે.

**(૧૬૬)** એટલે કે ખાવાપીવાની બાબતમાં એ તમામ બંધનોને તોડી નાખો જે વહેમો અને અજ્ઞાનતાના રિવાજોને આધારે લાગેલાં છે.

**(૧૬૭)** એટલે કે આ વહેમ આધારિત રિવાજો અને બંધનો વિષે એવો ખ્યાલ કે, આ બધા જ ધાર્મિક હુકમો છે જે ખુદા તરફથી શિખવાડવામાં આવ્યાં છે, તે હકીકતમાં શૈતાની ભ્રમની કરામત છે, એટલા માટે કે હકીકતમાં આ બધાં ખુદા તરફથી છે, તેના માટે કોઈ સનદ નથી.

**(૧૬૮)** એટલે કે આ બંધનો માટે તેમની પાસે કોઈ સનદ કે દલીલ આ સિવાય નથી કે બાપદાદાના જમાનાથી આમ જ ચાલતું આવ્યું છે. મૂર્ખાઓ સમજે છે કે, કોઈ પણ પ્રકારના અનુસરણ માટે આ દલીલ પૂરતી છે.

**(૧૬૯)** આ ઉદાહરણના બે પાસાં છે : એક આ કે આ લોકોની દશા એ બુદ્ધિહીન પશુઓ જેવી છે જેના ટોળાં પોતપોતાના ચારકોની પાછળ ચાલતાં રહે છે અને કંઈ પણ સમજ્યા વિના તેમના હાકોટા પ્રમાણે ચાલે છે. અને બીજું પાસું આ છે કે, તેમને ધાર્મિક સંદેશ આપતી વખતે એવું લાગે છે કે જાણે પશુઓને સંબોધન કરવામાં

الْمَيْتَةَ وَالدَّمَ وَلَحْمَ الْخِنْزِيْرِ وَمَآ اُهِلَّ بِهٖ لِغَيْرِ اللّٰهِ ۚ فَمَنِ
اضْطُرَّ غَيْرَ بَاغٍ وَّلَا عَادٍ فَلَآ اِثْمَ عَلَيْهِ ۭ اِنَّ اللّٰهَ غَفُوْرٌ رَّحِيْمٌ ﴿۱۷۳﴾
اِنَّ الَّذِيْنَ يَكْتُمُوْنَ مَآ اَنْزَلَ اللّٰهُ مِنَ الْكِتٰبِ وَيَشْتَرُوْنَ
بِهٖ ثَمَنًا قَلِيْلًا ۙ اُولٰۗىِٕكَ مَا يَاْكُلُوْنَ فِيْ بُطُوْنِهِمْ اِلَّا النَّارَ

**કે મરણ પામેલું ન ખાઓ, લોહીથી અને ડુક્કરના માંસથી દૂર રહો, અને કોઈ એવી વસ્તુ ન ખાઓ જેની ઉપર અલ્લાહ સિવાય બીજા કોઈનું નામ લેવામાં આવ્યું હોય.[૧૭૧] હા, જે માણસ મજબૂરીની હાલતમાં હોય અને તે આમાંથી કોઈ વસ્તુ ખાઈ લે, એ સિવાય કે તે કાનૂનભંગનો ઈરાદો ધરાવતો હોય અથવા જરૂરિયાતની હદ વટાવી જાય, તો તેની ઉપર કોઈ ગુનો નથી, અલ્લાહ ક્ષમા આપનાર અને દયાળુ છે.[૧૭૨]**

**સાચું આ છે કે જે લોકો એ આદેશોને છુપાવે છે જે અલ્લાહે તેના ગ્રંથમાં ઊતાર્યા છે અને દુનિયાના થોડાક ફાયદાઓ માટે તેમને ભેટ ચઢાવી દે છે, તેઓ હકીકતમાં તેમના પેટ આગથી ભરી રહ્યાં છે.[૧૭૩]**

---

આવી રહ્યું છે કે જે માત્ર અવાજ સાંભળે છે પણ કંઈ સમજતાં નથી કે કહેનાર શું કહી રહ્યો છે. અલ્લાહતઆલાએ એવા અર્થસભર શબ્દોનો ઉપયોગ કર્યો છે કે આ બંને પાસાં તેની હેઠળ આવી જાય છે.

(૧૭૦) એટલે કે જો તમે ઈમાન લાવીને માત્ર ખુદાઈ કાનૂનના અનુયાયી બની ગયેલાં હોવ, જેમ કે તમારો દાવો છે, તો પછી એ બધી જ અસ્પૃશ્યતા, અજ્ઞાનકાળના એ તમામ બંધનો અને પ્રતિબંધોને તોડી નાખો જે પંડિતો અને પુરોહિતોએ, રબ્બીઓ અને પાદરીઓએ, જોગીઓ અને સંન્યાસીઓએ અને તમારા બાપદાદાએ સ્થાપેલા હતાં. ખુદાએ જેની મનાઈ ફરમાવી છે તેનાથી તો બચો જ પરંતુ જે વસ્તુઓને ખુદાએ હલાલ અને કાયદેસર ઠરાવી છે તેમને કોઈપણ જાતના અણગમા અને ખચકાટ વિના ખાઓ અને પીઓ. આ જ વિષય અંગે નબી સ.અ.વ.ની એ હદીસ ઈશારો કરે છે જેમાં આપે કહ્યું છે કે مَنْ صَلّٰى صَلٰوتَنَا وَاسْتَقْبَلَ قِبْلَتَنَا وَاَكَلَ ذَبِيْحَتَنَا فَذٰلِكَ الْمُسْلِمُ الخ એટલે કે જેણે એ જ નમાઝ પઢી જે અમે પઢીએ છીએ, એ જ કિબ્લાની તરફ મોઢું કર્યું જેની તરફ અમે મોઢું કરીએ છીએ, અને અમારા ઝબેહ કરેલાને ખાધું તે મુસલમાન છે. એટલે કે નમાઝ પઢવા તથા કિબ્લાની તરફ મોઢું કરવા ઉપરાંત કોઈપણ માણસ ત્યાં સુધી ઈસ્લામમાં પૂરેપૂરી રીતે દાખલ નથી થતો જ્યાં સુધી તે ખાવા-પીવાની બાબતમાં અગાઉની જહાલતના પ્રતિબંધોને તોડી ન નાખે અને એ વહેમોના બંધનોમાંથી મુક્ત ન થઈ જાય જે જહાલતકાળના લોકોએ સ્થાપેલા હતાં, કેમ કે તેનું એ બંધનો ઉપર કાયમ રહેવું એ વાતની નિશાની છે કે હજુ સુધી તેના લોહીમાં જહાલતનું ઝેર મોજૂદ છે.

وَلَا يُكَلِّمُهُمُ اللّٰهُ يَوْمَ الْقِيٰمَةِ وَلَا يُزَكِّيْهِمْ ۚۖ وَلَهُمْ
عَذَابٌ اَلِيْمٌ ﴿۱۷۴﴾ اُولٰٓئِكَ الَّذِيْنَ اشْتَرَوُا الضَّلٰلَةَ
بِالْهُدٰى وَالْعَذَابَ بِالْمَغْفِرَةِ ۚ فَمَآ اَصْبَرَهُمْ عَلَى النَّارِ ﴿۱۷۵﴾
ذٰلِكَ بِاَنَّ اللّٰهَ نَزَّلَ الْكِتٰبَ بِالْحَقِّ ۗ وَاِنَّ الَّذِيْنَ اخْتَلَفُوْا
فِى الْكِتٰبِ لَفِىْ شِقَاقٍۭ بَعِيْدٍ ﴿۱۷۶﴾ ع لَيْسَ الْبِرَّ اَنْ تُوَلُّوْا રુકૂઅ ૨૧
وُجُوْهَكُمْ قِبَلَ الْمَشْرِقِ وَالْمَغْرِبِ وَلٰكِنَّ الْبِرَّ الربع

**કયામતના દિવસે અલ્લાહ કદાપિ તેમની સાથે વાત નહીં કરે, ન તો તેમને શુદ્ધ ઠેરવશે,[૧૭૪] અને તેમના માટે પીડાકારી સજા છે. આ એ લોકો છે જેમણે માર્ગદર્શનના બદલે પથભ્રષ્ટતા ખરીદી અને ક્ષમાને બદલે સજા ખરીદી લીધી. કેવી વિચિત્ર છે તેમની હિંમત કે જહન્નમની સજા સહન કરવા તૈયાર છે ! આ બધું એટલા માટે થયું કે અલ્લાહે તો બરાબર સત્ય પ્રમાણે ગ્રંથ ઉતાર્યો હતો પરંતુ જે લોકોએ ગ્રંથમાં મતભેદો ઊભા કર્યાં તેઓ તેમના વિવાદોમાં સત્યથી ઘણાં દૂર નીકળી ગયાં. (રુકૂઅ-૨૧)**

**સત્કર્મ એ નથી કે તમે તમારાં મુખ પૂર્વની તરફ કરી લીધાં કે પશ્ચિમની તરફ,[૧૭૫] બલ્કે સત્કર્મ આ છે કે**

(૧૭૧) આ બાબત એ જનાવરના માંસ પર પણ લાગુ પડે છે જેને ખુદા સિવાય બીજા કોઈના નામ પર ઝબેહ કરવામાં આવ્યું હોય, અને એ ખોરાકને પણ લાગુ પડે જે અલ્લાહ સિવાય બીજા કોઈના નામ પર ભેટના રૂપમાં રાંધવામાં આવે. હકીકત આ છે કે, જનાવર હોય કે અનાજ, અથવા ખાવાની કોઈ બીજી વસ્તુ, વાસ્તવમાં તેનો માલિક અલ્લાહતઆલા જ છે, અને અલ્લાહે જ એ વસ્તુ આપણને આપી છે. એટલા માટે નિયામતનો સ્વીકાર અથવા સદકો કે ચઢાવા તરીકે જો કોઈનું નામ લઈ શકાતું હોય તો તે માત્ર અલ્લાહનું જ નામ છે. આના સિવાય બીજા કોઈનું નામ લેવાનો અર્થ આ થાય છે કે આપણે ખુદાની જગ્યાએ અથવા ખુદાની સાથે તેની ઉચ્ચતાને પણ સ્વીકારી રહ્યાં છીએ અને તેને પણ નિયામતના દાતા તરીકે માનીએ છીએ.

(૧૭૨) આ આયતમાં હરામ વસ્તુના ઉપયોગની છૂટ ત્રણ શરતો સાથે આપવામાં આવી છે : એક આ કે, ખરેખર લાચારીની હાલત હોય, દા.ત. ભૂખ અને તરસના કારણે જીવ જતો હોય, અથવા બીમારીના કારણે જીવનું જોખમ હોય, અને આવી હાલતમાં હરામ ચીજ સિવાય બીજી કોઈ વસ્તુ ઉપલબ્ધ ન હોય. બીજું આ કે,

مَنْ اٰمَنَ بِاللّٰهِ وَ الْيَوْمِ الْاٰخِرِ وَ الْمَلٰٓئِكَةِ وَ الْكِتٰبِ وَ
النَّبِيّٖنَ ۚ وَ اٰتَى الْمَالَ عَلٰى حُبِّهٖ ذَوِى الْقُرْبٰى وَ الْيَتٰمٰى
وَ الْمَسٰكِيْنَ وَ ابْنَ السَّبِيْلِ ۙ وَ السَّآئِلِيْنَ وَ فِى الرِّقَابِ ۚ وَ اَقَامَ
الصَّلٰوةَ وَ اٰتَى الزَّكٰوةَ ۚ وَ الْمُوْفُوْنَ بِعَهْدِهِمْ اِذَا عٰهَدُوْا ۚ
وَ الصّٰبِرِيْنَ فِى الْبَاْسَآءِ وَ الضَّرَّآءِ وَ حِيْنَ الْبَاْسِ ؕ
اُولٰٓئِكَ الَّذِيْنَ صَدَقُوْا ؕ وَ اُولٰٓئِكَ هُمُ الْمُتَّقُوْنَ ﴿۱۷۷﴾
يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا كُتِبَ عَلَيْكُمُ الْقِصَاصُ فِى الْقَتْلٰى ؕ

**માણસ અલ્લાહને અને અંતિમ દિવસને અને ફરિશ્તાઓને તથા અલ્લાહે ઉતારેલા ગ્રંથ તથા તેના પયગમ્બરોને હૃદયપૂર્વક માને અને અલ્લાહના પ્રેમમાં તેનો પ્રિય માલ સગાં અને અનાથો માટે, ગરીબો અને મુસાફરો માટે, મદદ માટે હાથ લંબાવનારાઓ માટે અને ગુલામોની મુક્તિ માટે ખર્ચ કરે, નમાઝ કાયમ કરે અને ઝકાત આપે. અને સત્કર્મી એ લોકો છે કે જ્યારે વાયદો કરે ત્યારે તેનું પાલન કરે અને નાદારી તથા મુસીબતના સમયે અને સત્ય તથા અસત્યની લડાઈમાં ધૈર્ય રાખે. આ છે સત્યનિષ્ઠ લોકો અને આ જ લોકો સંયમી છે.**

**હે લોકો જે ઈમાન લાવ્યાં છો, તમારા માટે હત્યાના મુકદમાઓમાં કિસાસનો[૧૭૮] હુકમ લખી દેવામાં આવ્યો છે.**

ખુદાના કાનૂનને તોડવાની ઈચ્છા દિલમાં ન હોય. ત્રીજું આ કે, જરૂરિયાતની મર્યાદા વટાવવામાં ન આવે. દા.ત. હરામ વસ્તુના થોડાંક કોળિયા, અથવા થોડાંક ટીપાં કે થોડાંક ઘૂંટડા જીવ બચાવી શકતાં હોય ત્યારે તેનાથી વધારે એ વસ્તુનો ઉપયોગ થવા ન પામે.

(૧૭૩) અર્થાત્ સામાન્ય લોકોમાં આ પ્રકારના જેટલાં પણ ખોટા વહેમો પ્રવર્તી રહ્યાં છે અને ખોટા રિવાજો અને બિનજરૂરી બંધનોના જે નવા નવા નિયમો બની ગયાં છે, એ સૌની જવાબદારી એ વિદ્વાનો ઉપર છે જેમની પાસે અલ્લાહની કિતાબનું જ્ઞાન હતું પરંતુ તેમણે જનતા સુધી એ જ્ઞાન ન પહોંચાડયું. પછી જ્યારે અજ્ઞાનતાના કારણે ખોટા રિવાજો અને રીતો ફેલાવા માંડયાં ત્યારે તે વખતે પણ એ અત્યચારીઓએ મોઢામાં

اَلْحُرُّ بِالْحُرِّ وَالْعَبْدُ بِالْعَبْدِ وَالْاُنْثٰى بِالْاُنْثٰى ؕ فَمَنْ عُفِیَ لَهٗ مِنْ اَخِیْهِ شَیْءٌ فَاتِّبَاعٌۢ بِالْمَعْرُوْفِ وَ اَدَآءٌ اِلَیْهِ بِاِحْسَانٍ ؕ

**આઝાદ માણસે હત્યા કરી હોય તો એ આઝાદ માણસ પાસેથી જ બદલો લેવામાં આવે, ગુલામ હત્યારો હોય તો તે ગુલામની જ હત્યા કરવામાં આવે, અને સ્ત્રી આ ગુનો આચરે તો તે સ્ત્રી પાસેથી જ કિસાસ[૧૭૭] લેવામાં આવે. હા, જો કોઈ હત્યારાની સાથે તેનો ભાઈ થોડી નરમી દેખાડવા માટે તૈયાર હોય,[૧૭૮] તો પ્રચલિત રીત અનુસાર[૧૭૯] લોહીની કિંમતની પતાવટ કરવી જોઈએ અને હત્યારા માટે જરૂરી છે કે પ્રમાણિકતાપૂર્વક લોહીની કિંમત ચૂકવે.**

મગ ભરી રાખ્યાં, બલ્કે એમાંથી ઘણાંએ તો તેમનો ફાયદો એમાં જ જોયો કે અલ્લાહની જ કિતાબના હુકમો ઉપર પડદો પડેલો રહે.

(૧૭૪) આ વાત હકીકતમાં એ આગેવાનોના જૂઠા વાયદાઓનું તેમજ એ ગેરસમજોનું ખંડન છે જે તેમણે સામાન્ય લોકોમાં તેમના વિષે ફેલાવી રાખેલી હતી. તેઓ દરેક યુક્તિ દ્વારા લોકોના મગજમાં એવો ખ્યાલ બેસાડવાનો પ્રયાસ કરે છે, અને લોકો પણ એમના વિષે એવી જ ધારણા રાખે છે કે, તેમની હસ્તીઓ બહુ જ પવિત્ર અને પાક છે અને જે કોઈ તેમની શરણમાં જતો રહે તો તેમની ભલામણ કરીને તેઓ અલ્લાહને ત્યાં તેમને માફી અપાવી દેશે. જવાબમાં અલ્લાહ કહે છે, કે અમે કોઈપણ સંજોગોમાં તેમની સાથે વાત નહીં કરીએ અને ન તો તેમને શુદ્ધ કરીશું.

(૧૭૫) પૂર્વ અને પશ્ચિમ તરફ મોઢું કરવાને તો માત્ર ઉદાહરણ તરીકે રજૂ કરવામાં આવ્યું છે. હકીકતમાં આશય એ સમજાવવાનો છે કે ધર્મની અમુક બાહ્ય વિધિઓ અદા કરવી અને માત્ર નિયમોનું દેખાવ ખાતર પાલન કરીને કેટલીક ધાર્મિક વિધિઓ કરી દેવી તેમજ સંયમના અમુક પ્રચલિત રૂપો પ્રદર્શિત કરવાં, એ કોઈ સાચો સદાચાર નથી કે જેનો અલ્લાહને ત્યાં વજન પડે તથા તેની કદર થાય.

(૧૭૬) **قِصَاص** કિસાસ એટલે કે ખૂનનો બદલો. અર્થાત્ માણસની સાથે એ જ કરવામાં આવે જે તેણે બીજા માણસ સાથે કર્યું. પણ આનો અર્થ આ નથી કે હત્યારાએ જે રીતે મરનારની હત્યા કરી હોય એ જ રીતે તેને પણ મારવામાં આવે, બલ્કે અર્થ એટલો જ છે કે જીવ લેવાનું જે કૃત્ય તેણે મરનાર સાથે કર્યું છે એ જ તેની સાથે કરવામાં આવે.

(૧૭૭) અજ્ઞાનકાળમાં લોકોમાં એવો રિવાજ હતો કે કોઈ કોમ કે કબીલાના લોકો તેમના મરનારના ખૂનને જેટલું કિંમતી સમજતા હતાં એટલી જ કિંમતનું ખૂન એ પરિવાર અથવા કબીલા અથવા કોમ પાસેથી લેવા માગતા હતાં જેના માણસે તેને મારી નાખ્યો હોય. મરનારના બદલામાં માત્ર હત્યારાનો જીવ લેવાથી તેમના દિલની આગ ઠરતી ન હતી. તેઓ તેમના એક માણસનો બદલો ૨૦-૨૦ અને ૧૦૦-૧૦૦ માણસો પાસેથી લેવા માગતા હતાં. તેમનો કોઈ મોટો માણસ જો બીજા કબીલાના નાના માણસના હાથે માર્યો ગયો હોય તો તેઓ

ذٰلِكَ تَخْفِيْفٌ مِّنْ رَّبِّكُمْ وَ رَحْمَةٌ ؕ فَمَنِ اعْتَدٰى بَعْدَ
ذٰلِكَ فَلَهٗ عَذَابٌ اَلِيْمٌ ﴿۱۷۸﴾ وَ لَكُمْ فِى الْقِصَاصِ حَيٰوةٌ
يّٰۤاُولِى الْاَلْبَابِ لَعَلَّكُمْ تَتَّقُوْنَ ﴿۱۷۹﴾ كُتِبَ عَلَيْكُمْ اِذَا حَضَرَ
اَحَدَكُمُ الْمَوْتُ اِنْ تَرَكَ خَيْرَا ۖۚ اِۨلْوَصِيَّةُ لِلْوَالِدَيْنِ

**આ તમારા માલિક તરફથી ઘટાડો અને કૃપા છે. આમછતાં પણ જો કોઈ અત્યાચાર કરે,[૧૮૦] તેના માટે પીડાકારી સજા છે. બુદ્ધિશાળીઓ, તમારા માટે કિસાસમાં જીવન છે.[૧૮૧] આશા છે કે તમે આ કાયદાનો ભંગ કરવાથી દૂર રહેશો.**

**તમારા માટે ફરજિયાત બનાવવામાં આવ્યું છે કે જ્યારે તમારામાંથી કોઈનો મૃત્યનો સમય આવે અને તે તેની પાછળ માલ છોડી રહ્યો હોય, ત્યારે મા-બાપ અને સગાં માટે પ્રચલિત રીતે**

---

અસલ હત્યારાની હત્યાને પૂરતી માનતા ન હતાં બલ્કે તેઓ ચાહતા હતાં કે હત્યારાના કબીલાના પણ કોઈ એવા મોટા માણસને મારવામાં આવે, અથવા તેના અનેક માણસોને એ મરનાર માટે મારી નાખવામાં આવે. આનાથી ઊલટું, જો મરનાર તેમની નજરમાં તદ્દન સામાન્ય દરજ્જાનો કોઈ માણસ હોય તથા હત્યારો કોઈ મોટો આબરૂદાર માણસ હોય તો તેમને એ મંજૂર ન હતું કે મરનારના બદલામાં હત્યારાનો જીવ લેવામાં આવે. અને આ સ્થિતિ માત્ર જૂના જહાલતકાળની જ ન હતી, આજના જમાનામાં પણ જે કોમોને ખૂબ જ સભ્ય માનવામાં આવે છે તેમની સરકારી જાહેરાતો સુદ્ધાંમાં પણ ઘણી વખત આ વાત નિર્લજ્જપણે દુનિયાને સંભળાવવામાં આવે છે કે અમારો એક માણસ માર્યો જશે તો અમે હત્યારાની કોમના ૫૦ માણસોના જીવ લઈશું. ઘણી વખત આવા સમાચારો સાંભળવા મળે છે કે એક માણસની હત્યા બદલ પરાજિત કોમના પકડાયેલાં ઘણાં માણસોને ગોળીએ દેવામાં આવ્યાં. એક ''સભ્ય'' કોમ આજે ૨૦મી સદીમાં તેના એક માણસ (સર લી સ્ટીક)ની હત્યાનો બદલો સમગ્ર મિસ્રી કોમ સામે લઈને જ જંપી. બીજી તરફ આ કહેવાતા સભ્ય સમાજોની અદાલતો સુદ્ધાં એવું વલણ દાખવતી આવી છે કે જો હત્યારો શાસક કોમનો માણસ હોય અને મરનારનો સંબંધ શાસિત કોમ સાથે હોય તો તેમના ન્યાયાધીશો કિસાસનો ફેંસલો આપવાથી દૂર રહે છે. આ જ દૂષણો છે જેમને દૂર કરવા માટે અલ્લાહતઆલાએ આ આયત ઊતારી છે. તે કહે છે કે, મરનારના બદલે હત્યારા અને માત્ર હત્યારાનો જ જીવ લેવામાં આવે. પછી એ જોવામાં ન આવે, કે હત્યારો કોણ છે અને મરનાર કોણ.

(૧૭૮) ''ભાઈ'' શબ્દનો ઉપયોગ કરીને ખૂબ જ નાજુકાઈપૂર્વક નરમી દેખાડવાની ભલામણ પણ કરી દેવામાં આવી છે કે, તમારા અને બીજા માણસ વચ્ચે ગમે તેવો વેર હોય પરંતુ છે તો એ તમારો માનવબંધુ. એટલા માટે જો તમે એક કસૂરવાર ભાઈ માટે વેરનો ગુસ્સો પી જાઓ તો આ તમારી માનવતાને વધુ શોભે છે.

وَالْاَقْرَبِيْنَ بِالْمَعْرُوْفِ ۚ حَقًّا عَلَى الْمُتَّقِيْنَ ﴿١٨٠﴾ فَمَنْ بَدَّلَهٗ بَعْدَ
مَا سَمِعَهٗ فَاِنَّمَآ اِثْمُهٗ عَلَى الَّذِيْنَ يُبَدِّلُوْنَهٗ ؕ اِنَّ اللّٰهَ
سَمِيْعٌ عَلِيْمٌ ﴿١٨١﴾ فَمَنْ خَافَ مِنْ مُّوْصٍ جَنَفًا اَوْ اِثْمًا
فَاَصْلَحَ بَيْنَهُمْ فَلَآ اِثْمَ عَلَيْهِ ؕ اِنَّ اللّٰهَ غَفُوْرٌ رَّحِيْمٌ ﴿١٨٢﴾




**વસિયત કરે. આ ફરજિયાત છે અલ્લાહથી ડરનારા લોકો માટે.[૧૮૨] પછી જેમણે વસિયત સાંભળી અને પાછળથી તેને ફેરવી નાખી, તો આનો ગુનો આ ફેરવી નાખનારાઓ ઉપર હશે. અલ્લાહ બધું સાંભળે અને જાણે છે. અલબત્ત, જેને એવી આશંકા હોય કે વસિયત કરનારે અજાણતાં અથવા ઈરાદાપૂર્વક હક્ક માર્યો છે, અને પછી પક્ષકારો વચ્ચે તે સુધાર કરે, તો તેના શિરે કોઈ દોષ નથી, અલ્લાહ ક્ષમા કરનાર અને દયાળુ છે. (રુકૂઅ-૨૨)**

આ આયત વડે એ પણ જણાઈ ગયું કે ઈસ્લામી ફોજદારી કાયદામાં હત્યા સુદ્ધાંનો મામલો રાજીનામાને પાત્ર છે. હત્યા પામનારના વારસદારોને એ હક્ક છે કે તેઓ હત્યારાને માફ કરી દે અને આવા સંજોગોમાં અદાલતને માટે એ યોગ્ય નથી કે હત્યારાનો જીવ જ લેવાનો આગ્રહ રાખે. અલબત્ત, આગળની આયતમાં જણાવ્યું છે તેમ, જો માફી આપી દેવામાં આવે તો હત્યારાએ ખૂંબહા (લોહીની કિંમત) ચૂકવવાની રહેશે.

(૧૭૯) مَعْرُوْف ''મારૂફ'' શબ્દ કુર્આનમાં ઘણીવાર ઉપયોગમાં લેવામાં આવ્યો છે. આનો અર્થ એ સાચી કાર્યપદ્ધતિ છે જેનાથી સામાન્ય રીતે બધા જ લોકો વાકેફ હોય છે, જેના વિષે એ દરેક માણસ, કે જેનો કોઈ અંગત હિત કોઈ ખાસ પાસા સાથે સંકળાયેલો ન હોય, તે બોલી ઊઠે કે નિઃશંક સત્ય અને ન્યાય આ જ છે. અને આ જ યોગ્ય કાર્યપદ્ધતિ છે. સામાન્ય કાયદો (Common Law)ને પણ ઈસ્લામી કાનૂની ભાષામાં ''ઉર્ફ તથા મારૂફ'' તરીકે માનવામાં આવે છે. અને તે એ તમામ મામલાઓમાં વિશ્વસનીય છે જેના વિષે ઈસ્લામી શરીઅતના કાનૂને કોઈ વિશેષ કાયદો બનાવેલો ન હોય.

(૧૮૦) દા.ત. મરનારનો વારસદાર ખૂંબહા મેળવ્યા પછી ફરી બદલો લેવાનો પ્રયાસ કરે અથવા હત્યારો ખૂંબહા ચૂકવવામાં ઠાગા-ઠૈયાં કરે અને મરનારના વારસે તેની સાથે જે ઉપકાર કર્યો છે તેનો બદલો અપકારથી આપે.

(૧૮૧) આ એક બીજી જહાલતનું ખંડન છે જે પહેલાં પણ લોકોના મગજમાં હતી અને આજે પણ મોટા પ્રમાણમાં જોવા મળે છે. જેવી રીતે જહાલતકાળનો સમુદાય બદલો લેવાની બાબતમાં અતિરેક કરતો ગયો, એવી જ રીતે બીજો સમુદાય માફીની બાબતમાં સંકુચિતતા તરફ ગયો છે અને તેણે મૃત્યુદંડની સામે એટલી હદે પ્રચાર કર્યો છે કે ઘણાં લોકો આને એક ઘૃણાસ્પદ વસ્તુ માનવા માંડયાં છે અને દુનિયાના ઘણાં દેશોએ તો આ

يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا كُتِبَ عَلَيْكُمُ الصِّيَامُ كَمَا كُتِبَ
عَلَى الَّذِيْنَ مِنْ قَبْلِكُمْ لَعَلَّكُمْ تَتَّقُوْنَ ۙ﴿۱۸۳﴾ اَيَّامًا
مَّعْدُوْدٰتٍ ؕ فَمَنْ كَانَ مِنْكُمْ مَّرِيْضًا اَوْ عَلٰى سَفَرٍ
فَعِدَّةٌ مِّنْ اَيَّامٍ اُخَرَ ؕ وَعَلَى الَّذِيْنَ يُطِيْقُوْنَهٗ فِدْيَةٌ
طَعَامُ مِسْكِيْنٍ ؕ فَمَنْ تَطَوَّعَ خَيْرًا فَهُوَ خَيْرٌ لَّهٗ ؕ

**હે લોકો જે ઈમાન લાવ્યાં છો, તમારા ઉપર રોઝા ફરજિયાત કરી દેવામાં આવ્યાં જેવી રીતે તમારી અગાઉ નબીઓના અનુયાયીઓ ઉપર ફરજિયાત કરવામાં આવ્યા હતાં. આનાથી અપેક્ષા છે કે તમારામાં સંયમનો ગુણ પેદા[૧૮૩] થશે. કેટલાક નિયત દિવસોના રોઝા છે. જો તમારામાંથી કોઈ બીમાર હોય અથવા મુસાફરીમાં હોય તો બીજા દિવસોમાં આટલી જ સંખ્યા પૂરી કરી લે અને જે લોકો રોઝા રાખવાની ક્ષમતા ધરાવતાં હોય (છતાં ન રાખે) તો તેઓ 'ફિદ્‌યો' આપે. એક રોઝાનો ફિદયો એક ગરીબને જમાડવો છે અને જે સ્વેચ્છાએ થોડી વધારે ભલાઈ કરે,[૧૮૪] તો આ તેના જ માટે સારૂં છે.**

---

સજાને બિલકુલ કાઢી જ નાખી છે. કુર્આન આના જ વિષે બુદ્ધિશાળી લોકોને ઉદ્દેશીને ચેતવે છે કે કિસાસમાં સમાજ માટે જીવન છે. જે સમાજ માનવીના જીવનો આદર ન કરનારા લોકોના જીવને આદરને પાત્ર ઠેરવે છે તેઓ હકીકતમાં છૂપા દુશ્મનને આશ્રય આપે છે. તમે કોઈ હત્યારાનો જીવ બચાવીને અનેક નિર્દોષ માણસોના જીવ જોખમમાં મૂકો છો.

(૧૮૨) આ આદેશ એ જમાનામાં આપવામાં આવ્યો હતો જ્યારે વારસાની વહેંચણી માટે હજુ કોઈ કાયદો નક્કી થયો ન હતો. એ વખતે દરેક માણસ માટે એ ફરજિયાત કરવામાં આવ્યું કે તે પોતાના વારસદારોના ભાગ વસિયત કરીને નક્કી કરતો જાય જેથી તેના મૃત્યુ પછી કુટુંબમાં ઝઘડાં પણ ન થાય અને કોઈ હક્કદારનો હક્ક પણ માર્યો ન જાય. પાછળથી જ્યારે વારસાની વહેંચણી માટે અલ્લાહતઆલાએ પોતે એક કાયદો બનાવી દીધો (જે આગળ સૂરઃ નિસામાં આવશે) તો નબી સ.અ.વ.એ વસિયતના હુકમ તથા વારસાના હુકમની સ્પષ્ટતા કરતાં નીચે મુજબના બે નિયમો વર્ણવ્યાં છેઃ

એક આ કે, હવેથી કોઈ માણસ કોઈ વારસદાર માટે વસિયત કરી શકશે નહીં. એટલે કે જે સગાંના હિસ્સા કુર્આનમાં નક્કી કરવામાં આવ્યાં છે તેમના હિસ્સામાં વસિયત વડે કોઈ વધારો કે ઘટાડો કરી શકાશે નહીં. એટલું જ નહીં, કોઈ વારસદારને વારસામાંથી વંચિત પણ કરી શકાશે નહીં, ન તો કોઈ વારસદારને તેના

وَ اَنۡ تَصُوۡمُوۡا خَيۡرٌ لَّكُمۡ اِنۡ كُنۡتُمۡ تَعۡلَمُوۡنَ ﴿۱۸۴﴾ شَهۡرُ رَمَضَانَ
الَّذِىۡٓ اُنۡزِلَ فِيۡهِ الۡقُرۡاٰنُ هُدًى لِّلنَّاسِ وَ بَيِّنٰتٍ مِّنَ
الۡهُدٰى وَالۡفُرۡقَانِ‌ ۚ فَمَنۡ شَهِدَ مِنۡكُمُ الشَّهۡرَ فَلۡيَـصُمۡهُ ‌ؕ وَ
مَنۡ كَانَ مَرِيۡضًا اَوۡ عَلٰى سَفَرٍ فَعِدَّةٌ مِّنۡ اَيَّامٍ اُخَرَ‌ؕ

**પરંતુ જો તમે સમજો તો તમારા હિતમાં સારું આ જ છે કે રોઝો રાખો.[૧૮૫]**

**રમઝાન એ મહિનો છે જેમાં કુર્આન ઊતારવામાં આવ્યું જે માનવજાત માટે સંપૂર્ણપણે માર્ગદર્શન છે અને એવું સ્પષ્ટ શિક્ષણ ધરાવે છે જે સીધો માર્ગ દેખાડનાર તથા સત્ય અને અસત્યનો ભેદ સ્પષ્ટ કરી દેનાર છે. એટલા માટે હવેથી જે માણસ આ મહિનો પામે, તેના માટે ફરજિયાત છે કે આ આખા મહિનાના રોઝા રાખે. અને જો કોઈ બીમાર હોય અથવા મુસાફીરમાં હોય, તો તે બીજા દિવસોમાં રોઝાની સંખ્યા પૂરી કરે.[૧૮૬]**

કાયદેસરના હિસ્સા ઉપરાંત કોઈ વસ્તુ વસિયત વડે આપી જ શકાશે.

બીજું આ કે, વસિયત કુલ મિલકતના માત્ર ૧/૩ ભાગ સુધી જ કરી શકાશે.

આ બે સ્પષ્ટતા કરતી સૂચનાઓ પછી આ આયતનો આશય એવો ઠરે છે કે માણસ તેની ઓછામાં ઓછી ૨/૩ મિલકતો એ માટે જ છોડી દે કે તેના મૃત્યુ પછી તે કાયદા પ્રમાણે તેના વારસદારોમાં વહેંચાઈ જાય અને વધુમાં વધુ ૧/૩ની મર્યાદામાં મિલકત તેના એ બિનવારસદાર સગાં માટે વસિયત કરવી જોઈએ કે જે તેના ઘરમાં અથવા તેના કુટુંબમાં મદદને પાત્ર હોય અથવા જેમને તે કુટુંબની બહાર જરૂરતમંદ જોતો હોય, અથવા કલ્યાણના કામોમાંથી જેની પણ તે મદદ કરવા ઇચ્છે. પછીના લોકોએ વસિયતના આ આદેશને એક ભલામણ કરતો હુકમ ઠરાવી દીધો. એટલે સુધી કે સામાન્ય રીતે વસિયતની પદ્ધતિ બંધ જ થઈ ગઈ. પરંતુ કુર્આનમાં આને એક એવો હક્ક ગણાવવામાં આવ્યો છે જે ખુદા તરફથી સંયમી લોકો ઉપર લાગુ પડે છે. જો આ હક્કને અદા કરવાનું શરૂ કરવામાં આવે તો ઘણાં સવાલો આપોઆપ જ ઉકલી જાય જે વારસા વિષે લોકોને ગૂંચવાડામાં નાખે. દા.ત. એ પૌત્રો અને દીકરીના બાળકોનો મામલો જેમનાં માબાપ, દાદા અને નાનાની હયાતીમાં ગુજરી જાય છે.

(૧૮૩) ઈસ્લામના મોટા ભાગના હુકમોની જેમ રોઝા એટલે કે ફરજિયાત રોઝાનો હુકમ પણ તબક્કાવાર લાગુ કરવામાં આવ્યો છે. નબી સ.અ.વ.એ શરૂઆતમાં મુસલમાનોને માત્ર મહિનાના ત્રણ દિવસ રોઝા રાખવાનો હુકમ આપ્યો હતો પરંતુ આ રોઝા ફરજિયાત ન હતાં. ત્યારબાદ હિ.સ. ૨માં રમઝાનના રોઝાનો હુકમ કુર્આનમાં ઊતર્યો પરંતુ તેમાં એટલી છૂટ આપવામાં આવી કે જે લોકો રોઝા રાખવાની શક્તિ ધરાવતાં હોય તેમ છતાં રોઝા ન રાખે, તેઓ દરેક રોઝાના બદલામાં એક ગરીબને જમાડે. પાછળથી બીજો હુકમ

يُرِيْدُ اللّٰهُ بِكُمُ الْيُسْرَ وَلَا يُرِيْدُ بِكُمُ الْعُسْرَ ۫ وَلِتُكْمِلُوا الْعِدَّةَ
وَلِتُكَبِّرُوا اللّٰهَ عَلٰى مَا هَدٰىكُمْ وَلَعَلَّكُمْ تَشْكُرُوْنَ ﴿١٨٥﴾

**અલ્લાહ તમારી સાથે નરમી કરવા માગે છે, સખ્તાઈ કરવા માગતો નથી. એટલા માટે આ રીત તમને જણાવવામાં આવી રહી છે જેથી તમે રોઝાની સંખ્યા પૂરી કરી શકો અને જે માર્ગદર્શન વડે અલ્લાહે તમને નવાજ્યાં છે તેના માટે અલ્લાહની મહાનતાનું પ્રદર્શન અને એકરાર કરો અને આભારી બનો.**[૧૮૭]

ઊતર્યો અને આ સામાન્ય છૂટછાટ રદ કરી દેવામાં આવી. પરંતુ બીમાર, મુસાફર અને ગર્ભવતી કે ધાવણી સ્ત્રી તથા એવાં વૃદ્ધ માણસો કે જે રોઝા રાખવાની શક્તિ ધરાવતાં ન હોય, તેમના માટે આ છૂટછાટ પહેલાંની જેમ જ ચાલુ રાખવામાં આવી અને તેમને હુકમ આપવામાં આવ્યો કે જ્યારે કોઈ કારણ રહે નહીં ત્યારે એટલાં જ રોઝા રાખી લે જેટલાં રોઝા રમઝાનમાં તેમનાથી છૂટી ગયાં છે.

**(૧૮૪)** એટલે કે એક કરતાં વધારે માણસોને જમાડે અથવા રોઝા પણ રાખે અને ગરીબોને ખવડાવે પણ.

**(૧૮૫)** અહીં સુધી એ આરંભિક હુકમ છે જે રમઝાનના રોઝા વિષે હિ.સ. ૨માં બદ્રની લડાઈ પહેલાં ઊતર્યો હતો. આના પછીની આયતો તેના એક વર્ષ પછી ઊતરી અને વિષયનો સંબંધ જોઈને આની સાથે જ સામેલ કરી દેવામાં આવી.

**(૧૮૬)** મુસાફરીની હાલતમાં રોઝો રાખવો કે ન રાખવો એ માણસની વિવેકબુદ્ધિ ઉપર છોડી દેવામાં આવ્યું છે. નબી સ.અ.વ.ની સાથે જે સહાબીઓ મુસાફરીએ જતા હતાં તેમાંથી કોઈ રોઝો રાખતાં અને કોઈ ન રાખતાં અને બંને જૂથોમાંથી કોઈપણ એકબીજા સામે વાંધો લેતાં ન હતાં. ખુદ નબી સ.અ.વ. એ પણ મુસાફરીમાં કયારેક રોઝો રાખ્યો છે અને કયારેક નથી પણ રાખ્યો. એક મુસાફરીના પ્રસંગે એક માણસ બેહોશ થઈને પડી ગયો અને તેની આસપાસ લોકો ભેગાં થઈ ગયાં. નબી સ.અ.વ. એ આ હાલત જોઈને પૂછયું : મામલો શું છે ? લોકોએ કહ્યું કે રોઝો રાખેલો છે. તો કહ્યું : આ નેકી નથી. યુદ્ધના પ્રસંગે તો હુકમ આપીને રોઝો રાખવાથી રોકી દેતા હતાં કે જેથી દુશ્મન સાથે લડવામાં નબળાઈ ન આવી જાય. હઝરત ઉમર રદિ. એ વર્ણવ્યું છે કે અમે નબી સ.અ.વ.ની સાથે બે વખત રમઝાનમાં લડાઈમાં ગયાં. પહેલી વખત બદ્રની લડાઈમાં અને બીજી વખત મક્કા વિજયના પ્રસંગે અને બંને વખતે અમે રોઝા છોડી દીધાં. ઈબ્નેઉમરે નોંધ્યું છે કે, મક્કા વિજયના પ્રસંગે નબી સ.અ.વ.એ કહી દીધું હતું કે **انہ یوم قتال فافطروا** બીજી રિવાયતમાં આવા શબ્દો છે કે **انکم قد دنوتم من عدو کم فافطروا اقوی لکم** એટલે કે દુશ્મનનો મુકાબલો કરવાનો છે, રોઝા છોડી દો કે જેથી તમને લડવાની શક્તિ પ્રાપ્ત થાય.

સામાન્ય મુસાફરીની બાબતમાં પણ આ વાત નબી સ.અ.વ.ના કોઈ કથનથી સ્પષ્ટ થતી નથી કે કેટલી લાંબી મુસાફરી હોય તો રોઝો છોડી શકાય તેમજ સહાબીઓનો અમલ પણ આ બાબતમાં અલગ અલગ છે. સાચું એ છે કે, સામાન્ય રીતે મુસાફરી, એટલે પ્રચલિત મુસાફરી માનવામાં આવે છે અને જેમાં માણસ ઉપર

وَ اِذَا سَاَلَكَ عِبَادِیْ عَنِّیْ فَاِنِّیْ قَرِیْبٌ ؕ اُجِیْبُ دَعْوَةَ
الدَّاعِ اِذَا دَعَانِ ۙ فَلْیَسْتَجِیْبُوْا لِیْ وَ لْیُؤْمِنُوْا بِیْ لَعَلَّهُمْ
یَرْشُدُوْنَ ﴿۱۸۶﴾ اُحِلَّ لَكُمْ لَیْلَةَ الصِّیَامِ الرَّفَثُ اِلٰی
نِسَآئِكُمْ ؕ هُنَّ لِبَاسٌ لَّكُمْ وَ اَنْتُمْ لِبَاسٌ لَّهُنَّ ؕ عَلِمَ اللّٰهُ

**અને હે નબી ! મારા બંદા જો તમને મારા વિષે પૂછે તો તેમને જણાવી દો કે હું તેમની નજીક જ છું. પોકારનાર જ્યારે મને પોકારે છે, હું તેનો પોકાર સાંભળું છું અને જવાબ આપું છું. તેથી તેમણે મારો સંદેશ સાંભળીને કબૂલ કરવો જોઈએ અને મારી ઉપર ઈમાન લાવવું જોઈએ.[૧૮૮] આ વાત તમે તેમને સંભળાવી દો, કદાચ તેઓ સીધો માર્ગ મેળવી લે.[૧૮૯]**

**તમારા માટે રોઝાની રાતોમાં તમારી પત્નીઓ પાસે જવાનું હલાલ કરી દેવામાં આવ્યું છે. તેઓ તમારા માટે પોશાક છે અને તમે તેમના માટે.[૧૯૦] અલ્લાહને ખબર પડી ગઈ કે**

મુસાફરીની હાલત છવાઈ જાય છે તે રોઝો નહીં રાખવા માટે પૂરતી છે.

આ બાબતમાં સર્વસંમતિ છે. જે દિવસે માણસ મુસાફરી શરૂ કરી રહ્યો હોય તે દિવસે રોઝો નહીં રાખવાનો અધિકાર તેને છે. ચાહે તે ઘરેથી જમીને નીકળે અને ચાહે તો ઘરેથી નીકળ્યા પછી તરત જ જમી લે, બંને અમલ સહાબીઓએ કરેલાં છે. એવું હોય કે જો કોઈ શહેર ઉપર દુશ્મનનો હુમલો થાય તો લોકો ત્યાં રહેવા છતાં લડાઈ ખાતર રોઝો છોડી શકે છે. વિદ્વાનોમાં આ અંગે મતભેદ પ્રવર્તે છે. કેટલાક વિદ્વાનો આની પરવાનગી આપતાં નથી. પરંતુ ઈબ્નેતૈમિયહએ ખૂબ જ મજબૂત દલીલો સાથે ફતવો આપ્યો છે કે આમ કરવું તદ્દન યોગ્ય છે.

(૧૮૭) એટલે કે અલ્લાહે માત્ર રમઝાનના દિવસોને જ રોઝા માટે ખાસ નથી કરી દીધાં બલ્કે જે લોકો રમઝાનમાં કોઈ યોગ્ય કારણ વિના રોઝા ન રાખી શકે તેમના માટે બીજા દિવસોમાં તેની કઝા કરવાનો રસ્તો પણ ખોલી દીધો છે કે જેથી કુર્આનની જે નિયામત તેણે તમને આપી છે તેના માટે આભાર વ્યક્ત કરવાના કીંમતી અવસરથી તમે વંચિત ન રહી જાઓ. અત્રે એક વાત એ પણ સમજી લેવી જોઈએ કે રમઝાનના રોઝાને માત્ર ઈબાદત તથા સંયમની તાલીમ જ ગણાવવામાં આવી નથી બલ્કે તેને એનાથી ઉપર ભવ્ય હિદાયતની નિયામત બદલ અલ્લાહનું આભારદર્શન પણ ગણાવવામાં આવી છે જે કુર્આનના રૂપમાં તેણે આપણને એનાયત કરી છે. હકીકત આ છે કે કોઈપણ બુદ્ધિશાળી માણસ માટે એક નિયામત બદલ આભારદર્શન, તથા એક ઉપકારના સ્વીકારની સૌથી શ્રેષ્ઠ રીત જો કોઈ હોઈ શકે તો તે માત્ર આ જ છે કે તે પોતાની જાતને એ ધ્યેયની પૂર્તિ માટે વધુમાં વધુ તૈયાર કરે જેના માટે એનાયત કરનારે એ નિયામત એનાયત કરી હોય. કુર્આન આપણને એટલા માટે એનાયત કરવામાં આવ્યું છે કે આપણે અલ્લાહતઆલાની પ્રસન્નતાનો માર્ગ જાણીને પોતે તેની ઉપર ચાલીએ

اَنَّكُمْ كُنْتُمْ تَخْتَانُوْنَ اَنْفُسَكُمْ فَتَابَ عَلَيْكُمْ وَعَفَا عَنْكُمْ ج
فَالْـٰٔنَ بَاشِرُوْهُنَّ وَابْتَغُوْا مَا كَتَبَ اللّٰهُ لَكُمْ ص وَكُلُوْا وَاشْرَبُوْا
حَتّٰى يَتَبَيَّنَ لَكُمُ الْخَيْطُ الْاَبْيَضُ مِنَ الْخَيْطِ الْاَسْوَدِ مِنَ الْفَجْرِ ص

**તમે લોકો છાનામાના તમારી જાત સાથે અપ્રમાણિકતા કરી રહ્યા હતાં, પરંતુ તેણે તમારો કસૂર માફ કરી દીધો અને તમારી સાથે દરગુજર કરી. હવે તમે તમારી પત્નીઓ સાથે રાત્રિ સહવાસ કરો અને જે આનંદ અલ્લાહે તમારા માટે કાયદેસર કરી દીધું છે તે પ્રાપ્ત કરો.[૧૯૧] આ ઉપરાંત રાત્રે ખાઓ-પીઓ[૧૯૨] એટલે સુધી કે તમને રાતની કાળાશની ધારીમાંથી પ્રભાતની સફેદીની ધારી સ્પષ્ટપણે દેખાઈ જાય.[૧૯૩]**

અને દુનિયાને તેની ઉપર ચલાવીએ. આ હેતુને પ્રાપ્ત કરવા માટે આપણને તૈયાર કરવાનું ઉત્તમ સાધન રોઝા છે. એટલા માટે કુર્આનના ઊતરાણના મહિનામાં આપણી રોઝાદારી એ માત્ર ઇબાદત જ નથી, માત્ર નૈતિક તાલીમ પણ નથી, બલ્કે તેની સાથે આ ખુદ કુર્આનની નિયામતનું પણ સાચું અને યોગ્ય આભારદર્શન છે.

**(૧૮૮)** એટલે કે જો કે તમે મને જોઈ નથી શકતાં તેમજ ન તો મને તમારી જ્ઞાનેન્દ્રિયો વડે અનુભવી શકો છો તેમ છતાં એમ ન માનો કે હું તમારાથી દૂર છું. ના, હું મારા દરેક બંદાની એટલો નજીક છું કે જ્યારે તે ઇચ્છે, મને અરજ કરીને સંબોધી શકે છે, એટલે સુધી કે મનોમન તે જે કંઈ મારી પાસે માગે છે તે પણ હું સાંભળી લઉં છું, અને માત્ર સાંભળતો જ નથી ફેંસલો પણ સંભળાવી દઉં છું. જે જે ખોટી અને સત્તાવિહોણી હસ્તીઓને તમારી નાદાનીના લીધે તમે ખુદા અને માલિક ઠરાવેલી છે તેમની પાસે તમારે દોડી દોડીને જવું પડે છે, તેમ છતાં પણ તેઓ તમને સાંભળી શકતાં નથી. ન તો તેમની અંદર એટલી શક્તિ જ છે કે તમારી વિનંતીઓ ઉપર કોઈ ફેંસલો સંભળાવી શકે. પરંતુ હું આ અસીમ જગતનો એક માત્ર શાસક, સર્વસત્તાધીશ અને તમામ શક્તિઓનો માલિક, તમારાથી એટલો નજીક છું કે તમે પોતે કોઈપણ જાતના માધ્યમ અને સાધન વિના કે ભલામણ વિના, સીધેસીધા, કોઈપણ સમયે, અને કોઈપણ જગ્યાએ મારા સુધી તમારી અરજી પહોંચાડી શકો છો. એટલા માટે તમે તમારી આ મૂર્ખામીને છોડી દો કે અલગ અલગ સત્તાવિહોણા બનાવટી ખુદાઓના સ્થાનકો ઉપર ભટકતાં ફરો. હું જે સંદેશ તમને આપી રહ્યો છું એ સાંભળીને સ્વીકારી લો. અને મારો પાલવ ઝાલી લો, મારી તરફ વળો, મારી ઉપર ભરોસો કરો અને મારી બંદગી અને આજ્ઞાપાલનમાં આવી જાઓ.

**(૧૮૯)** એટલે કે તમારી મારફતે સાચી હકીકત જાણીને તેમની આંખો ઉઘડી જાય અને તેઓ આ સાચા રસ્તા તરફ આવી જાય જેમાં તેમની પોતાની જ ભલાઈ છે.

**(૧૯૦)** એટલે કે જેવી રીતે કપડાં અને શરીરની વચ્ચે કોઈ પડદો હોઈ શકે નહીં, બલ્કે તેમનો પરસ્પરનો સંબંધ અને જોડાણ તદ્દન અલગ ન પાડી શકાય તેવું હોય છે, એવો જ તમારો અને તમારી પત્નીનો પણ સંબંધ છે.

ثُمَّ اَتِمُّوا الصِّيَامَ اِلَى الَّيْلِ ۚ وَلَا تُبَاشِرُوْهُنَّ وَاَنْتُمْ

**ત્યાર પછી આ તમામ કામો છોડીને રાત સુધી તમારો રોઝો પૂરો કરો[૧૯૪] અને જ્યારે તમે મસ્જિદોમાં એતિકાફમાં હોવ, ત્યારે પત્નીઓ**

**(૧૯૧)** શરૂઆતમાં જો કે આ પ્રકારનો સ્પષ્ટ હુકમ ન હતો કે રમઝાનની રાતોમાં કોઈ માણસ તેની પત્ની સાથે સહવાસ ન કરે, પરંતુ લોકો પોતાની મેળે એમ જ માનતા હતાં કે એવું કરવું કાયદેસર નથી. પછી તેના ગેરકાયદે અથવા મકરૂહ હોવાનો ખ્યાલ દિલમાં લઈને ઘણીવાર પોતાની પત્નીઓ પાસે જતા હતાં. આ જાણે કે પોતાના અંતરાત્માની સાથે છેતરપીંડી જેવું હતું અને આનાથી એવો ભય હતો કે અપરાધની ભાવના અને ગુનાવૃત્તિની માનસિકતા તેમની અંદર વિકસતી રહેશે. એટલા માટે અલ્લાહતઆલાએ પહેલાં આ છેતરવા અંગે ઠપકો આપ્યો અને પછી કહ્યું કે, આ કૃત્ય તમારા માટે કાયદેસર છે. એટલા માટે હવે તેને ખરાબ કૃત્ય માનીને ન કરો બલ્કે અલ્લાહની પરવાનગીનો લાભ લઈને હૃદય અને અંતરાત્માની સંપૂર્ણ શુદ્ધિ સાથે કરો.

**(૧૯૨)** આના વિષે પણ શરૂઆતમાં લોકો ગેરસમજ ધરાવતા હતાં. કોઈ એમ માનતું હતું કે ઈશાની નમાઝ પછી ખાવું-પીવું હરામ થઈ જાય છે અને કોઈ એમ માનતું હતું કે રાત્રે જ્યાં સુધી માણસ જાગતો હોય ખાઈ-પી શકે છે, એક વખત સૂઈ જાય ત્યાર પછી બીજીવાર ઉઠીને કંઈ ખાઈ શકે નહીં. આ હુકમો લોકોએ પોતાના મનથી માની લીધેલા હતાં અને આના કારણે ઘણી વખત મુશ્કેલીઓનો સામનો કરતા હતાં. આ આયતમાં આ જ ગેરસમજો દૂર કરવામાં આવી છે. આમાં રોઝાની હદ પરોઢના ઉદયથી લઈને સૂર્યાસ્ત સુધી નક્કી કરી દેવામાં આવી અને સૂર્યાસ્તથી લઈને પરોઢના ઉદય સુધી આખી રાત ખાવાપીવાની તેમજ સહવાસ કરવાની સ્વતંત્રતા આપી દેવામાં આવી. આની સાથે નબી સ.અ.વ. એ સેહરીનો નિયમ પણ ઠરાવી દીધો કે જેથી પરોઢના ઉદયની બરાબર પહેલાં માણસ સારી રીતે ખાઈ-પી લે.

**(૧૯૩)** ઇસ્લામે પોતાની ઈબાદતો માટે સમયનું એ ધોરણ નક્કી કર્યું છે જેનાથી દુનિયામાં કોઇપણ જમાનામાં, સભ્યતાનો કોઈપણ દરજ્જો ધરાવતા લોકો, કોઇપણ જગ્યાએ, સમય નક્કી કરી શકે. તેઓ ઘડિયાળ અનુસાર સમય નક્કી કરવાને બદલે એ કુદરતની નિશાનીઓ અનુસાર સમય નક્કી કરે છે જે આકાશમાં સ્પષ્ટપણે દેખાય છે. પરંતુ મૂર્ખ લોકો સમય નક્કી કરવાની આ પદ્ધતિ સામે સામાન્ય રીતે એવો વાંધો ઉઠાવે છે કે ધ્રૂવોની નજીક કે જ્યાં રાત અને દિવસ ઘણાં મહિનાઓના હોય છે ત્યાં સમય નક્કી કરવાની આ પદ્ધતિ કેવી રીતે ચાલી શકશે. જો કે આ વાંધો હકીકતમાં ભૂગોળની ઉપરછલ્લી જાણકારીનું પરિણામ છે. હકીકતમાં ત્યાં ન તો છ મહિનાની રાત એ અર્થમાં હોય છે, ન તો છ મહિનાનો દિવસ એ અર્થમાં જે અર્થમાં આપણે વિષૂવવૃત્તની આસાપાસ રહેનારા લોકો દિવસ અને રાતનો શબ્દ વાપરીએ છીએ. ભલે રાતનો સમય હોય કે દિવસનો, પણ સવાર અને સાંજની નિશાનીઓ ત્યાં નિયમિત રીતે ક્ષિતિજ ઉપર દેખાય જ છે અને તે અનુસાર જ ત્યાંના લોકો આપણી જેમ સૂવાના અને જાગવાના તેમજ બહાર જવાના સમય નક્કી કરે છે. જ્યારે ઘડિયાળો પ્રચલિત ન હતી ત્યારે પણ ફિનલેન્ડ, નોર્વે અને ગ્રીનલેન્ડ વગેરે દેશોના લોકો તેમના સમયની જાણકારી મેળવતા જ હતાં અને તેનું માધ્યમ આ જ ક્ષિતિજની નિશાનીઓ હતી. એટલા માટે જેવી રીતે બીજા

عٰكِفُوْنَ ۙ فِى الْمَسٰجِدِ ؕ تِلْكَ حُدُوْدُ اللّٰهِ فَلَا تَقْرَبُوْهَا ؕ كَذٰلِكَ
يُبَيِّنُ اللّٰهُ اٰيٰتِهٖ لِلنَّاسِ لَعَلَّهُمْ يَتَّقُوْنَ ﴿١٨٧﴾ وَلَا تَاْكُلُوْٓا
اَمْوَالَكُمْ بَيْنَكُمْ بِالْبَاطِلِ وَتُدْلُوْا بِهَآ اِلَى الْحُكَّامِ

**સાથે સહવાસ ન કરો.[૧૯૫] આ અલ્લાહની બાંધેલી હદો છે, આમની નજીક ન ફરકશો.[૧૯૬] આવી રીતે અલ્લાહ તેના આદેશો લોકો માટે વિગતવાર રીતે વર્ણવે છે, આશા છે કે તેઓ ખોટું વર્તન કરવાથી બચશે.**

**અને તમે લોકો ન તો અંદરોઅંદર એકબીજાના માલ ખોટી રીતે ખાઓ અને ન તો સત્તાવાળાઓ સમક્ષ**

તમામ મામલાઓમાં આ કુદરતની નિશાનીઓ તેમના માટે સમય નક્કી કરવામાં ઉપયોગી થાય છે એવી જ રીતે નમાઝ તથા સેહરી અને ઇફતારના મામલામાં પણ ઉપયોગી થઈ શકે છે.

**(૧૯૪)** રાત સુધી રોઝો પૂરો કરવાનો અર્થ આ છે કે જ્યાં રાતની હદ શરૂ થાય છે ત્યાં જ તમારા રોઝાની હદ પૂરી થઈ જાય, અને એ તો સ્પષ્ટ છે કે રાતની હદ સૂર્યાસ્તથી શરૂ થાય છે. એટલા માટે સૂર્યાસ્ત થતાં જ ઇફતાર કરી લેવું જોઈએ. સહર અને ઇફતારની સાચી નિશાની આ છે કે જ્યારે રાતના અંતિમ ભાગમાં ક્ષિતિજના પૂર્વ કિનારા ઉપર પરોઢની સફેદીની બારીક એવી ધાર દેખાય, અને ઉપર વધવા માંડે, ત્યારે સેહરીનો સમય પૂરો થઈ જાય છે અને જ્યારે દિવસના અંત ભાગમાં પૂર્વ તરફથી રાતની કાળાશ ઉપર ઉઠતી દેખાય ત્યારે ઇફતારનો સમય આવી જાય છે. આજકાલ તો લોકો સહેરી અને ઇફતાર, બંનેના મામલામાં વધુ પડતી સાવચેતી રાખવાના કારણે બિનજરૂરી રીતે સખ્તાઈ કરતાં દેખાય છે. પરંતુ ઇસ્લામી કાનૂને આ બંને સમયો માટે કોઈ એવી હદબંધી કરી નથી જેનાથી થોડા સેકંડ કે થોડી મિનિટો આમતેમ થઈ જવાથી કોઈનો રોઝો ખરાબ થઈ જાય. પરોઢમાં રાતની કાળાશથી માંડીને પરોઢની સફેદી આવવા સુધી સારી એવી ગુંજાશ રહેલી છે, અને કોઈપણ માણસ માટે એ સાચું છે કે જો બરાબર પરોઢના ઉદય વખતે તેની આંખ ખુલી હોય તો તે જલદીથી ઉઠીને કંઈ ખાઈ-પી લે. હદીસમાં આવે છે કે નબી સ.અ.વ.એ કહ્યું, જો તમારામાંથી કોઈ માણસ સેહરી ખાઈ રહ્યો હોય અને અઝાનનો અવાજ આવી જાય તો તરત જ છોડી ન દે બલ્કે તેની જરૂરિયાત જેટલું ખાઈ-પી લે. આવી જ રીતે ઇફતારના સમયમાં પણ સૂર્યાસ્ત પછી અમસ્તાં જ દિવસનો પ્રકાશ સમાપ્ત થવાની રાહ જોતાં રહેવાની પણ કોઈ જરૂર નથી. નબી સ.અ.વ. સૂર્યાસ્ત થતાં જ બિલાલ રદિ.ને પોકારીને કહેતા હતાં કે, લાવો, મારો શરબત. બિલાલ કહેતાં કે, હે અલ્લાહના રસૂલ ! હજુ તો દિવસ પ્રકાશિત છે. તો આપ કહેતાં કે જ્યારે રાતની કાળાશ પૂર્વમાંથી ઉઠવા માંડે ત્યારે રોઝાનો સમય સમાપ્ત થઈ જાય છે.

**(૧૯૫)** મુઅતકિફ **معتکف** નો અર્થ આ છે કે કોઈ માણસ રમઝાનના છેલ્લા ૧૦ દિવસોમાં મસ્જિદમાં રોકાણ કરે અને આ દિવસો અલ્લાહની યાદ માટે અનામત કરી દે. આ એતિકાફની હાલતમાં

لِتَاْكُلُوْا فَرِيْقًا مِّنْ اَمْوَالِ النَّاسِ بِالْاِثْمِ وَ اَنْتُمْ
تَعْلَمُوْنَ ع ﴿۱۸۸﴾ يَسْـَٔلُوْنَكَ عَنِ الْاَهِلَّةِ ؕ قُلْ هِيَ مَوَاقِيْتُ
لِلنَّاسِ وَ الْحَجِّ ؕ وَ لَيْسَ الْبِرُّ بِاَنْ تَاْتُوا الْبُيُوْتَ مِنْ




**તેમને એવા આશયથી પ્રસ્તુત કરો કે તમને બીજાના માલનો કોઈ ભાગ ઈરાદાપૂર્વક અન્યાયી રીતે ખાવાની તક મળી[૧૯૭] જાય. (રુકૂઅ-૨૩)**

**લોકો તમને ચંદ્રના વધતા ઘટતા-આકારો વિષે પૂછે છે. કહો : આ લોકોના માટે તારીખો નક્કી કરવાની અને હજ્જની નિશાનીઓ[૧૯૮] છે. આ ઉપરાંત એમને કહો : આ કોઈ સત્કર્મ નથી કે તમે તમારા ઘરોમાં**

માણસ પોતાની માનવસહજ જરૂરિયાત માટે મસ્જિદની બહાર જઈ શકે છે પરંતુ પોતાની કામેચ્છા રોકી રાખવાનું ફરજિયાત છે.

(૧૯૬) એમ કહેવામાં આવ્યું નથી કે આ મર્યાદાઓનું ઉલ્લંઘન ન કરતાં બલ્કે એમ કહેવામાં આવ્યું છે કે એમની નજીક પણ ન ફરકશો. આનો અર્થ આ છે કે જે જગ્યાએથી ગુનાની સીમા લાગૂ પડે છે બરાબર એ જ જગ્યાના છેલ્લા કિનારા ઉપર ફર્યા કરવું માણસ માટે જોખમકારક છે. સલામતી આમાં જ છે કે માણસ સીમાથી દૂર જ રહે જેથી ભૂલમાં પણ પગલું તેની બહાર ન પડી જાય. આ જ વિષયનું વર્ણન એ હદીસમાં પણ થયું છે જેમાં નબી સ.અ.વ.એ કહ્યું છે કે, لِكل ملكٍ حِمًى و ان حمى الله محارمه فمن رتع حول الحمى، يوشك ان يقع فيه ـ અરબી ભાષામાં હિમા એ ચરવાની જગ્યાને કહે છે જેને એક ઉમરાવ અથવા રાજા જાહેર જનતા માટે પ્રતિબંધિત કરી દે છે. આ ઉદાહરણનો ઉપયોગ કરીને નબી સ.અ.વ. કહે છે કે, ‘‘દરેક બાદશાહની એક હિમા હોય છે અને અલ્લાહની હિમા તેની એ સીમાઓ છે જેના વડે તેણે હરામ અને હલાલ તથા આજ્ઞાપાલન અને ગુનાનો ભેદ સ્થાપ્યો છે. જે જનાવર હિમાની આજુબાજુમાં જ ચરતો રહે, તો સંભવ છે કે એક દિવસે તે હિમાની અંદર પ્રવેશ કરી જાય.’’ અફસોસની વાત છે કે ઘણાં લોકો કે જે શરીઅત (ઈસ્લામી કાનૂન)ના હાર્દથી નાવાકેફ છે તેઓ હંમેશાં છૂટછાટની છેલ્લી સીમાઓ સુધી જવાનો જ આગ્રહ રાખે છે, અને ઘણાં વિદ્વાનો અને ધાર્મિક વડાઓ પણ આ જ હેતુ માટે સબૂત શોધી શોધીને છૂટછાટની છેલ્લી સીમાઓ તેમને બતાવ્યાં કરે છે જેથી તેઓ એ બારીક ભેદભાવની રેખા ઉપર જ ફરતાં રહે જ્યાં આજ્ઞાપાલન અને ગુન્હા વચ્ચે વાળમાત્ર અંતર રહી જાય છે. આનું જ પરિણામ છે કે ઘણાંખરા લોકો ગુન્હા, અને ગુન્હાની આગળ વધીને ભટકવામાં ફસાઈ રહ્યાં છે કેમ કે આ સુક્ષ્મ સરહદી રેખાઓનો ભેદ પારખવા માટે તથા તેમના કિનારા ઉપર પહોંચીને પોતાની જાતને કાબૂમાં રાખવા માટે દરેક માણસ શક્તિમાન હોતો નથી.

(૧૯૭) આ આયતનો એક અર્થ આ છે કે સત્તાવાળા લોકોને લાંચ આપીને ગેરકાયદેસર રીતે લાભ ઉઠાવવાની કોશિશ ન કરો, અને બીજો અર્થ આ છે કે, જ્યારે તમે પોતે જાણો છો કે માલ બીજા માણસનો છે ત્યારે

ظُهُوْرِهَا وَلٰكِنَّ الْبِرَّ مَنِ اتَّقٰى ۚ وَاْتُوا الْبُيُوْتَ مِنْ اَبْوَابِهَا ۪
وَاتَّقُوا اللّٰهَ لَعَلَّكُمْ تُفْلِحُوْنَ ﴿١٨٩﴾ وَقَاتِلُوْا فِيْ سَبِيْلِ اللّٰهِ
الَّذِيْنَ يُقَاتِلُوْنَكُمْ وَلَا تَعْتَدُوْا ؕ اِنَّ اللّٰهَ لَا يُحِبُّ

**પાછળની બાજુએથી દાખલ થાઓ છો. સત્કર્મ તો ખરેખર આ છે કે માણસ અલ્લાહની નારાજગીથી બચે. તેથી તમે તમારા ઘરોમાં દરવાજામાંથી જ આવો. અલબત્ત, અલ્લાહથી ડરતાં રહો. કદાચ તમને સફળતા પ્રાપ્ત થઈ જાય.[૧૯૯]**

**અને તમે અલ્લાહના માર્ગમાં એ લોકો સાથે લડો જે તમારી સાથે લડે છે,[૨૦૦] પરંતુ અત્યાચાર ન કરો કારણ કે અલ્લાહ અત્યાચાર**

માત્ર એટલા જ માટે કે તેની પાસે તેની માલિકીનો કોઈ પુરાવો નથી, અથવા એટલા માટે કે કોઈ દાવપેચ લડાવીને તમે તેને ખાઇ શકો છો, તેનો મુકદમો અદાલતમાં ન લઈ જાઓ. શકય છે કે ન્યાયાધીશ મુકદમાની વિગતોને ધ્યાનમાં લઈને એ માલ તમને અપાવડાવી દે પરંતુ ન્યાયાધીશનો આવો ફેંસલો હકીકતમાં ખોટી ઉપજાવી કાઢેલી વિગતો વડે છેતરાઈ જવાનું પરિણામ હશે. એટલા માટે અદાલત પાસેથી તેની માલિકીનો હક્ક મેળવવા છતાં વાસ્તવમાં તમે તેના કાયદેસર માલિક બની શકશો નહીં. અલ્લાહને ત્યાં એ તમારા માટે હરામ રહેશે. હદીસમાં આવે છે કે નબી સ.અ.વ. એ કહ્યું، انما انا بشر وانتم تختصمون الى ولعل بعضكم يكون الحن مججته من بعض فاقضى له على نحو ما اسمع منه۔ فمن قضيت له بشيء من حق اخيه، فلنما اقضى له قطعة من النار۔ એટલે કે, હું છેવટે તો એક મનુષ્ય જ છું, સંભવ છે કે તમે એક મુકદમો મારી પાસે લાવો અને તમારામાંથી એક પક્ષકાર બીજાની સરખામણીમાં વધુ વાચાળ હોય અને તેની દલીલો સાંભળીને હું તેની તરફેણમાં ફેંસલો કરી દઉં, પરંતુ આટલું સમજી લો કે આવી રીતે તમારા એક ભાઈના હક્કમાંથી કોઇ વસ્તુ તમે મારા ફેંસલા વડે મેળવી વાસ્તવમાં દોઝખનો એક ટુકડો મેળવશો.

(૧૯૮) ચંદ્રની વધઘટ એક એવું દ્રશ્ય છે જેણે દરેક જમાનામાં માનવીનું ધ્યાન પોતાની તરફ ખેંચ્યું છે અને તેના વિષે જાતજાતના વહેમો અને કલ્પનાઓ તથા રિવાજો દુનિયાની કોમોમાં ચાલતા આવ્યાં છે, અને આજ સુધી ચાલે છે. આરબ લોકોમાં પણ આ પ્રકારના વહેમો મોજૂદ હતાં. ચંદ્રને જોઈને સારા અથવા ખરાબ શુકન લેવાં, અમુક તારીખોને લાભદાયી અને અમુકને ખરાબ માનવી, અમુક તારીખને મુસાફરી માટે અને તથા અમુક તારીખને કામની શરૂઆત કરવા માટે, તથા અમુક તારીખને લગ્ન માટે ખરાબ કે લાભદાયી માનવી અને એમ માનવું કે ચંદ્રના ઉદય અને અસ્ત તેમજ તેની વધઘટ અને તેની ચાલ અને તેના ગ્રહણની કોઈ અસર માનવીના ભાગ્ય ઉપર પડે છે. આ તમામ વાતો અન્ય અજ્ઞાન કોમોની જેમ આરબોમાં પણ જોવા મળતી હતી અને આના વિષે જુદા જુદા વહેમ આધારિત રિવાજો તેમની અંદર પણ પ્રચલિત હતાં. આ જ વસ્તુઓની હકીકત નબી સ.અ.વ.ને પૂછવામાં આવી. જવાબમાં અલ્લાહતઆલાએ જણાવ્યું કે, આ ઘટતો-વધતો ચંદ્ર તમારા માટે

الْمُعْتَدِيْنَ ﴿١٩٠﴾ وَاقْتُلُوْهُمْ حَيْثُ ثَقِفْتُمُوْهُمْ وَاَخْرِجُوْهُمْ
مِّنْ حَيْثُ اَخْرَجُوْكُمْ وَالْفِتْنَةُ اَشَدُّ مِنَ الْقَتْلِ ۚ
وَلَا تُقٰتِلُوْهُمْ عِنْدَ الْمَسْجِدِ الْحَرَامِ حَتّٰى يُقٰتِلُوْكُمْ
فِيْهِ ۚ فَاِنْ قٰتَلُوْكُمْ فَاقْتُلُوْهُمْ ؕ كَذٰلِكَ جَزَآءُ
الْكٰفِرِيْنَ ﴿١٩١﴾ فَاِنِ انْتَهَوْا فَاِنَّ اللّٰهَ غَفُوْرٌ رَّحِيْمٌ ﴿١٩٢﴾

**કરનારાઓને પસંદ કરતો નથી.[૨૦૧] તેમની સાથે લડો જ્યાં પણ તમારો તેમની સાથે મુકાબલો થઈ જાય અને તેમને કાઢો જ્યાંથી તેમણે તમને કાઢયાં છે, એટલા માટે કે હત્યા જો કે બૂરી છે,[૨૦૨] પરંતુ ફિત્નો તેના કરતાં પણ વધુ બૂરો છે. અને મસ્જિદેહરામની પાસે જ્યાં સુધી તેઓ તમારી સાથે લડે નહીં, તમે પણ ન લડો, પરંતુ જ્યારે તેઓ ત્યાં લડવાથી પણ ન ચૂકે, તો તમે પણ વિના સંકોચે તેમને મારો કારણ કે આવા કાફિરોની આ જ સજા છે. પછી જો તેઓ અટકી જાય, તો જાણી લો કે અલ્લાહ ક્ષમા કરનાર અને દયાળુ છે.[૨૦૩]**

ફકત એક કુદરતી પંચાંગ (કેલેન્ડર) છે, જે આકાશ પર દેખાઈને તમામ દુનિયાના લોકોને એકીસાથે તેમની તારીખોનો હિસાબ બતાવતું રહે છે. હજ્જનો ઉલ્લેખ વિશેષરૂપે એટલા માટે કરવામાં આવ્યો કે અરબસ્તાનના ધાર્મિક, સાંસ્કૃતિ અને આર્થિક જીવનમાં તેનું મહત્ત્વ સૌથી વધારે હતું. વર્ષના ચાર મહિના હજ્જ અને ઉમરહ સાથે સંકળાયેલા હતાં. આ મહિનાઓ દરમ્યાન લડાઈઓ બંધ રહેતી, રસ્તા સુરક્ષિત રહેતાં અને શાંતિના લીધે વેપાર-ધંધા વિકસતા હતાં.

(૧૯૯) એ તમામ વહેમ આધારિત રિવાજો કે, જે અરબસ્તાનમાં પ્રચલિત હતાં, તેમાં એક વસ્તુ એ પણ હતી કે, જ્યારે હજ્જ માટે અહરામ પહેરી લેતાં ત્યારે તેમના ઘરોમાં દરવાજામાંથી દાખલ થતા ન હતાં બલ્કે પાછળથી દીવાલ કૂદીને અથવા દીવાલમાં બારી જેવું પાડીને તેમાંથી દાખલ થતા હતાં. બીજું, મુસાફરીએથી પાછા ફરીને ઘરોમાં પાછળથી પ્રવેશ કરતા હતાં. આ આયતમાં એ રિવાજનું ખંડન જ કરવામાં આવ્યું નથી બલ્કે તમામ વહેમો ઉપર એમ કહીને પ્રહાર કરવામાં આવ્યો છે કે નેકી વાસ્તવમાં અલ્લાહથી ડરવાનું તથા તેના હુકમોનું ઉલ્લંઘન કરવાથી બચવાનું નામ છે, એ નિરર્થક રિવાજોને નેકીની સાથે કંઈ લેવા-દેવા નથી જે માત્ર બાપદાદાનું આંધળું અનુકરણ કરીને પાળવામાં આવી રહ્યાં છે અને જેમનો માણસના સદ્ભાગ્ય કે દુર્ભાગ્ય સાથે કોઈ સંબંધ નથી.

(૨૦૦) એટલે કે જે લોકો ખુદાના કામમાં તમારા રસ્તામાં અડચણો ઉભી કરે છે, અને એટલા માટે

وَ قٰتِلُوْهُمْ حَتّٰى لَا تَكُوْنَ فِتْنَةٌ وَّ يَكُوْنَ الدِّيْنُ لِلّٰهِ ؕ فَاِنِ انْتَهَوْا فَلَا عُدْوَانَ اِلَّا عَلَى الظّٰلِمِيْنَ ﴿۱۹۳﴾

**તમે તેમની સાથે લડતાં રહો એટલે સુધી કે ફિત્નો બાકી ન રહે અને દીન અલ્લાહ માટે થઈ જાય.[૨૦૪] પછી જો તેઓ અટકી જાય, તો સમજી લો કે અત્યાચારીઓ સિવાય બીજા કોઈની ઉપર હાથ ઉપાડવો યોગ્ય નથી.[૨૦૫]**

---

તમારા દુશ્મન બની ગયાં છે કે, તમે ખુદાના આદેશો પ્રમાણે જીવનવ્યવસ્થાને સુધારવા માગો છો, અને આ સુધારણાના કામમાં અડચણ ઉભી કરવામાં તેઓ જોરજુલમનો ઉપયોગ કરી રહ્યાં છે, તેમની સાથે યુદ્ધ કરો. આ પહેલાં જયારે મુસલમાનો નબળાં અને વેરવિખેર હતાં ત્યારે તેમને માત્ર ઈસ્લામનો ફેલાવો કરવાનો જ હુકમ આપવામાં આવ્યો હતો તથા વિરોધીઓના જોરજુલમ સામે ધીરજ રાખવાનો હુકમ આપવામાં આવતો હતો. હવે મદીનામાં તેમનું એક નાનકડું નગરરાજ્ય બની ગયા પછી પ્રથમ વખત હુકમ આપવામાં આવી રહ્યો છે કે, જે લોકો સુધારણાના આ સંદેશના માર્ગમાં સશસ્ત્ર અડચણ ઊભી કરે છે તેમને તલવારનો જવાબ તલવારથી આપો. આના પછી બદ્રની લડાઇ થઈ તથા લડાઈઓનો સિલસિલો શરૂ થઈ ગયો.

(૨૦૧) એટલે કે તમારી લડાઈ ન તો તમારા ભૌતિક સ્વાર્થો માટે હોવી જોઈએ, ન તો એ લોકો ઉપર હાથ ઉગામો જે સત્યદીનના માર્ગમાં આડે આવતાં નથી, તથા લડાઈમાં અજ્ઞાનકાળની રીત-રસમો ન વાપરો, મહિલાઓ, બાળકો, વૃદ્ધો તથા ઘાયલ લોકો ઉપર હાથ ન ઉગામતાં, શત્રુના માર્યા ગયેલા લોકોના શબો ચૂંથતાં નહીં, ખેતરો અને પશુઓનો ખોટી રીતે નાશ ન કરતાં અને બીજા તમામ પાશવી અને જુલમી કૃત્યો ''હદથી વધી જવા'' ની વ્યાખ્યામાં આવે છે. અને હદીસમાં આ તમામની મનાઈ કરવામાં આવી છે. આયતનો આશય આ છે કે શક્તિનો ઉપયોગ ત્યાં જ કરવામાં આવે જયાં તે અનિવાર્ય હોય, અને એટલી હદે જ કરવામાં આવે જેટલી હદે તેની જરૂર હોય.

(૨૦૨) અહીં 'ફિત્ના' શબ્દ એ જ અર્થમાં વાપરવામાં આવ્યો છે જે અર્થમાં અંગ્રેજી શબ્દ (Persecution) વપરાય છે, એટલે કે કોઈ જૂથ અથવા માણસને માત્ર એટલા જ માટે જોરજુલમનું નિશાન બનાવવું કે તેણે પ્રચલિત માન્યતાઓ અને વિચારસરણીઓની જગ્યાએ કેટલીક બીજી માન્યતાઓ અને વિચારસરણીઓને સાચી માનીને સ્વીકારી લીધી છે, અને તે આલોચના અને પ્રચાર મારફતે સમાજની વર્તમાન વ્યવસ્થામાં સુધારણાનો પ્રયત્ન કરે છે. આયતનો આશય આ છે કે, માનવ-લોહી વહેવડાવવું નિઃશંકપણે ખૂબ જ ખરાબ કૃત્ય છે, તેમ છતાં જયારે કોઈ માનવજૂથ બળજબરીપૂર્વક તેની વિચારસરણી બીજાં ઉપર ઠોકી બેસાડે અને લોકોને સત્યનો સ્વીકાર કરવાથી બળપૂર્વક રોકે, તથા સુધારણા અને પરિવર્તન માટેના કાયદેસર અને બુદ્ધિયુક્ત પ્રયાસોનો સામનો દલીલો વડે કરવાને બદલે પાશવી શક્તિઓ વડે કરવા માંડે તો તે હત્યાની સરખામણીમાં વધારે મોટું દુષ્કૃત્ય કરે છે અને આવા જૂથને તલવારના જોરે હટાવી દેવાનું તદ્દન કાયદેસર છે.

(૨૦૩) એટલે તમે જે ખુદા ઉપર ઈમાન લાવ્યાં છો તેનો ગુણ આ છે કે ખરાબમાં ખરાબ અપરાધી અને

اَلشَّهۡرُ الۡحَرَامُ بِالشَّهۡرِ الۡحَرَامِ وَالۡحُرُمٰتُ قِصَاصٌ‌ؕ فَمَنِ اعۡتَدٰى عَلَيۡكُمۡ فَاعۡتَدُوۡا عَلَيۡهِ بِمِثۡلِ مَا اعۡتَدٰى عَلَيۡكُمۡ‌ ۖ وَاتَّقُوا اللّٰهَ وَاعۡلَمُوۡٓا اَنَّ اللّٰهَ مَعَ الۡمُتَّقِيۡنَ ﴿۱۹۴﴾

**હરામ મહિનાનો બદલો હરામ મહિનો જ છે અને તમામ હુર્મતોનો આદર[૨૦૬] સમાનપણે થશે. તેથી જે તમારી ઉપર હાથ ઉપાડે તમે પણ એવી જ રીતે તેની ઉપર હાથ ઉપાડો. અલબત્ત, અલ્લાહથી ડરતાં રહો અને એ ધ્યાન રાખો કે અલ્લાહ એ જ લોકોની સાથે છે જે તેની હદોને તોડવાથી દૂર રહે છે.**

ગુનેગારને પણ તે માફ કરી દે છે જ્યારે તે પોતાનું વિદ્રોહી વલણ છોડી દે. આ જ ગુણ તમે તમારી અંદર પણ પેદા કરો تخلّقوا باخلاق الله તમારી લડાઈ વેરની આગ બુઝાવવા માટે ન હોય બલ્કે ખુદાના દીનનો માર્ગ મોકળો કરવા માટે હોય. જ્યાં સુધી કોઈ જૂથ ખુદાના માર્ગમાં આડે આવે બસ ત્યાં સુધી જ તેની સાથે તમારી લડાઈ પણ રહે, અને જ્યારે તે પોતાનું વલણ ત્યજી દે ત્યારે તમારો હાથ પણ તેની ઉપર ન ઉપડે.

(૨૦૪) અહીં 'ફિત્ના' શબ્દ ઉપર દર્શાવેલા અર્થમાં વપરાયો છે. સંદર્ભ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે અત્રે "ફિત્ના" નો અર્થ એ સ્થિતિ છે જેમાં દીન અલ્લાહના બદલે બીજા કોઈને માટે હોય, અને લડાઈનો હેતુ આ છે કે આ ફિત્નો સમાપ્ત થઈ જાય અને દીન માત્ર અલ્લાહને માટે હોય. પછી જ્યારે આપણે "દીન" શબ્દ તપાસીએ છીએ ત્યારે જણાય છે કે અરબી ભાષામાં દીનનો અર્થ "આજ્ઞાપાલન" છે, અને રૂઢિપ્રયોગમાં આનો અર્થ એ જીવનવ્યવસ્થા છે જે કોઈને ઉચ્ચતર માનીને તેના હુકમો અને કાયદાઓનું પાલન કરવામાં આવે. તેથી દીનની આ સમજૂતી ઉપરથી આ વાત આપોઆપ સ્પષ્ટ થઈ જાય છે કે સમાજની એ સ્થિતિ કે જેમાં લોકો ઉપર લોકોની ખુદાઈ અને શાસન સ્થપાયેલું હોય, અને જેમાં અલ્લાહના કાનૂન અનુસાર જીવન જીવવું શક્ય ન રહે, તે ફિત્નાની સ્થિતિ છે અને ઇસ્લામી લડાઈનો ઉચ્ચતર ધ્યેય આ છે કે આ ફિત્નાની જગ્યાએ એવી સ્થિતિનું નિર્માણ થાય જેમાં લોકો માત્ર ખુદાઈ કાનૂનના અનુયાયી બનીને રહી શકે.

(૨૦૫) છોડી દેવાનો અર્થ કાફિરો દ્વારા તેમના કુફ્ર અને શિર્ક છોડી દેવાનો નથી બલ્કે ફિત્નો છોડી દેવાનો છે. કાફિર, મુશ્રિક, નાસ્તિક, દરેકને અખત્યાર છે કે પોતાની જે માન્યતા છે તે ધરાવે અને જેની ચાહે પૂજા કરે, અથવા કોઈની પણ ન કરે. આ ગુમરાહીમાંથી તેમને બહાર કાઢવા માટે અમે સમજણ અને શિખામણ આપીશું પરંતુ તેમની સાથે લડીશું નહીં. પણ તેને આ હક્ક કદાપિ નથી કે ખુદાની ભૂમિ ઉપર ખુદાના કાનૂનની જગ્યાએ પોતાના ખોટા કાયદા લાગૂ પાડે અને ખુદાના બંદાઓને ખુદા સિવાય અન્યના બંદા બનાવે. આ ફિત્નાને નાબૂદ કરવા માટે પ્રસંગ પ્રમાણે, તેમજ શક્ય તેટલી હદે પ્રચાર તથા તલવાર, બંનેનો ઉપયોગ કરવામાં આવે અને મોમિન ત્યાં સુધી જંપીને બેસશે નહીં જ્યાં સુધી કાફિરો તેમનો આ ફિત્નો છોડી ન દે.

અને આ જે કહેવામાં આવ્યું કે, પછી તેઓ અટકી જાય "તો અત્યાચારીઓ સિવાય બીજા કોઈની

وَ اَنْفِقُوْا فِیْ سَبِیْلِ اللّٰهِ وَ لَا تُلْقُوْا بِاَیْدِیْكُمْ اِلَی التَّهْلُكَةِ ۛۚ
وَ اَحْسِنُوْا ۛۚ اِنَّ اللّٰهَ یُحِبُّ الْمُحْسِنِیْنَ ﴿۱۹۵﴾ وَ اَتِمُّوا الْحَجَّ
وَ الْعُمْرَةَ لِلّٰهِ ؕ فَاِنْ اُحْصِرْتُمْ فَمَا اسْتَیْسَرَ مِنَ الْهَدْیِ ۚ
وَ لَا تَحْلِقُوْا رُءُوْسَكُمْ حَتّٰی یَبْلُغَ الْهَدْیُ مَحِلَّهٗ ؕ

**અલ્લાહના માર્ગમાં ખર્ચ કરો અને તમારા હાથે તમારી જાતને બરબાદીમાં ન નાખો.[૨૦૭] ખૂબીપૂર્વક કામ કરો કારણ કે અલ્લાહ ખૂબીપૂર્વક કામ કરનારાઓને પસંદ કરે છે.[૨૦૮]**

**અલ્લાહની પ્રસન્નતા ખાતર જ્યારે હજ્જ અને ઉમરહનો ઈરાદો કરો ત્યારે તેને પૂરો કરો અને જો ક્યાંક ઘેરાઈ જાઓ તો જે કુરબાની (નો જનાવર) મળી રહે, અલ્લાહની હજૂરમાં રજૂ કરો.[૨૦૯] અને તમારા માથાં ત્યાં સુધી ન મૂંડો જ્યાં સુધી કુરબાની (નો જનાવર) તેના સ્થાને પહોંચી ન જાય.[૨૧૦]**

---

વિરુદ્ધ દુશ્મનાવટ રાખવી યોગ્ય નથી,'' તો આના ઉપરથી એ ઈશારો નીકળે છે કે જ્યારે બાતિલ-મિથ્યા-વ્યવસ્થાની જગ્યાએ સત્યવ્યવસ્થાની સ્થાપના થઈ જાય ત્યારે આમજનતાને તો માફી આપી દેવામાં આવશે પરંતુ એવાં લોકોને સજા આપવા માટેનો સત્યપરસ્તોને હક્ક તો મળશે જ કે જેમણે તેમના સત્તાકાળમાં સત્ય-વ્યવસ્થાના માર્ગમાં અડચણ રૂપ બનવા માટે જોરજુલમ કરવામાં હદ વટાવી દીધી હોય. જો કે આ મામલામાં પણ નેક મુસલમાનોને શોભે તો એ જ છે કે દરગુજરનો મામલો અપનાવે અને વિજયી થઈને અત્યાચારીઓ સામે વેર ન વાળે. પરંતુ જેમના અપરાધોની યાદી ખૂબ જ કાળી હોય તેમને સજા આપવી બિલકુલ કાયદેસર છે, અને આ પરવાનગીનો ખુદ નબી સ.અ.વ.એ ફાયદો ઉઠાવ્યો છે કે જેમના કરતાં વધારે માફી અને દરગુજર કરનાર બીજો કોઈ ન હતો. એટલા માટે બદ્રની લડાઈના કેદીઓમાંથી ઉકબા બિન અબી મુઐત અને નઝર બિન હારિસની હત્યા તથા મક્કા વિજય પછી ૧૭ માણસોને જાહેર માફીમાંથી બાકાત રાખવાનું અને પછી એમાંથી ચારને મૃત્યુદંડની સજા આપવાનું આ જ પરવાનગી ઉપર આધારિત હતું.

(૨૦૬) આરબોમાં હઝરત ઈબ્રાહીમ અ.સ.ના સમયથી એ નિયમ ચાલ્યો આવતો હતો કે ઝિલકઅદ, ઝિલહજ્જ અને મુહર્રમના ત્રણ મહિના હજ્જ માટે ખાસ હતાં અને રજ્જબનો મહિનો ઉમરહ માટે ખાસ કરવામાં આવ્યો હતો. આમ આ ચાર મહિનાઓમાં લડાઈ તેમજ લોહી વહેવડાવવાની મનાઈ હતી જેથી કા'બાની ઝિયારત માટે આવતા લોકો શાંતિપૂર્વક ખુદાના ઘર સુધી જાય અને પોતપોતાના ઘેરે પાછાં જઈ શકે. આના લીધે આ મહિનાઓને હરામ મહિના કહેવામાં આવતા હતાં, એટલે કે આદરવાળા મહિનાઓ. આયતનો આશય આ છે કે હરામ મહિનાઓનો આદર કાફિરો રાખે તો મુસલમાનો પણ રાખે અને જો તેઓ આ

فَمَنْ كَانَ مِنْكُمْ مَّرِيْضًا اَوْ بِهٖۤ اَذًى مِّنْ رَّاْسِهٖ
فَفِدْيَةٌ مِّنْ صِيَامٍ اَوْ صَدَقَةٍ اَوْ نُسُكٍۚ فَاِذَاۤ
اَمِنْتُمْ ۗ وقفة فَمَنْ تَمَتَّعَ بِالْعُمْرَةِ اِلَى الْحَجِّ فَمَا اسْتَيْسَرَ
مِنَ الْهَدْيِۚ فَمَنْ لَّمْ يَجِدْ فَصِيَامُ ثَلٰثَةِ اَيَّامٍ فِى
الْحَجِّ وَسَبْعَةٍ اِذَا رَجَعْتُمْ ؕ تِلْكَ عَشَرَةٌ كَامِلَةٌ ؕ
ذٰلِكَ لِمَنْ لَّمْ يَكُنْ اَهْلُهٗ حَاضِرِى الْمَسْجِدِ الْحَرَامِ ؕ

**પરંતુ જે માણસ બીમાર હોય અથવા જેના માથામાં કોઈ તકલીફ હોય અને એ કારણે તેનું માથું મૂંડાવી લે, તો તેણે ફિદ્યા તરીકે રોઝા રાખવા જોઈએ અથવા સદકો આપવો જોઈએ અથવા કુરબાની કરવી જોઈએ.[૨૧૧] પછી જો તમને સલામતી પ્રાપ્ત થઈ જાય[૨૧૨] (અને તમે હજ્જની પહેલાં મક્કા પહોંચી જાઓ), તો તમારામાંથી જે માણસ હજ્જનો સમય આવે ત્યાં સુધી ઉમરહનો લાભ ઉઠાવે તે યથાશક્તિ કુરબાની આપે, અને જો કુરબાની ન મળે તો ત્રણ રોઝા હજ્જના સમયમાં અને સાત ઘરે પહોંચીને, એમ કુલ દસ રોઝા રાખી લે. આ છૂટછાટ એ લોકો માટે છે જેમનાં ઘર મસ્જિદેહરામની નજીક ન હોય.[૨૧૩]**

આદરની અવગણના કરે, અને કોઈ પણ હરામ મહિનામાં મુસલમાનો ઉપર હાથ ઉપાડે, તો પછી મુસલમાનો પણ હરામ મહિનામાં બદલો લઈ શકે છે.

આ પરવાનગીની જરૂર ખાસ તો એટલા માટે પડી હતી કે આરબોએ યુદ્ધ અને લૂંટફાટ માટે "નસી"નો નિયમ બનાવી રાખ્યો હતો જેની રૂએ તેઓ જો કોઈની સામે વેર વાળવા માગતા હોય અથવા હુમલો કરીને લડાઈ શરૂ કરવા માગતા હોય તો કોઈ હરામ મહિનામાં તેની ઉપર હુમલો કરતા હતાં, અને પછી એ મહિનાની જગ્યાએ બીજા એક હલાલ મહિનાને હરામ કરીને જાણે કે આ હુરમતનો બદલો વાળી દેતા હતાં. આના લીધે મુસલમાનોની સામે એ સવાલ ઉભો થયો કે જો કાફિરો તેમના 'નસી'ના બહાનાનો ઉપયોગ કરીને કોઈ હરામ મહિનામાં યુદ્ધની કાર્યવાહી કરી નાખે તો એવા સંજોગોમાં શું કરવું જોઈએ ? આ જ સવાલનો જવાબ આ આયતમાં આપવામાં આવ્યો છે.

(૨૦૭) અલ્લાહની રાહમાં ખર્ચ કરવાનો અર્થ અલ્લાહના દીનને કાયમ કરવાના પ્રયાસોમાં આર્થિક બલિદાન આપવાનો છે. આયતનો અર્થ આ છે કે, જો તમે ખુદાના દીનને વિજયી બનાવવા માટે તમારો માલ




وَ اتَّقُوا اللّٰهَ وَ اعْلَمُوْٓا اَنَّ اللّٰهَ شَدِيْدُ الْعِقَابِ ﴿۱۹۶﴾ اَلْحَجُّ
اَشْهُرٌ مَّعْلُوْمٰتٌ ۚ فَمَنْ فَرَضَ فِيْهِنَّ الْحَجَّ فَلَا رَفَثَ وَ لَا
فُسُوْقَ ۙ وَ لَا جِدَالَ فِي الْحَجِّ ؕ وَ مَا تَفْعَلُوْا مِنْ خَيْرٍ يَّعْلَمْهُ اللّٰهُ ؕ
وَ تَزَوَّدُوْا فَاِنَّ خَيْرَ الزَّادِ التَّقْوٰى ۫ وَ اتَّقُوْنِ يٰٓاُولِي الْاَلْبَابِ ﴿۱۹۷﴾

**અલ્લાહના આ આદેશોનો ભંગ કરવાથી બચો અને સારી રીતે જાણી લો કે અલ્લાહ સખત સજા આપનાર છે. (રુકૂઅ-૨૪)**

**હજ્જનાં મહિનાની સૌને ખબર છે. જે માણસ આ ઠરાવેલા મહિનાઓમાં હજ્જનો ઈરાદો કરે, તેણે સાવધ રહેવું જોઈએ કે હજ્જના ગાળામાં તેનાથી કોઈ જાતીય કૃત્ય,[૨૧૪] કોઈ દુષ્કૃત્ય[૨૧૫] અને કોઈ લડાઈ-ઝઘડા ની વાત થઈ ન જાય,[૨૧૬] અને જે સદ્કાર્ય તમે કરશો, તે અલ્લાહની જાણમાં હશે. હજ્જની મુસાફરી માટે ભાથું સાથે લઈ જાઓ અને સૌથી સારું ભાથું સંયમ છે. તેથી હે બુદ્ધિમાનો, મારી નાફરમાની કરવાથી દૂર[૨૧૭] રહો.**

ખર્ચ નહીં કરો, અને તેની સરખામણીમાં પોતાના અંગત હિતોને પ્રિય રાખશો, તો આ તમારા માટે દુનિયામાં પણ બરબાદીનું કારણ બનશે અને આખિરતમાં પણ. દુનિયામાં તમે કાફિરોના હાથે પરાજિત અને અપમાનિત થઈને રહેશો તથા આખિરતમાં તમારી પાસેથી કડક હિસાબ લેવામાં આવશે.

(૨૦૮) احسان એહસાનનો શબ્દ ''હુસ્ન''માંથી નીકળ્યો છે જેનો અર્થ કોઈપણ કામને ખૂબીપૂર્વક કરવાનો છે. કામનો એક દરજ્જો આ છે કે, માણસને જે કામ સોંપવામાં આવ્યું હોય તેને બસ તે કરી નાખે, અને બીજો દરજ્જો આ છે કે, તેને ખૂબીપૂર્વક કરે, તેમાં પોતાની તમામ આવડત અને બધાં જ સાધનો ખર્ચી નાખે તથા દિલથી તેને પૂરો કરવાની કોશિશ કરે. પહેલો દરજ્જો ફકત આજ્ઞાપાલનનો દરજ્જો છે જેના માટે માત્ર સંયમ અને બીક પૂરતાં હોય છે, જ્યારે બીજો દરજ્જો ખૂબીનો દરજ્જો છે જેના માટે પ્રેમ અને ઊંડોં દિલની લાગણી જરૂરી હોય છે.

(૨૦૯) એટલે કે રસ્તામાં કોઈ એવું કારણ ઊભું થઈ જાય કે જેના કારણે આગળ જવું અશકય હોય અને મજબૂરીથી રોકાઈ જવું પડે તો ઊંટ, ગાય, બકરીમાંથી જે જનાવર પણ ઉપલબ્ધ હોય, અલ્લાહ માટે કુરબાન કરી દો.

(૨૧૦) આ બાબતમાં મતભેદ પ્રવર્તે છે કે કુરબાની તેની જગ્યાએ પહોંચી જવાનો અર્થ શું છે. હનફી મસ્લકના વિદ્વાનોની નજીક આનો અર્થ હરમ છે. એટલે કે માણસ રસ્તામાં રોકાઈ જવા માટે મજબૂર હોય તો પોતાની કુરબાનીનો જનાવર અથવા તેની કિંમત મોકલી આપે જેથી તેના તરફથી હરમની સીમાની અંદર

لَيْسَ عَلَيْكُمْ جُنَاحٌ اَنْ تَبْتَغُوْا فَضْلًا مِّنْ رَّبِّكُمْ ؕ
فَاِذَآ اَفَضْتُمْ مِّنْ عَرَفٰتٍ فَاذْكُرُوا اللّٰهَ عِنْدَ الْمَشْعَرِ
الْحَرَامِ ۖ وَاذْكُرُوْهُ كَمَا هَدٰىكُمْ ۚ وَاِنْ كُنْتُمْ مِّنْ قَبْلِهٖ
لَمِنَ الضَّآلِّيْنَ ﴿١٩٨﴾ ثُمَّ اَفِيْضُوْا مِنْ حَيْثُ اَفَاضَ

**અને જો હજ્જની સાથે સાથે તમે તમારા માલિકની કૃપા પણ શોધતા જાઓ, તો તેમાં કોઈ વાંધો નથી.[૨૧૮] પછી જ્યારે અરફાતથી નીકળો, ત્યારે મશ્અરેહરામ(મુઝદલિફહ)ની પાસે થોભીને અલ્લાહને યાદ કરો અને એવી રીતે યાદ કરો, જેનો આદેશ તેણે તમને આપ્યો છે, નહીં તો આ અગાઉ તમે લોકો ભટકી ગયેલા[૨૧૯] હતાં. પછી જ્યાંથી બીજા બધા લોકો પાછા વળે છે ત્યાંથી જ તમે પણ**

કુરબાની કરવામાં આવે. અને ઈમામ માલિક તથા ઈમામ શાફઈ ર.અ.નો મત માણસ જ્યાં ઘેરાઈ ગયો હોય ત્યાં જ કુરબાની કરી નાખવાનો છે.

માથુ મુંડાવવાનો અર્થ હજામત છે, એટલે કે જ્યાં સુધી કુરબાની ન કરી લો ત્યાં સુધી હજામત ન કરાવો.

(૨૧૧) હદીસ ઉપરથી જણાય છે કે નબી સ.અ.વ.એ આવા પ્રસંગે ત્રણ દિવસના રોઝા રાખવાનો, અથવા છ ગરીબોને જમાડવાનો, અથવા ઓછામાં ઓછું એક બકરું ઝબેહ કરવાનો હુકમ આપ્યો છે.

(૨૧૨) એટલે કે એ કારણ દૂર થઈ જાય કે જેના કારણે તમારે મજબૂરીથી રસ્તામાં રોકાઈ જવું પડયું હતું. કેમ કે એ જમાનામાં હજ્જનો રસ્તો બંધ થઈ જવાનું અને હાજીઓના રોકાઈ જવાનું કારણ મોટા ભાગે ઈસ્લામ દુશ્મન કબીલાઓની અડચણ જ હતી, તેથી અલ્લાહતઆલાએ ઉપરની આયતમાં ''ઘેરાઈ જવું'' અને તેની સામે અહીં ''શાંતિ પ્રાપ્ત થઈ જવી'' શબ્દોનો ઉપયોગ કર્યો છે. પરંતુ જેવી રીતે ઘેરાઈ જવાના અર્થમાં દુશ્મનની અડચણ ઉપરાંત એ બીજા તમામ અટકાવનારાં પરિબળોનો સમાવેશ થાય છે. એવી જ રીતે શાંતિ પ્રાપ્ત થઈ જવાનો અર્થ બધી જ અડચણરૂપ વસ્તુઓના દૂર થઈ જવાને આવરી લે છે.

(૨૧૩) જહાલતકાળમાં એમ માનવામાં આવતું હતું કે એક જ મુસાફરી દરમ્યાન હજ્જ તથા ઉમરહ, બંને અદા કરવા એ મોટું પાપ છે. તેમના ઘડી કાઢેલાં નિયમોમાં ઉમરહ માટે અલગ અને હજ્જ માટે અલગ મુસાફરી કરવી જરૂરી હતી. અલ્લાહતઆલાએ આ બંધનને તોડી નાખ્યો અને બહારથી આવનારા લોકો માટે આ છૂટછાટ મૂકી કે તેઓ એક જ મુસાફરીમાં ઉમરહ અને હજ્જ બંને કરી લે. અલબત્ત, જે લોકો મક્કાની આસપાસ, મીકાતની હદોની અંદર, રહેતાં હોય તેમને આ છૂટછાટમાંથી બાકાત રાખ્યાં કેમ કે તેમના માટે ઉમરહ માટેની મુસાફરી તેમજ હજ્જ માટેની મુસાફરી અલગ અલગ કરવી મુશ્કેલ ન હતી.

હજ્જનો જમાનો આવતાં સુધી ઉમરહનો લાભ ઉઠાવવાનો અર્થ આ છે કે, માણસ ઉમરહ કરીને

# નકશો : હજ્જના સ્થળો


૧. જમરતુલ ઉકબહ
૨. જમરતુલ વુસ્તા
૩. જમરતુલ ઊલા
હાજીઓનું રોકાણ
મસ્જિદે ખૈફ
વાદીએ મહેસર
મસ્જિદે મશ્અરૂલહરામ
મસ્જિદે નમિરહ
મક્કા મુકર્રમહ
મિના
૧
૨
૩
મુઝદલિફહ નું મેદાન
જબલુર્રહમહ
અરફાત
કા'બા
ઝમઝમ

## નકશો : અરફાત વિસ્તાર



النَّاسُ وَاسْتَغْفِرُوا اللّٰهَ ۭ اِنَّ اللّٰهَ غَفُوْرٌ رَّحِيْمٌ ١٩٩ فَاِذَا
قَضَيْتُمْ مَّنَاسِكَكُمْ فَاذْكُرُوا اللّٰهَ كَذِكْرِكُمْ اٰبَآءَكُمْ اَوْ
اَشَدَّ ذِكْرًا ۭ فَمِنَ النَّاسِ مَنْ يَّقُوْلُ رَبَّنَآ اٰتِنَا فِي الدُّنْيَا
وَمَا لَهٗ فِي الْاٰخِرَةِ مِنْ خَلَاقٍ ٢٠٠ وَمِنْهُمْ مَّنْ يَّقُوْلُ

**પાછા વળો અને અલ્લાહ પાસે માફી માગો,[૨૨૦] નિઃશક તે ક્ષમા કરનાર અને દયાળુ છે. પછી જ્યારે તમારી હજ્જની વિધિઓ પૂરી કરી લો, ત્યારે જેવી રીતે અગાઉ તમારા બાપદાદાઓને યાદ કરતા હતાં, એવી રીતે હવે અલ્લાહને યાદ કરો, બલ્કે તેનાથી પણ વધીને.[૨૨૧] (પરંતુ અલ્લાહને યાદ કરનારા લોકો વચ્ચે પણ ઘણો ફરક છે) એમનામાંથી કોઈ તો એવો છે, જે કહે છે કે હે અમારા માલિક! અમને દુનિયામાં જ બધું આપી દે. આવા માણસ માટે આખિરતમાં કોઈ હિસ્સો નથી. અને કોઈ કહે છે કે**

એહરામ ઉતારી નાખે અને એ બંધનોમાંથી મુક્ત થઈ જાય જે એહરામની હાલતમાં લાગુ કરવામાં આવ્યાં છે. પછી જ્યારે હજ્જના દિવસો આવે ત્યારે નવેસરથી એહરામ પહેરી લે.

**(૨૧૪)** એહરામની હાલતમાં પતિ અને પત્ની વચ્ચે માત્ર પતિ-પત્નીનો સંબંધ બાંધવાની જ મનાઈ નથી પરંતુ તેમની વચ્ચે એવી કોઈ વાતચીત પણ થવી ન જોઈએ જે કામવાસના તરફ દોરી જનાર હોય.

**(૨૧૫)** તમામ ગુનાને લગતાં કામો જો કે ગેરકાદેસર જ છે પરંતુ એહરામની હાલતમાં તેમનો ગુનો ઘણો ગંભીર ગણવામાં આવે છે.

**(૨૧૬)** એટલે સુધી કે નોકરને ઠપકો આપવાની પણ મનાઈ છે.

**(૨૧૭)** જહાલતના જમાનામાં હજ્જ માટે ભાથું લઈને નીકળવાને એક દુનિયાદારીનું કામ માનવામાં આવતું હતું અને એક ધાર્મિષ્ઠ માણસ પાસેથી એવી અપેક્ષા રાખવામાં આવતી હતી કે તે ખુદાના ઘરની તરફ દુનિયાનો સામાન લીધા વગર જ જાય. આ આયતમાં તેમના આ ખોટા ખ્યાલનું ખંડન કરવામાં આવ્યું છે અને તેમને જણાવવામાં આવ્યું છે કે ભાથું સાથે ન લેવું એ કોઈ ખૂબીની વાત નથી. અસલ ખૂબી ખુદાનો ડર અને તેના હુકમોનું ઉલ્લંઘન કરવાથી દૂર રહેવું અને જીવનનું શુદ્ધ હોવું છે. જે મુસાફર પોતાની નીતિમત્તા સારી રાખતો નથી, અને ખુદાથી બેખોફ થઈને બૂરાં કામો કરે છે, તે જો ભાથું સાથે ન લઈને માત્ર દેખાવ ખાતરની ફકીરી પર અમલ કરે છે ત્યારે તેનો કોઈ લાભ નથી. ખુદા અને લોકો બંનેની નજરમાં તે અપમાનિત થશે અને તેના આ ધાર્મિક કામનું પણ અપમાન કરશે જેના માટે તે મુસાફરી ખેડી રહ્યો છે. પરંતુ જો તેના દિલમાં ખુદાનો ખોફ હોય, અને તેનો વ્યવહાર સારો હોય, તો ખુદાને ત્યાં પણ તેને માન મળશે અને લોકો પણ તેને માન આપશે, ભલે પછી તેનું ભાથું ભરેલું હોય.

رَبَّنَآ اٰتِنَا فِي الدُّنْيَا حَسَنَةً وَّ فِي الْاٰخِرَةِ حَسَنَةً وَّ قِنَا
عَذَابَ النَّارِ ﴿٢٠١﴾ اُولٰٓئِكَ لَهُمْ نَصِيْبٌ مِّمَّا كَسَبُوْا ؕ وَاللّٰهُ
سَرِيْعُ الْحِسَابِ ﴿٢٠٢﴾ وَاذْكُرُوا اللّٰهَ فِيْٓ اَيَّامٍ مَّعْدُوْدٰتٍ ؕ فَمَنْ
تَعَجَّلَ فِيْ يَوْمَيْنِ فَلَآ اِثْمَ عَلَيْهِ ۚ وَمَنْ تَاَخَّرَ فَلَآ اِثْمَ عَلَيْهِ ۙ
لِمَنِ اتَّقٰى ؕ وَاتَّقُوا اللّٰهَ وَاعْلَمُوْٓا اَنَّكُمْ اِلَيْهِ تُحْشَرُوْنَ ﴿٢٠٣﴾
وَمِنَ النَّاسِ مَنْ يُّعْجِبُكَ قَوْلُهٗ فِي الْحَيٰوةِ الدُّنْيَا

النصف

**હે અમારા માલિક ! અમને દુનિયામાં પણ ભલાઈ આપ અને આખિરતમાં પણ ભલાઈ આપ અને આગની સજાથી અમને બચાવ. આવા લોકો તેમની કમાણી અનુસાર (બન્ને જગ્યાએ) હિસ્સો મેળવશે અને અલ્લાહને હિસાબ ચુકવવામાં જરાય વાર લાગતી નથી. આ ગણતરીના કેટલાક દિવસો છે જે તમારે અલ્લાહની યાદમાં પસાર કરવાં જોઈએ. પછી જો કોઈ ઉતાવળ કરીને બે જ દિવસમાં પાછો ફરી ગયો તો કોઈ હરજ નથી, અને જો કોઈ થોડો સમય વધારે રોકાઈને પાછો ફર્યો તો પણ કોઈ હરજ નથી,[૨૨૨] શરત આ છે કે તેણે આ દિવસો સંયમપૂર્વક પસાર કર્યા હોય — અલ્લાહની નાફરમાની કરવાથી બચો અને સારી રીતે જાણી લો કે એક દિવસે તેની સમક્ષ તમને હાજર કરવામાં આવશે.**

**લોકોમાં કોઈ તો એવો છે, જેની વાતો દુનિયાના જીવનમાં તમને ઘણી જ ભલી જણાય છે,**

---

(૨૧૮) આ પણ પ્રાચીન આરબોનો એક જહાલતપૂર્ણ ખ્યાલ હતો કે, હજ્જની મુસાફરી દરમ્યાન ધંધો-વેપાર કરવાને તેઓ ખરાબ માનતા હતાં કેમ કે તેમની નજીક કામધંધો એ દુનિયાદારીનું કામ હતું અને હજ્જ જેવા એક ધાર્મિક કામ દરમ્યાન આવું કરવું વખોડવા લાયક હતું. કુર્આન આ માન્યતાને રદ કરે છે અને તેમને જણાવે છે કે કોઈપણ ખુદાપરસ્ત માણસ જ્યારે ખુદાના કાનૂનનો આદર જાળવીને પોતાના ધંધા માટે પ્રયાસ કરે છે ત્યારે હકીકતમાં તે પોતાના માલિકની કૃપા શોધી રહ્યો હોય છે, અને આ કોઈ ગુનો નથી કે તે પોતાના માલિકની પ્રસન્નતા પ્રાપ્ત કરવા માટે મુસાફરી કરતી વખતે તેની કૃપા પણ શોધતો રહે.

(૨૧૯) એટલે કે જહાલતના જમાનામાં ખુદાની ઈબાદતની સાથે જે બીજા શિર્કયુક્ત અને જહાલતના કામોની ભેળસેળ થતી હતી, તે બધાંને છોડી દો અને હવે જે માર્ગદર્શન અલ્લાહે તમને આપ્યું છે તે પ્રમાણે માત્ર અને માત્ર અલ્લાહની ઈબાદત કરો.

وَ يُشْهِدُ اللّٰهَ عَلٰى مَا فِىْ قَلْبِهٖ ۙ وَهُوَ اَلَدُّ الْخِصَامِ ﴿۲۰۴﴾ وَاِذَا
تَوَلّٰى سَعٰى فِى الْاَرْضِ لِيُفْسِدَ فِيْهَا وَيُهْلِكَ الْحَرْثَ وَ
النَّسْلَ ؕ وَاللّٰهُ لَا يُحِبُّ الْفَسَادَ ﴿۲۰۵﴾ وَاِذَا قِيْلَ لَهُ اتَّقِ اللّٰهَ
اَخَذَتْهُ الْعِزَّةُ بِالْاِثْمِ فَحَسْبُهٗ جَهَنَّمُ ؕ وَلَبِئْسَ الْمِهَادُ ﴿۲۰۶﴾
وَمِنَ النَّاسِ مَنْ يَّشْرِىْ نَفْسَهُ ابْتِغَآءَ مَرْضَاتِ اللّٰهِ ؕ
وَاللّٰهُ رَءُوْفٌۢ بِالْعِبَادِ ﴿۲۰۷﴾ يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوا ادْخُلُوْا فِى

---

**અને તેની ભલી દાનત માટે તે વારંવાર અલ્લાહને સાક્ષી ઠેરવે છે,[૨૨૩] પરંતુ વાસ્તવમાં તે સત્યનો કટ્ટર શત્રુ હોય છે.[૨૨૪] જ્યારે તેને સત્તા મળી જાય છે,[૨૨૫] ત્યારે ધરતી ઉપર તેની સમગ્ર દોડધામ એટલા માટે હોય છે કે ઝઘડાં ફેલાવે, ખેતરોને બરબાદ કરે અને માનવવંશનો નાશ કરે — જો કે અલ્લાહ (જેને તે સાક્ષી ઠરાવી રહયો હતો) ઝઘડાંને કદાપિ પસંદ કરતો નથી — અને જ્યારે તેને કહેવામાં આવે છે કે અલ્લાહથી ડર, ત્યારે તેની પ્રતિષ્ઠાનો વિચાર તેને ગુના ઉપર મક્કમ કરી દે છે. આવા માણસ માટે તો માત્ર જહન્નમ જ પૂરતી છે અને તે ઘણું ખરાબ ઠેકાણું છે. બીજી તરફ લોકોમાંથી કોઈ એવો પણ છે જે અલ્લાહની પ્રસન્નતા પ્રાપ્ત કરવા માટે તેનો જીવ ખર્ચી નાખે છે અને આવા બંદાઓ ઉપર અલ્લાહ ઘણો મહેરબાન છે. હે ઈમાન લાવનારાઓ ! તમે પૂરેપૂરા ઈસ્લામમાં**

---

(૨૨૦) હઝરત ઈબ્રાહીમ અ.સ. અને ઈસ્માઈલ અ.સ.ના જમાનાથી અરબસ્તાનની હજ્જ કરવાની પ્રચલિત પદ્ધતિ આ હતી કે ઝિલહજ્જની નવમી તારીખે મિનાથી અરફાત જતા હતાં અને રાત્રે ત્યાંથી પાછા ફરીને મુઝદલિફામાં રોકાણ કરતા હતાં. પરંતુ પછીના જમાનામાં ધીમે ધીમે જ્યારે કુરૈશનું પુરોહિતપણું સ્થપાઈ ગયું ત્યારે તેમણે કહ્યું : અમે એહલેહરમ (હરમવાળા) છીએ. અમારા દરજ્જાથી આ વાત ઉતરતી ગણાય કે સામાન્ય આરબોની સાથે અરફાત સુધી જઈએ. એટલે તેમણે પોતાના માટે આ એક વિશિષ્ટતા સ્થાપી દીધી હતી કે મુઝદલિફા સુધી જઈને જ પાછા ફરી જતાં અને સામાન્ય લોકોને અરફાત સુધી જવા માટે છોડી દેતા હતાં. પછી આ જ વિશિષ્ટતા બનીખુઝાઆ અને બનીકિનાના તથા એ બીજા કબીલાઓને પણ પ્રાપ્ત થઈ ગઈ જેમની સાથે કુરૈશના લગ્નનો વહેવાર હતો. છેવટે વાત એટલે સુધી પહોંચી કે જે કબીલા કુરૈશ સાથે સંધિ-કરાર ધરાવતા હતાં તેમનો દરજ્જો પણ સામાન્ય આરબો કરતા ઊંચો થઈ ગયો અને તેમણે પણ અરફાત જવાનું છોડી દીધું. આ જ અભિમાન અને ઘમંડની મૂર્તિને આ આયતમાં તોડવામાં આવી છે. આયતનું સંબધોન વિશેષરૂપે કુરૈશ અને

السِّلْمِ كَآفَّةً ۖ وَّلَا تَتَّبِعُوْا خُطُوٰتِ الشَّيْطٰنِ ؕ اِنَّهٗ لَكُمْ عَدُوٌّ
مُّبِيْنٌ ۝٢٠٨ فَاِنْ زَلَلْتُمْ مِّنْۢ بَعْدِ مَا جَآءَتْكُمُ الْبَيِّنٰتُ
فَاعْلَمُوْٓا اَنَّ اللّٰهَ عَزِيْزٌ حَكِيْمٌ ۝٢٠٩ هَلْ يَنْظُرُوْنَ اِلَّآ اَنْ
يَّاْتِيَهُمُ اللّٰهُ فِىْ ظُلَلٍ مِّنَ الْغَمَامِ وَالْمَلٰٓئِكَةُ وَقُضِىَ الْاَمْرُ ؕ

**આવી જાઓ[૨૨૬] અને શૈતાનનું અનુસરણ ન કરો કારણ કે તે તમારો ખુલ્લો શત્રુ છે. જે સ્પષ્ટ આદેશો તમારી પાસે આવી ગયાં છે, જો આમને મેળવી લીધા પછી તમે ડગમગી ગયાં, તો બરાબર જાણી લો કે અલ્લાહ બધાની ઉપર જોરાવર અને ડહાપણવાળો છે.[૨૨૭] (આ તમામ શિખામણો અને સૂચનાઓ પછી પણ લોકો સુધરે નહીં, ત્યારે) શું હવે તેઓ આની રાહ જુએ છે કે અલ્લાહ વાદળોનું મોટું છત્ર લગાવીને ફરિશ્તાઓની કતાર સાથે જાતે સામે આવી જાય અને ફેંસલો જ કરી નાખવામાં આવે?[૨૨૮]—**

તેમના સગાં અને સંધિ-કરાર ધરાવતા કબીલાઓને ઉદ્દેશીને કરવામાં આવેલું છે, અને સામાન્ય સંબોધન એ બધાની તરફ છે જે ભવિષ્યમાં કયારેય આ પ્રકારની વિશિષ્ટતા પોતાના માટે ખાસ કરવા માગે. તેમને હુકમ આપવામાં આવી રહ્યો છે કે હવેથી બાકી બધા લોકો જ્યાંસુધી જાય છે, તેમની જ સાથે જાઓ, તેમની સાથે રોકાણ કરો, તેમની જ સાથે પાછા ફરો અને અત્યાર સુધી જહાલતના સમયના અભિમાન અને ઘમંડના કારણે ઈબ્રાહીમી રીતનું જે ઉલ્લંઘન તમે કરતા રહ્યાં છો, તે બદલ અલ્લાહ સમક્ષ ક્ષમા માગો.

(૨૨૧) આરબો હજ્જની વિધિઓ પૂરી કરીને મિનામાં ઉત્સવ મનાવતા હતાં જેમાં દરેક કબીલાના લોકો તેમના વડવાઓના ગુણગાન ગર્વપૂર્વક ગાતા હતાં અને પોતાની બડાશો મારતા હતાં. આની સામે કહેવામાં આવી રહ્યું છે કે, આ જહાલતભરી વાતોને છોડી દો, પહેલાં જે સમય નકામી વસ્તુઓ પાછળ વ્યય કરતા હતાં હવે તેનો ઉપયોગ અલ્લાહની યાદ અને તેના ઝિક્રમાં કરો. આ ઝિક્રનો અર્થ મિનામાં રોકાણ દરમ્યાન કરવાનો ઝિક્ર છે.

(૨૨૨) અર્થાત્ ઐયામેતશ્રીક اَيَّامِ تشريق દરમ્યાન મિનાથી મક્કા તરફ ચાહો તો બારમી અથવા તેરમી ઝિલહજ્જના દિવસે પાછા ફરો, બંને રીતે કરવામાં કોઈ વાંધો નથી. મૂળ મહત્ત્વ એ વાતનું નથી કે તમે કેટલા દિવસ રોકાઓ છો, બલ્કે મહત્ત્વનું આ છે કે જેટલા દિવસ પણ રોકાણ કરો તેમાં ખુદાની સાથે તમારો સંબંધ કેવો રહ્યો, ખુદાના ઝિક્રમાં વ્યસ્ત રહ્યાં કે પછી મેળાઓમાં મહાલતા રહ્યાં.

(૨૨૩) એટલે કે કહે છે : ખુદા ગવાહ છે કે હું માત્ર ભલાઈ ઈચ્છુ છું, મારા અંગત સ્વાર્થ માટે નહીં બલ્કે ફકત સત્ય અને સચ્ચાઈ માટે, અથવા લોકોની ભલાઈ માટે, કામ કરી રહ્યો છું.

(૨૨૪) અલદ્દુલખિસામ اَلَدُّ الْخِصَام નો અર્થ છે ''એ શત્રુ જે તમામ શત્રુઓ કરતાં વધારે વાંકો




وَ اِلَى اللّٰهِ تُرْجَعُ الْاُمُوْرُ ﴿٢١٠﴾ سَلْ بَنِیْۤ اِسْرَآءِیْلَ كَمْ اٰتَیْنٰهُمْ
مِّنْ اٰیَةٍۭ بَیِّنَةٍ ؕ وَ مَنْ یُّبَدِّلْ نِعْمَةَ اللّٰهِ مِنْۢ بَعْدِ مَا
جَآءَتْهُ فَاِنَّ اللّٰهَ شَدِیْدُ الْعِقَابِ ﴿٢١١﴾ زُیِّنَ لِلَّذِیْنَ كَفَرُوا
الْحَیٰوةُ الدُّنْیَا وَ یَسْخَرُوْنَ مِنَ الَّذِیْنَ اٰمَنُوْا ۘ وَ الَّذِیْنَ

**છેવટે તો તમામ મામલાઓ રજૂ તો અલ્લાહની જ સમક્ષ થવાના છે. (રુકૂઅ-૨૫)**

**બનીઈસ્રાઈલને પૂછો : કેવી કેવી સ્પષ્ટ નિશાનીઓ અમે તેમને દેખાડી છે (અને બીજું આ પણ તેમને જ પૂછી લો કે) અલ્લાહની નિયામત મેળવ્યા પછી જે કોમ તેને દુર્ભાગ્ય વડે બદલે છે તેમને અલ્લાહ કેવી સખત સજા આપે છે.**[૨૨૯]

**જે લોકોએ કુફ્રનો માર્ગ અપનાવ્યો છે, તેમના માટે દુનિયાનું જીવન અત્યંત પ્રિય અને મનગમતું બનાવી દેવામાં આવ્યું છે. આવા લોકો ઈમાનનો માર્ગ અપનાવનારાઓની મજાક ઉડાવે છે, પરંતુ કયામતના દિવસે**

હોય'' એટલે જે સત્યનો વિરોધ કરવામાં શક્ય એવા તમામ હથિયાર અજમાવે. કોઈ જૂઠ, કોઈ અપ્રમાણિકતા, કોઈ વિદ્રોહ અને વચનભંગ તેમજ ગમે તેવી વાંકી ચાલ ચાલતાં પણ ખચકાય નહીં.

**(૨૨૫)** ઇઝાતવલ્લા اِذَا تَوَلّٰى ના બે અર્થ થઈ શકે છે : એક એ જે અમે ઉપર અપનાવ્યો છે અને બીજો અર્થ આ પણ નીકળે છે કે તે લોભામણી વાતો બનાવીને ''જ્યારે તે પાછો ફરે છે'' ત્યારે આ પ્રકારનું વર્તન કરે છે.

**(૨૨૬)** એટલે કે કોઈ અપવાદ કે માનસિક સંકોચ વિના તમારા સમગ્ર જીવનને ઈસ્લામ હેઠળ લઈ આવો. તમારા વિચારો, તમારી વિચારધારાઓ, તમારી વિદ્યાઓ, તમારા રીતરિવાજો, તમારા વ્યવહારો અને તમારા કામ કરવાના માર્ગો, બધા જ સંપૂર્ણપણે ઈસ્લામને તાબે હોય. એવું ન થાય કે તમે તમારા જીવનને જુદા જુદા ભાગોમાં વહેંચીને અમુક ભાગોમાં ઈસ્લામનું અનુસરણ કરો અને અમુક ભાગોને તેના અનુસરણથી બાકાત રાખો.

**(૨૨૭)** એટલે કે તે જબરજસ્ત શક્તિ પણ ધરાવે છે, અને એ પણ જાણે છે કે તેના અપરાધીઓને કઈ રીતે સજા આપે.

**(૨૨૮)** આ શબ્દો ધ્યાને લેવા યોગ્ય છે. આમાંથી એક મહત્ત્વની હકીકત ઉપર પ્રકાશ પડે છે. આ દુનિયામાં માનવીની તમામ અજમાયશ માત્ર એટલી જ છે કે તે હકીકતને જોયા વિના માને છે કે નથી માનતો, અને માન્યા પછી એટલી નૈતિક તાકાત ધરાવે છે કે નહીં, કે નાફરમાનીનો અધિકાર ધરાવતા હોવા છતાં આજ્ઞાપાલન અપનાવે. એટલા માટે અલ્લાહતઆલાએ નબીઓના મોકલવામાં, ગ્રંથોના ઊતારવામાં, એટલે

اتَّقَوْا فَوْقَهُمْ يَوْمَ الْقِيٰمَةِ ؕ وَاللّٰهُ يَرْزُقُ مَنْ يَّشَآءُ بِغَيْرِ
حِسَابٍ ﴿۲۱۲﴾ كَانَ النَّاسُ اُمَّةً وَّاحِدَةً ۫ فَبَعَثَ اللّٰهُ النَّبِيّٖنَ
مُبَشِّرِيْنَ وَمُنْذِرِيْنَ ۪ وَاَنْزَلَ مَعَهُمُ الْكِتٰبَ بِالْحَقِّ لِيَحْكُمَ
بَيْنَ النَّاسِ فِيْمَا اخْتَلَفُوْا فِيْهِ ؕ وَمَا اخْتَلَفَ فِيْهِ اِلَّا
الَّذِيْنَ اُوْتُوْهُ مِنْۢ بَعْدِ مَا جَآءَتْهُمُ الْبَيِّنٰتُ بَغْيًاۢ بَيْنَهُمْ ۚ

**સંયમી લોકો જ તેમની તુલનામાં ઊંચા દરજ્જાવાળા હશે. હવે રહી દુનિયાની રોજી, તો અલ્લાહને અખત્યાર છે, જેને ઇચ્છે બેહિસાબ આપે.**

**આરંભમાં બધા લોકો એક જ રીત ઉપર હતાં. (પછી આ સ્થિતિ ચાલુ ન રહી અને મતભેદો ઊભા થયાં) ત્યારે અલ્લાહે નબી મોકલ્યાં જે સીધા રસ્તે ચાલવા માટે ખુશખબર આપનારાં અને અવળે રસ્તે ચાલવાના પરિણામોથી ડરાવનારા હતાં, અને તેમની સાથે સત્યગ્રંથ ઉતાર્યો કે જેથી સત્યના વિષે લોકોની વચ્ચે જે મતભેદો ઊભા થઈ ગયા હતાં, તેમનો ફેંસલો કરે. — (અને આ મતભેદો ઊભા થવાનું કારણ આ ન હતું કે શરૂઆતમાં લોકોને સત્ય જણાવવામાં આવ્યું ન હતું, નહીં,) મતભેદ એ લોકોએ કર્યો જેમને સત્યનું જ્ઞાન આપી દેવામાં આવ્યું હતું. તેમણે સ્પષ્ટ આદેશો મેળવી લીધા પછી માત્ર એટલા માટે સત્યને છોડીને વિવિધ રીતો ઉપજાવી કાઢી કેમકે તેઓ એકબીજા ઉપર અત્યાચાર કરવા માગતા હતાં.[૨૩૦] —**

સુધી કે ચમત્કારોમાં પણ, બુદ્ધિની પરીક્ષા અને નૈતિકબળની અજમાયશનો ચોક્કસપણે ખ્યાલ રાખ્યો છે અને કયારેય હકીકતને એવી રીતે ખોલી નથી કે માનવી માટે માન્યા વિના છૂટકો ન રહે, કેમકે આના પછી તો અજમાયશ નિરર્થક બની જાય છે, અને પરીક્ષામાં સફળતા અને નિષ્ફળતાનો કોઈ અર્થ રહેતો નથી. એટલા જ માટે અત્રે કહેવામાં આવ્યું છે કે, એ સમયની રાહ ન જુઓ જયારે અલ્લાહ અને તેના સામ્રાજયના કાર્યકર્તા ફરિશ્તા પોતે સામે આવી જશે, કારણ કે ત્યારબાદ તો ફેંસલો જ કરી નાખવામાં આવશે. ઈમાન લાવવાનું અને આજ્ઞાપાલનમાં માથું ઝૂકાવી દેવાનું બધું મૂલ્ય ત્યાં સુધી જ છે જયાં સુધી હકીકત તમારી જ્ઞાનેન્દ્રિયોથી છુપાયેલી છે અને તમે માત્ર દલીલ વડે તેને સ્વીકારીને તમારી અક્કલમંદીનો, તથા માત્ર સમજાવટથી તેનું અનુસરણ અખત્યાર કરીને તમારી નૈતિક તાકાતનો પૂરાવો આપો છો નહીં તો જયારે હકીકત ખુલી જાય, અને સામે આવી જાય, અને તમે સગી આંખે જોઈ લો કે ખુદા પોતાના પ્રતાપી સિંહાસન ઉપર બિરાજમાન છે, અને તમામ સૃષ્ટિનું સામ્રાજ્ય તેના હુકમ મુજબ ચાલી રહ્યું, છે અને આ ફરિશ્તા પૃથ્વી અને આકાશનું તંત્ર ચલાવવામાં લાગેલાં છે, અને તમારી હસ્તી તેના કબજામાં સાવ લાચારીની સાથે જકડાયેલી છે, ત્યારે તમે ઈમાન લાવ્યાં અને આજ્ઞાપાલન

فَهَدَى اللّٰهُ الَّذِيْنَ اٰمَنُوْا لِمَا اخْتَلَفُوْا فِيْهِ مِنَ الْحَقِّ بِاِذْنِهٖ ؕ
وَاللّٰهُ يَهْدِىْ مَنْ يَّشَآءُ اِلٰى صِرَاطٍ مُّسْتَقِيْمٍ ﴿۲۱۳﴾ اَمْ حَسِبْتُمْ
اَنْ تَدْخُلُوا الْجَنَّةَ وَلَمَّا يَاْتِكُمْ مَّثَلُ الَّذِيْنَ خَلَوْا مِنْ
قَبْلِكُمْ ؕ مَسَّتْهُمُ الْبَاْسَآءُ وَالضَّرَّآءُ وَزُلْزِلُوْا حَتّٰى يَقُوْلَ

**પછી જે લોકો નબીઓ ઉપર ઈમાન લઈ આવ્યાં, તેમને અલ્લાહે તેના હુકમથી સત્યનો એ માર્ગ દેખાડી દીધો જેમાં લોકોએ મતભેદ કર્યો હતો. અલ્લાહ જેને ઇચ્છે છે, સીધો માર્ગ દેખાડી દે છે.**

**પછી શું[૨૩૧] તમે લોકોએ એમ માની લીધું છે કે આમ જ જન્નતનો પ્રવેશ તમને મળી જશે, જો કે હજુ તમારી ઉપર એ બધું વીત્યું નથી જે તમારી અગાઉ ઈમાન લાવનારાઓ ઉપર વીતેલું છે ? તેમની ઉપર મુશ્કેલીઓ આવી, મુસીબતો પડી, હચમચાવી નાખવામાં આવ્યાં, એટલે સુધી કે પ્રવર્તમાન પયગમ્બર અને તેના**

કરવા માટે તૈયાર થઈ ગયાં તો એ ઈમાન અને આજ્ઞાપાલનની કિંમત જ શું છે ? એ વખતે તો કોઈ કટ્ટરમાં કટ્ટર અને અધમમાં અધમ અપરાધી અને ગુનેગાર પણ નાફરમાની કરવાની હિંમત કરી શકતો નથી. ઈમાન લાવવાની અને આજ્ઞાપાલન સ્વીકારવાની મહેતલ માત્ર ત્યાં સુધી જ છે જ્યાંસુધી પડદો ખુલવાની એ ક્ષણ આવી જતી નથી. જ્યારે એ ક્ષણ આવી જશે ત્યારે, ન તો કોઈ મહેતલ છે, ન તો કોઈ અજમાયશ, બલ્કે એ ફેંસલાનો સમય છે.

(૨૨૯) આ સવાલ માટે બનીઇસ્રાઈલની પસંદગી બે કારણસર કરવામાં આવી છે : એક આ કે પ્રાચીન અવશેષોના આ મૂંગા ખંડેરોની સરખામણીમાં એક જીવંત કોમ બોધપાઠ અને શિખામણ માટે વધારે સારૂં સાધન છે. બીજું આ કે, બનીઇસ્રાઈલ એ કોમ છે જેને ગ્રંથ અને નબૂવ્વતની મશાલ આપીને દુનિયાના માર્ગદર્શન માટે નીમવામાં આવી હતી અને પછી તેણે ભૌતિકવાદ, દંભ તથા જ્ઞાન અને આચરણના અંધકારમાં પડીને એ નિયામતથી પોતાને વંચિત કરી દીધી. એટલા માટે જે જૂથ એ કોમ પછી ઈમામતના હોદ્દા પર નિમાયું છે તેને સૌથી સારો બોધપાઠ જો કોઈ પરિણામ ઉપરથી મળી શકતો હોય તો તે આ જ કોમ છે.

(૨૩૦) નાવાકેફ લોકો એમની ધારણાઓ અને કલ્પનાઓના આધારે ''ધર્મ'' નો ઇતિહાસ લખે છે ત્યારે કહે છે કે, માનવીએ તેના જીવનની શરૂઆત શિર્કના અંધકારમાં કરી, પછી ધીમે ધીમે પ્રગતિની સાથે સાથે આ અંધકાર દૂર થતો ગયો, અને પ્રકાશ વધતો ગયો, એટલે સુધી કે માણસ તૌહીદ (એકેશ્વરવાદ)ના સ્થાને પહોંચ્યો. કુર્આન આનાથી ઊલટું એમ દર્શાવે છે કે, દુનિયામાં માનવીના જીવનનો આરંભ સંપૂર્ણ પ્રકાશમાં થયો છે. અલ્લાહતઆલાએ સૌથી પહેલાં જે માનવીને પેદા કર્યો હતો તેને એ પણ બતાવી દેવામાં આવ્યું હતું કે હકીકત શું છે અને તારા માટે સાચો રસ્તો કયો છે. ત્યારબાદ એક લાંબા સમય સુધી આદમની ઓલાદ સીધા રસ્તા ઉપર કાયમ રહી અને એક ઉમ્મત બનીને રહી. ત્યારપછી લોકોએ નવા નવા રસ્તા ઉપજાવી કાઢયાં અને

الرَّسُوْلُ وَ الَّذِيْنَ اٰمَنُوْا مَعَهٗ مَتٰى نَصْرُ اللّٰهِ ؕ اَلَاۤ اِنَّ نَصْرَ
اللّٰهِ قَرِيْبٌ ﴿۲۱۴﴾ يَسْـَٔلُوْنَكَ مَاذَا يُنْفِقُوْنَ ؕ۬ قُلْ مَاۤ اَنْفَقْتُمْ
مِّنْ خَيْرٍ فَلِلْوَالِدَيْنِ وَ الْاَقْرَبِيْنَ وَ الْيَتٰمٰى وَ الْمَسٰكِيْنِ
وَ ابْنِ السَّبِيْلِ ؕ وَ مَا تَفْعَلُوْا مِنْ خَيْرٍ فَاِنَّ اللّٰهَ بِهٖ عَلِيْمٌ ﴿۲۱۵﴾
كُتِبَ عَلَيْكُمُ الْقِتَالُ وَ هُوَ كُرْهٌ لَّكُمْ ۚ وَ عَسٰۤى اَنْ
تَكْرَهُوْا شَيْـًٔا وَّ هُوَ خَيْرٌ لَّكُمْ ۚ وَ عَسٰۤى اَنْ تُحِبُّوْا شَيْـًٔا وَّ
هُوَ شَرٌّ لَّكُمْ ؕ وَ اللّٰهُ يَعْلَمُ وَ اَنْتُمْ لَا تَعْلَمُوْنَ ﴿۲۱۶﴾ ع يَسْـَٔلُوْنَكَ
عَنِ الشَّهْرِ الْحَرَامِ قِتَالٍ فِيْهِ ؕ قُلْ قِتَالٌ فِيْهِ كَبِيْرٌ ؕ وَ




સાથી ઈમાનવાળા ચીસ પાડી ગયાં કે અલ્લાહની મદદ કયારે આવશે ? — (તે વખતે તેમને આશ્વાસન આપવામાં આવ્યું કે) હા, અલ્લાહની મદદ નજીક છે.

લોકો પૂછે છે, અમે શું ખર્ચ કરીએ ? જવાબ આપો કે જે માલ પણ તમે ખર્ચો તમારા માતા-પિતા ઉપર, સગાં ઉપર, અનાથો અને ગરીબો અને મુસાફરો ઉપર ખર્ચ કરો અને જે કંઈ ભલાઈ પણ તમે કરશો, અલ્લાહ તેનાથી માહિતગાર હશે.

તમને યુદ્ધનો આદેશ આપવામાં આવ્યો છે અને તે તમને નાપસંદ છે — બની શકે કે એક વસ્તુ તમને નાપસંદ હોય અને એ જ તમારા માટે સારી હોય. અને બની શકે કે એક વસ્તુ તમને ગમતી હોય અને તે જ તમારા માટે ખરાબ હોય. અલ્લાહ જાણે છે, તમે નથી જાણતાં. (રુકૂઅ-૨૬)

લોકો પૂછે છે કે હરામ મહિનામાં લડવું કેવું છે ? કહો : આમાં લડવું ઘણું ખરાબ છે. પરંતુ

---

વિવિધ રીતો ઘડી કાઢી, એટલા માટે નહીં કે એમને હકીકતની જાણ કરવામાં આવી ન હતી, બલ્કે સત્યને જાણવા છતાં અમુક લોકો એમના કાયદેસરના હક્કોથી આગળ વધીને વિશેષાધિકારો, ફાયદાઓ અને લાભો મેળવવા માગતા હતાં અને પરસ્પર એકબીજા ઉપર અત્યાચાર, વિદ્રોહ અને જુલમ કરવા માગતા હતાં. આ જ બૂરાઈને દૂર કરવા માટે અલ્લાહતઆલાએ નબીઓને મોકલવાનું શરૂ કર્યું. આ નબીઓ એટલા માટે મોકલવામાં આવ્યાં

صَدٌّ عَنْ سَبِيْلِ اللّٰهِ وَ كُفْرٌۢ بِهٖ وَ الْمَسْجِدِ الْحَرَامِ ۗ وَ اِخْرَاجُ
اَهْلِهٖ مِنْهُ اَكْبَرُ عِنْدَ اللّٰهِ ۚ وَ الْفِتْنَةُ اَكْبَرُ مِنَ الْقَتْلِ ؕ وَ

**અલ્લાહના રસ્તાથી લોકોને રોકવાં અને અલ્લાહ સાથે કુફ્ર કરવો અને મસ્જિદેહરામનો રસ્તો અલ્લાહવાળાઓ માટે બંધ કરવો અને હરમના રહેનારાઓને ત્યાંથી કાઢવાં અલ્લાહને ત્યાં આના કરતાં પણ વધારે ખરાબ છે અને ફિત્નો રકતપાત કરતાં વધારે ગંભીર છે.**[૨૩૨]

ન હતાં કે દરેક પોતાના નામે એક નવા ધર્મનો પાયો નાખે, અને પોતાની એક નવી ઉમ્મત બનાવી લે, બલ્કે એમના મોકલવાનો આશય આ હતો કે લોકોની સામે એ ખોવાયેલા સત્યમાર્ગને સ્પષ્ટ કરીને તેમને ફરીથી એક ઉમ્મત બનાવી દે.

(૨૩૧) ઉપરની આયત અને આ આયતની વચ્ચે એક સંપૂર્ણ દાસ્તાન છે જેનો ઉલ્લેખ કરવામાં આવ્યો નથી કેમ કે આ આયત પોતે તેની તરફ ઈશારો કરી રહી છે, અને કુર્આનની મક્કામાં ઉતરેલી સૂરઃઓમાં (જે સૂરઃ બકરહ પહેલાં ઉતરી હતી) આ દાસ્તાન વિગતવાર રીતે વર્ણવી દેવામાં આવી છે. નબીઓ જ્યારે પણ દુનિયામાં આવ્યાં ત્યારે તેમને અને તેમના અનુયાયીઓને ખુદાના વિદ્રોહી બંદાઓનો ભારે સામનો કરવો પડયો અને તેમણે તેમનાં જીવના જોખમે ખોટી રીતોની સામે સત્યદીનને સ્થાપવા માટે ભારે જહેમત ઉઠાવી. આ દીનનો રસ્તો કયારેય પુષ્પશૈયા રહી નથી કે આમન્ના اٰمَنَّا કહ્યું અને શાંતિથી સૂઈ ગયાં. આ આમન્નાનો اٰمَنَّا સ્વાભાવિક તકાદો દરેક જમાનામાં એવો રહ્યો છે કે માણસ જે દીન ઉપર ઈમાન લાવ્યો છે તેને સ્થાપવાનો પ્રયત્ન કરે અને જે જૂઠ્ઠા ખુદાઓ તેના રસ્તામાં આડે આવે તેમનું જોર તોડવામાં પોતાની તમામ શારીરિક શક્તિઓ ખર્ચી નાખે.

(૨૩૨) આ વાત એક કિસ્સા સાથે સંબંધ ધરાવે છે. હિજરી સન ૨ ના રજ્જબ મહિનામાં નબી સ.અ.વ.એ આઠ માણસોની એક ટુકડી નખ્લાની તરફ મોકલી હતી જે મક્કા અને તાઈફની વચ્ચે આવેલું એક સ્થળ છે, અને તેમને હુકમ આપી દીધો હતો કે કુરૈશની હીલચાલ અને તેના ભાવિ ઈરાદાઓ વિષે જાણકારી મેળવે. લડાઈ કરવાની કોઈ પરવાનગી આપી ન હતી, પરંતુ એ લોકોને રસ્તામાં કુરૈશનો એક નાનો વેપારી કાફલો મળી ગયો અને તેની ઉપર તેમણે હુમલો કરીને એક માણસને મારી નાખ્યો તથા બાકીના લોકોને તેમના માલ સહિત કેદ પકડીને મદીના લઈ આવ્યાં. આ કાર્યવાહી એવા સમયે થઈ કે જ્યારે રજ્જબનો મહિનો પૂરો થઈ રહ્યો હતો અને શાબાનનો મહિનો શરૂ થઈ રહ્યો હતો, તથા એ વાતમાં શંકા હતી કે શું હુમલો રજ્જબ એટલે કે હરામ મહિનામાં જ થયો છે કે નહીં. પરંતુ કુરૈશે, તથા અંદરખાને તેમની સાથે ભળી ગયેલાં યહૂદીઓ અને મદીનાના મુનાફિકોએ મુસલમાનોના વિરોધમાં પ્રચાર કરવા માટે આ ઘટનાને ખૂબ ફેલાવી અને ભારે વાંધાઓ ઉઠાવવા માંડયાં કે, આ લોકો આમ તો મોટા અલ્લાહવાળા બનવા નીકળ્યાં છે જ્યારે આમની હાલત આ છે કે હરામ મહિના સુદ્ધાંમાં રક્તપાત કરવાથી ચૂકતાં નથી. આ જ વાંધાઓનો જવાબ આ આયતમાં આપવામાં આવ્યો છે. જવાબનો ખુલાસો આ છે કે નિઃશંકપણે હરામ મહિનામાં લડવું ઘણું ખરાબ કૃત્ય છે પરંતુ આની સામે

لَا یَزَالُوْنَ یُقَاتِلُوْنَكُمْ حَتّٰى یَرُدُّوْكُمْ عَنْ دِیْنِكُمْ اِنِ
اسْتَطَاعُوْا ؕ وَ مَنْ یَّرْتَدِدْ مِنْكُمْ عَنْ دِیْنِهٖ فَیَمُتْ وَ هُوَ
كَافِرٌ فَاُولٰٓىِٕكَ حَبِطَتْ اَعْمَالُهُمْ فِی الدُّنْیَا وَ الْاٰخِرَةِ ۚ وَ
اُولٰٓىِٕكَ اَصْحٰبُ النَّارِ ۚ هُمْ فِیْهَا خٰلِدُوْنَ ﴿۲۱۷﴾ اِنَّ الَّذِیْنَ
اٰمَنُوْا وَ الَّذِیْنَ هَاجَرُوْا وَ جٰهَدُوْا فِیْ سَبِیْلِ اللّٰهِ ۙ اُولٰٓىِٕكَ

**તેઓ તો તમારી સાથે લડતાં જ રહેશે એટલે સુધી કે જો તેમનું ચાલે તો તમારા દીનથી તમને ફેરવીને પાછા લઈ જાય. (અને આ સારી રીતે સમજી લો કે) તમારામાંથી જે કોઈ આ દીનથી ફરી જશે અને કુફ્રની હાલતમાં મૃત્યુ પામશે, તેના કર્મ દુનિયા અને આખિરત બન્નેમાં વ્યર્થ થઈ જશે. આવા બધા જ લોકો દોજખી છે અને સદાય દોજખમાં જ રહેશે.[૨૩૩] આનાથી ઊલટું જે લોકો ઈમાન લાવ્યાં છે અને જેમણે અલ્લાહના માર્ગમાં પોતાના ઘરબાર છોડયાં અને જિહાદ કર્યો છે,[૨૩૪] તેઓ**

વાંધો ઉઠાવવાનું એ લોકોને તો શોભતું નથી જેમણે સતત ૧૩ વર્ષ સુધી તેમના સેંકડો ભાઈઓ ઉપર માત્ર એટલા માટે અત્યાચાર કર્યા કે તેઓ એક ખુદા ઉપર ઈમાન લાવેલાં હતાં, પછી તેમને એટલી હદ સુધી સતાવ્યાં કે તેઓ વતન છોડવા માટે મજબૂર બની ગયાં. ત્યારબાદ તેઓ આટલેથી અટકયા નહીં, અને એ ભાઈઓ માટે મસ્જિદેહરામ સુધી જવાનો રસ્તો પણ બંધ કરી દીધો, જો કે મસ્જિદેહરામ કોઈની બાપીકી મિલ્કત નથી, અને પાછલા બે હજાર વર્ષમાં કયારેય એવું બન્યું નથી કે કોઈપણ માણસને તેની ઝિયારતથી રોકવામાં આવ્યો હોય. હવે જે જાલિમોના કામોની યાદી આવા કરતૂકો વડે કાળી થયેલી છે તેઓ કયા મોઢે એક મામૂલી સરહદી અથડામણ માટે આટલી હોહા કરીને વાંધા ઉઠાવે છે. જો કે આ અથડામણમાં જે કંઈ થયું છે તે નબી સ.અ.વ.ની પરવાનગી વિના થયું છે, અને તેની હેસિયત માત્ર એટલી જ છે કે ઈસ્લામી સમુદાયના કેટલાક લોકોના હાથે એક બિનજવાબદારીભર્યું કૃત્ય થઈ ગયું છે.

અત્રે આ વાત પણ ધ્યાનમાં રહેવી જોઈએ કે આ ટુકડી જયારે કેદીઓ અને માલેગનીમત લઈને નબી સ.અ.વની સમક્ષ હાજર થઈ હતી ત્યારે આપે એ જ વખતે કહી દીધું હતું કે, મેં તો તમને લડવાની પરવાનગી આપી ન હતી. બીજું, તેમણે તેમના લાવેલા માલેગનીમતમાંથી બૈતુલમાલ (સરકારી ભંડોળ)માં લેવાની પણ સાવ ના પાડી દીધી હતી, જે સૂચવે છે કે તેમની આ લૂંટ ગેરકાયદેસર હતી. સામાન્ય મુસલમાનોએ પણ આ કૃત્ય બદલ પોતપોતાના માણસોને સખ્ત ઠપકો આપ્યો હતો, અને મદીનામાં કોઈ એવું ન હતું જેણે તેમને આ કૃત્ય બદલ શાબાશી આપી હોય.

يَرۡجُوۡنَ رَحۡمَتَ اللّٰهِ ؕ وَاللّٰهُ غَفُوۡرٌ رَّحِيۡمٌ ﴿۲۱۸﴾ يَسۡـَٔلُوۡنَكَ
عَنِ الۡخَمۡرِ وَالۡمَيۡسِرِ ؕ قُلۡ فِيۡهِمَآ اِثۡمٌ كَبِيۡرٌ وَّمَنَافِعُ لِلنَّاسِ
وَاِثۡمُهُمَآ اَكۡبَرُ مِنۡ نَّفۡعِهِمَا ؕ وَيَسۡـَٔلُوۡنَكَ مَاذَا يُنۡفِقُوۡنَ ؕ قُلِ
الۡعَفۡوَ ؕ كَذٰلِكَ يُبَيِّنُ اللّٰهُ لَكُمُ الۡاٰيٰتِ لَعَلَّكُمۡ تَتَفَكَّرُوۡنَ ﴿۲۱۹﴾ ۙ
فِى الدُّنۡيَا وَالۡاٰخِرَةِ ؕ وَيَسۡـَٔلُوۡنَكَ عَنِ الۡيَتٰمٰى ؕ قُلۡ اِصۡلَاحٌ

---

**અલ્લાહની કૃપાના યોગ્ય ઉમેદવાર છે અને અલ્લાહ તેમની ભૂલોને માફ કરનાર અને તેની કૃપા વડે તેમને નવાજનાર છે.**

**પૂછે છે : દારૂ અને જુગારનો શું હુકમ છે ? કહો : આ બંને વસ્તુઓમાં મોટું અનિષ્ટ છે, જો કે આમાં લોકો માટે કેટલાક ફાયદા પણ છે, પરંતુ તેમનો ગુનો તેમના ફાયદા કરતાં ઘણો વધારે છે.**[૨૩૫]

**પૂછે છે : અમે અલ્લાહના માર્ગમાં શું ખર્ચ કરીએ ? કહો : જે કંઈ તમારી જરૂરિયાત કરતાં વધારે હોય. આવી રીતે અલ્લાહ તમારા માટે તદ્દન સ્પષ્ટ આદેશો વર્ણવે છે, કદાચ તમે દુનિયા અને આખિરત બન્નેની ચિંતા કરો.**

**પૂછે છે : અનાથો સાથે કેવો વ્યવહાર કરવામાં આવે ? કહો : જે કાર્યપદ્ધતિમાં તેમના માટે**

---

(૨૩૩) મુસલમાનોમાંથી કેટલાક ભોળા લોકો, જેમના મગજમાં નેકી અને સુલેહશાંતિનો એક ખોટો ખ્યાલ બેસી ગયેલો હતો, તેઓ મક્કાના કાફિરો અને યહૂદીઓના ઉપરોક્ત વાંધાઓથી પ્રભાવિત થઈ ગયા હતાં. આ આયતમાં તેમને સમજાવવામાં આવ્યું છે કે, તમે તમારી આ વાતોથી એવી અપેક્ષા ન રાખો કે તમારી અને તેમની વચ્ચે સુલેહસફાઈ થઈ જશે. તેમના વાંધાઓ સુલેહસફાઈના આશયથી ઊભા કરવામાં આવેલાં જ નથી. એ તો હકીકતમાં કાદવ ઉછાળવા માગે છે. તેમને એ વાત ખટકે છે કે તમે આ દીન ઉપર શા માટે ઈમાન લાવ્યાં છો અને તેની તરફ દુનિયાને શા માટે બોલાવો છો. પછી જ્યાં સુધી તેઓ તેમના કુફ્ર ઉપર અડેલાં છે અને તમે આ દીન ઉપર કાયમ છો, ત્યાં સુધી તમારી અને તેમની વચ્ચે સુલેહસફાઈ કોઈપણ રીતે થઈ શકશે નહીં, અને આવા દુશ્મનોને તમે મામૂલી દુશ્મન પણ ન માનો જે તમારી પાસેથી તમારાં ધનદૌલત અને જમીન છીનવી લેવા માગે છે, એ તો નીચી કક્ષાનો દુશ્મન છે પરંતુ જે લોકો તમને સત્યદીનથી ફેરવી દેવા માગે છે તે તમારો સૌથી દુષ્ટતમ દુશ્મન છે કેમ કે પહેલો દુશ્મન તો માત્ર તમારી દુનિયા જ બગાડે છે પરંતુ આ બીજો દુશ્મન તો તમને આખિરતની કાયમી સજામાં ધકેલી દેવામાં લાગેલો છે.

(૨૩૪) જિહાદનો અર્થ કોઈ ધ્યેયને સિદ્ધ કરવા માટે પોતાના અંતિમ પ્રયાસો કરી નાખવાનો છે. આ

لَّهُمْ خَيْرٌ ؕ وَ اِنْ تُخَالِطُوْهُمْ فَاِخْوَانُكُمْ ؕ وَاللّٰهُ يَعْلَمُ الْمُفْسِدَ
مِنَ الْمُصْلِحِ ؕ وَ لَوْ شَآءَ اللّٰهُ لَاَعْنَتَكُمْ ؕ اِنَّ اللّٰهَ عَزِيْزٌ
حَكِيْمٌ ﴿۲۲۰﴾ وَ لَا تَنْكِحُوا الْمُشْرِكٰتِ حَتّٰى يُؤْمِنَّ ؕ وَ لَاَمَةٌ
مُّؤْمِنَةٌ خَيْرٌ مِّنْ مُّشْرِكَةٍ وَّ لَوْ اَعْجَبَتْكُمْ ۚ وَ لَا تُنْكِحُوا
الْمُشْرِكِيْنَ حَتّٰى يُؤْمِنُوْا ؕ وَ لَعَبْدٌ مُّؤْمِنٌ خَيْرٌ مِّنْ مُّشْرِكٍ

**ભલાઈ હોય, તેને જ અપનાવવી સારું છે.[૨૩૬] જો તમે તમારો અને તેમનો ખર્ચ તથા રહેવાનું સહિયારૂં રાખો, તો તેમાં કોઈ વાંધો નથી. છેવટે તેઓ તમારા ભાઈઓ જ તો છે. બૂરું કરનારાં અને ભલું કરનારાં, બન્નેની હાલત અલ્લાહ જાણે છે અલ્લાહ ઈચ્છતો હોત તો આ મામલામાં તમારી સાથે સખ્તાઈ કરત, પરંતુ તે સત્તાવાન હોવાની સાથે ડહાપણવાળો પણ છે.**

**તમે મુશ્રિક સ્ત્રીઓ સાથે કદાપિ લગ્ન કરશો નહીં, જયાં સુધી તેઓ ઈમાન ન લઈ આવે. એક ઈમાનવાળી દાસી મુશ્રિક કુલીન સ્ત્રી કરતાં સારી છે, જો કે તે તમને ઘણી પસંદ હોય અને તમારી સ્ત્રીઓના લગ્ન મુશ્રિક પુરુષો સાથે કદાપિ ન કરતાં, જયાં સુધી તેઓ ઈમાન ન લઈ આવે. એક ઈમાનવાળો દાસ મુશ્રિક કુલીન પુરુષ કરતાં વધારે સારો છે**

માત્ર યુદ્ધનો સમાનાર્થી શબ્દ નથી. યુદ્ધ માટે તો ''કિતાલ'' قِتَال શબ્દનો ઉપયોગ થાય છે. જિહાદ આનાથી બહોળો અર્થ ધરાવે છે અને તેમાં દરેક પ્રકારના પ્રયત્નો સામેલ છે. મુજાહિદ એ માણસને કહેવાય છે જે હંમેશાં પોતાના ધ્યેયની ધુનમાં મગ્ન હોય, તેના જ માટેની યુક્તિઓ વિચારવામાં તેનું મગજ વ્યસ્ત રહે, જીભ અને કલમ વડે તેનો જ પ્રચાર કરે, હાથ અને પગ વડે તેના જ માટે દોડધામ અને મહેનત કરે, તેના તમામ શક્ય સાધનોને તેને પ્રોત્સાહન આપવા માટે ખર્ચ કરી દે, અને એ દરેક અડચણનો પૂરી તાકાત સાથે મુકાબલો કરે જે તેને રસ્તામાં સામે આવે, એટલે સુધી કે જ્યારે જીવ જોખમમાં મૂકી દેવાની જરૂર હોય ત્યારે તેમાં પણ પાછો ન પડે. આનું નામ છે જિહાદ. અને જિહાદફીસબીલિલ્લાહ (અલ્લાહના માર્ગમાં જિહાદ) એ છે કે, આ બધું માત્ર અને માત્ર અલ્લાહની પ્રસન્નતા મેળવવા માટે તથા એ જ હેતુ માટે કરવામાં આવે કે, અલ્લાહનો દીન આ પૃથ્વી ઉપર સ્થપાય અને અલ્લાહનો બોલ તમામ બોલો ઉપર વિજયી નીવડે. આના સિવાય અન્ય કોઈ હેતુ મુજાહિદની સામે ન હોવો જોઈએ.

**(૨૩૫)** આ દારૂ અને જુગાર વિષેનો પહેલો હુકમ છે જેમાં માત્ર નાપસંદગી વ્યકત કરીને છોડી દેવામાં આવ્યું છે જેથી માણસ તેની મનાઈ સ્વીકારવા માટે તૈયાર થઈ જાય. પાછળથી દારૂ પી ને નમાઝ પઢવાની

وَّ لَوۡ اَعۡجَبَكُمۡ ؕ اُولٰٓئِكَ يَدۡعُوۡنَ اِلَى النَّارِ ۖۚ وَاللّٰهُ يَدۡعُوۡۤا
اِلَى الۡجَـنَّةِ وَالۡمَغۡفِرَةِ بِاِذۡنِهٖ ۚ وَيُبَيِّنُ اٰيٰتِهٖ لِلنَّاسِ لَعَلَّهُمۡ
يَتَذَكَّرُوۡنَ ۝٢٢١ ع وَيَسۡـــَٔلُوۡنَكَ عَنِ الۡمَحِيۡضِ ؕ قُلۡ هُوَ اَذًى ۙ
فَاعۡتَزِلُوا النِّسَآءَ فِى الۡمَحِيۡضِ ۙ وَلَا تَقۡرَبُوۡهُنَّ حَتّٰى يَطۡهُرۡنَ ۚ



**જો કે તે તમને ઘણો પસંદ હોય. આ લોકો તમને આગની તરફ બોલાવે છે[૨૩૭] અને અલ્લાહ તેના હુકમથી તમને જન્નત અને ક્ષમાની તરફ બોલાવે છે, અને તે તેના આદેશો સ્પષ્ટપણે લોકો સમક્ષ વર્ણવે છે, આશા છે તેઓ બોધ ગ્રહણ કરશે અને શિખામણ સ્વીકારશે. (રુકૂઅ-૨૭)**

**પૂછે છે : માસિક સ્ત્રાવનો શું હુકમ છે ? કહો : તે નાપાકીની એક હાલત છે.[૨૩૮] આમાં સ્ત્રીઓથી અલગ રહો અને તેમની પાસે ન જાઓ, જ્યાં સુધી તેઓ પાક ન થઈ જાય.[૨૩૯]**

---

મનાઈનો હુકમ આવ્યો. એ પછી દારૂ તથા જુગાર અને એ પ્રકારની તમામ વસ્તુઓ સદંતર હરામ ઠરાવી દેવામાં આવી (જુઓ સૂરઃ નિસા, આયત - ૪૩, સૂરઃ માઈદહ, આયત - ૯૦)

(૨૩૬) આ આયતના ઊતરાણ પહેલાં કુર્આનમાં અનાથોના અધિકારોની સુરક્ષા માટે વારંવાર કડક હુકમો આવી ગયેલા હતાં, અને એટલે સુધી કહી દેવામાં આવ્યું હતું કે, ''અનાથના માલની પાસે પણ ન ફરકશો'' તથા ''જે લોકો અનાથોનો માલ અન્યાયી રીતે ખાય છે તેઓ તેમનાં પેટ આગથી ભરે છે.'' આ કડક હુકમોના કારણે એ લોકો કે જેમની દેખરેખ હેઠળ અનાથ બાળકો હતાં એટલી હદે ડરી ગયા હતાં કે તેમણે તેમના ખાવા-પીવાનું પણ પોતાનાથી અલગ કરી દીધું હતું, અને આટલી સાવચેતી રાખવા છતાં પણ તેમને ડર હતો કે કયાંક અનાથોના માલનો કોઈ હિસ્સો અથવા કોઈ ભાગ તેમના માલમાં ભળી ન જાય. એટલા માટે તેમણે નબી સ.અ.વ.ને પૂછયું કે, આ બાળકોની સાથે અમારે વ્યવહાર કરવાની સાચી રીત શું છે.

(૨૩૭) આ છે એ કારણ અને આશય એ હુકમની જે મુશ્રિકો સાથે લગ્ન સંબંધ નહીં રાખવા વિષે ઉપર વર્ણવવામાં આવ્યો હતો. સ્ત્રી અને પુરૂષ વચ્ચે લગ્નનો સંબંધ માત્ર વાસનાનો સંબંધ નથી, બલ્કે તે એક ઊંડો સાંસ્કૃતિક, નૈતિક અને હાર્દિક સંબંધ છે. મુસલમાન અને મુશ્રિક વચ્ચે જો આવો હાર્દિક સંબંધ હોય તો જ્યાં એ શક્ય છે કે મુસલમાન પતિ અથવા પત્નીના પ્રભાવથી મુશ્રિક પતિ અથવા પત્ની ઉપર, તથા તેના કુટુંબ અને ભાવિ પેઢી ઉપર, ઈસ્લામની માન્યતાઓ અને જીવનશૈલીની છાપ પડે, ત્યાં જ એ વાતની પણ શક્યતા રહેલી છે કે, મુશ્રિક પતિ અથવા પત્નીના વિચારો અને રહેણીકરણીથી માત્ર મુસલમાન પતિ અથવા પત્ની જ નહીં બલ્કે તેનું કુટુંબ અને બંનેની પેઢી સુદ્ધાં પ્રભાવિત થાય, અને વધુ શક્યતા એ વાતની છે કે એવા દંપત્તિ દ્વારા ઈસ્લામ તથા કુફ્ર અને શિર્કનું એક એવું મિશ્રણ એ ઘર અને એ પરિવારમાં વિકાસ પામે જેને બિનમુસ્લિમો ભલે ગમે

فَإِذَا تَطَهَّرْنَ فَأْتُوهُنَّ مِنْ حَيْثُ أَمَرَكُمُ اللَّهُ ۚ إِنَّ اللَّهَ يُحِبُّ التَّوَّابِينَ وَيُحِبُّ الْمُتَطَهِّرِينَ ﴿٢٢٢﴾ نِسَاؤُكُمْ حَرْثٌ لَّكُمْ فَأْتُوا حَرْثَكُمْ أَنَّىٰ شِئْتُمْ ۖ وَقَدِّمُوا لِأَنفُسِكُمْ ۚ وَاتَّقُوا اللَّهَ

**પછી જ્યારે તેઓ પાક થઈ જાય, ત્યારે તેમની પાસે જાઓ, એવી રીતે જેવો અલ્લાહે તમને હુકમ આપ્યો છે.[૨૪૦] અલ્લાહ એ લોકોને પસંદ કરે છે, જે દુરાચારથી દૂર રહે અને પાકી અપનાવે. તમારી સ્ત્રીઓ તમારી ખેતીઓ છે. તમને અધિકાર છે, જેવી રીતે ઈચ્છો, તમારી ખેતીમાં જાઓ,[૨૪૧] પરંતુ તમારા ભવિષ્યનો વિચાર કરો[૨૪૨] અને અલ્લાહની નારાજગીથી બચો.**

---

તેટલું પસંદ કરે પરંતુ ઈસ્લામ કોઈપણ રીતે પસંદ કરવા માટે તૈયાર નથી. જે માણસ સાચા અર્થમાં મુસલમાન હોય તે માત્ર પોતાની કામવાસનાઓને સંતોષવા માટે એવું જોખમ ન લઈ શકે કે તેના ઘર અને તેના કુટુંબમાં કુફ્રયુક્ત તેમજ શિર્કયુક્ત વિચારો અને રહેણીકરણી વિકસે તથા તે પોતે પણ અજાણતાં તેના જીવનના કોઈ પાસામાં કુફ્ર અને શિર્કથી પ્રભાવિત થઈ જાય. ધારો કે જો કોઈ મુસલમાન કોઈ બીજી મુશ્રિક વ્યક્તિના પ્રેમમાં પડી જાય તો પણ તેના ઈમાનનો તકાદો તો આ જ છે કે તે તેના કુટુંબ, તેના વંશ, અને ખુદ તેના દીન અને નીતિમત્તા ઉપર તેની વ્યક્તિગત લાગણીઓનું બલિદાન આપી દે.

(૨૩૮) આયતમાં અઝા أَذًى શબ્દનો ઉપયોગ થયો છે જેનો અર્થ ગંદકીનો પણ થાય છે તથા બીમારીનો પણ. માસિક સ્રાવ માત્ર એક ગંદકી જ નથી બલ્કે તબીબી દ્રષ્ટિએ તે એક એવી સ્થિતિ છે કે જેમાં મહિલા તંદુરસ્તી કરતાં બીમારીની વધુ નજીક હોય છે.

(૨૩૯) કુર્આનેમજીદ આ પ્રકારના મામલાઓને ઉદાહરણો અને સંકેતોમાં વર્ણવે છે. એટલા માટે તેણે ''અલગ રહો'' અને ''નજીક ન જાઓ'' શબ્દોનો ઉપયોગ કર્યો છે. પરંતુ આનો અર્થ એ નથી કે માસિક સ્રાવમાં હોય તેવી મહિલાની સાથે એક પથારી ઉપર બેસી ન શકાય અથવા એક જગ્યાએ જમવાથી પણ દૂર રહેવામાં આવે અને તેને સાવ અસ્પૃશ્ય બનાવીને રાખી દેવામાં આવે જેમ કે યહૂદીઓ અને હિંદૂઓ તથા કેટલીક બીજી કોમોમાં રિવાજ છે. નબી સ.અ.વ.એ આ હુકમની જે સ્પષ્ટતા કરી છે તેના ઉપરથી જણાય છે કે આવી હાલતમાં માત્ર સહવાસ કરવાથી જ દૂર રહેવું જોઈએ, બાકીના તમામ સંબંધો રાબેતા મુજબ જાળવી શકાય.

(૨૪૦) અહીં હુકમનો અર્થ શરીઅતનો હુકમ નથી બલ્કે એ પ્રાકૃતિક હુકમ છે જે માનવી અને પશુ, તમામના સ્વભાવમાં મૂકી દેવામાં આવ્યો છે અને જેનાથી દરેક પ્રાણી સ્વાભાવિક રીતે વાકેફ છે.

(૨૪૧) એટલે કે પ્રાકૃતિક રીતે અલ્લાહે સ્ત્રીઓને પુરુષો માટે સહેલગાહ બનાવી નથી, બલ્કે એ બંનેની વચ્ચે ખેતર અને ખેડૂત જેવો સંબંધ છે. ખેતરમાં ખેડૂત માત્ર ફરવા માટે નથી જતો બલ્કે એટલા માટે જાય છે કે તેમાંથી પાક મેળવે. માનવવંશના ખેડૂતને પણ માનવતાની આ ખેતીમાં એટલા માટે જવું જોઈએ કે તેમાંથી વંશ

وَاعْلَمُوْٓا اَنَّكُمْ مُّلٰقُوْهُ ؕ وَبَشِّرِ الْمُؤْمِنِيْنَ ۝٢٢٣ وَلَا تَجْعَلُوا اللّٰهَ
عُرْضَةً لِّاَيْمَانِكُمْ اَنْ تَبَرُّوْا وَتَتَّقُوْا وَتُصْلِحُوْا بَيْنَ النَّاسِ ؕ
وَاللّٰهُ سَمِيْعٌ عَلِيْمٌ ۝٢٢٤ لَا يُؤَاخِذُكُمُ اللّٰهُ بِاللَّغْوِ فِيْٓ اَيْمَانِكُمْ
وَلٰكِنْ يُّؤَاخِذُكُمْ بِمَا كَسَبَتْ قُلُوْبُكُمْ ؕ وَاللّٰهُ غَفُوْرٌ حَلِيْمٌ ۝٢٢٥
لِلَّذِيْنَ يُؤْلُوْنَ مِنْ نِّسَآئِهِمْ تَرَبُّصُ اَرْبَعَةِ اَشْهُرٍ ۚ

---

**બરાબર રીતે જાણી લો કે તમારે એક દિવસ તેને મળવાનું છે. અને હે નબી! જે તમારા આદેશોને માની લે તેમને સફળતા અને સદભાગ્યના શુભસમાચાર આપી દો.**

**અલ્લાહના નામનો એવા સોગંદ ખાવા માટે ઉપયોગ ન કરો જેનો આશય સદાચાર અને સંયમ અને લોકોના ભલાઈના કાર્યોથી દૂર રહેવાનો હોય.[૨૪૩] અલ્લાહ તમારી બધી વાતો સાંભળી રહ્યો છે અને બધું જ જાણે છે. જે અર્થહીન સોગંદો તમે ઈરાદા વિના ખાઈ લો છો, અલ્લાહ તેમના માટે પકડતો નથી,[૨૪૪] પરંતુ જે સોગંદ તમે ખરા દિલથી ખાઓ છો, તેમના માટે તે જરૂર પૂછશે. અલ્લાહ ઘણો દરગુજર કરનાર અને સહનશીલ છે.**

**જે લોકો તેમની સ્ત્રીઓ સાથે સંબંધ નહીં રાખવાના સોગંદ ખાઈ લે છે તેમના માટે ચાર મહિનાની મહેતલ છે.[૨૪૫]**

---

પેદા કરે. ખુદાના કાનૂનને તેની સાથે કોઈ લેવા-દેવા નથી કે તમે આ ખેતરમાં ખેતી કઈ રીતે કરો છો. અલબત્ત, તેનો એવો તકાદો છે કે, તમે ખેતરમાં જ જાઓ અને એટલા માટે જાઓ કે તેમાંથી ફસલ મેળવવાની છે.

(૨૪૨) આ શબ્દો સર્વગ્રાહી છે જેમાંથી બે અર્થ નીકળે છે, અને બંનેનું સમાન મહત્ત્વ છે : એક અર્થ આ છે કે તમારો વંશ જાળવવા માટે પ્રયત્ન કરો કે તમે દુનિયા છોડો તે પહેલાં તમારી જગ્યાએ બીજા કામ કરનારાં પેદા થાય. બીજો અર્થ આ છે કે, જે આવનારા વંશને તમે તમારી જગ્યાએ છોડવાના છો તેને દીન, નૈતિકતા અને માનવતાના ઉત્તમ ગુણોથી સજ્જ કરવાનો પ્રયત્ન કરો. પછીના વાક્યમાં એ વાત માટે પણ ચેતવણી આપી દીધી છે કે, આ બંને ફરજો અદા કરવામાં તમે ઈરાદાપૂર્વક ખોટું કર્યું તો અલ્લાહ તમને જરૂર પૂછશે.

(૨૪૩) સહીહ હદીસો ઉપરથી જણાય છે કે જે માણસે એક વાત માટે સોગંદ ખાધા હોય અને પાછળથી તેને ખબર પડી જાય કે આ સોગંદ તોડી નાખવામાં જ ભલાઈ છે તો તેણે સોગંદ તોડી નાખવી જોઈએ અને કફ્ફારો આપવો જોઈએ. સોગંદ તોડવાનો કફ્ફારો દસ ગરીબોને જમાડવા અથવા તેમને વસ્ત્રો આપવા, અથવા એક ગુલામને મુક્ત કરવો, અથવા ત્રણ દિવસનાં ઉપવાસ છે. (જુઓ, સૂરઃ માઈદહ, આયત - ૮૯)

فَاِنْ فَآءُوْ فَاِنَّ اللّٰهَ غَفُوْرٌ رَّحِيْمٌ ﴿٢٢٦﴾ وَ اِنْ عَزَمُوا الطَّلَاقَ
فَاِنَّ اللّٰهَ سَمِيْعٌ عَلِيْمٌ ﴿٢٢٧﴾ وَالْمُطَلَّقٰتُ يَتَرَبَّصْنَ بِاَنْفُسِهِنَّ

**જો તેમણે ફરી મેળ કરી લીધો, તો અલ્લાહ ક્ષમા આપનાર અને દયાળુ છે[૨૪૬] અને જો તેમણે છુટાછેડાનો જ નિશ્ચય કરી લીધો હોય[૨૪૭] તો જાણી લે કે અલ્લાહ બધું જ સાંભળે અને જાણે છે.[૨૪૮]**

**જે સ્ત્રીઓને છુટાછેડા આપવામાં આવ્યાં હોય, તેઓ ત્રણ વખત માસિક સ્ત્રાવ આવતાં સુધી પોતાને**

(૨૪૪) એટલે કે ટેવ મુજબ સહજ રીતે કોઈ પણ ઈરાદા વિના મોઢામાંથી જે સોગંદો નીકળી જાય છે એવી સોગંદો માટે કફ્ફારો નથી અને તેના માટે કોઈ પૂછપરછ પણ થશે નહીં.

(૨૪૫) શરીઅતના કાયદાની પરિભાષામાં આને ઈલા اِيلاء કહે છે. પતિ-પત્ની વચ્ચે સંબંધો હંમેશાં સારા તો ન રહી શકે. સંબંધો બગડવાનાં કારણો ઊભા થતાં જ રહે છે, પરંતુ આવા બગાડને અલ્લાહનો કાનૂન પસંદ કરતો નથી કે બંને એકબીજાની સાથે કાયદાની રૂએ તો પતિ-પત્નીના સંબંધમાં બંધાયેલાં રહે પરંતુ વ્યવહારમાં એકબીજાથી એવી રીતે અલગ રહે કે જાણે તેઓ પતિ-પત્ની છે જ નહીં. આવા બગાડ માટે અલ્લાહતઆલાએ ચાર મહિનાની મુદ્દત નક્કી કરી દીધી કે કાં તો આ સમયગાળા દરમ્યાન તમારા સંબંધો સુધારી લો, નહીં તો પતિ-પત્નીનો સંબંધ તોડી નાખો કે જેથી બંને એકબીજાથી મુક્ત થઈને જેની સાથે નિભાવી શકે તેની સાથે લગ્ન કરી લે.

આયતમાં "સોગંદ ખાઈ લેવા" શબ્દોનો ઉપયોગ થયો છે એટલા માટે હનફી તથા શાફઈ મસ્લકના વિદ્વાનોએ આ આયતનો આશય એવો માન્યો છે કે જ્યાં પતિએ પત્ની સાથે પતિ-પત્નીનો સંબંધ નહીં રાખવાના સોગંદ ખાધા હોય, માત્ર ત્યાં જ આ હુકમ લાગુ પડશે. પણ જો સોગંદ લીધા વિના સંબંધ કાપી લેવામાં આવે ત્યારે તે, ભલે ગમે એટલા લાંબા સમય માટે હોય, તો પણ આ આયતનો હુકમ એવી પરિસ્થિતિમાં લાગુ પડશે નહીં, પરંતુ માલિકી વિદ્વાનોનો અભિપ્રાય એવો છે કે સોગંદ ખાધા હોય કે ન ખાધા હોય, બંને સંજોગોમાં સંબંધોનો ત્યાગ કરવા માટે આ જ ચાર મહિનાની મુદ્દત છે. એક કથન આના જ ટેકામાં ઈમામ અહમદનો પણ છે. (જુઓ, હિદાયતુલ મુજતહિદ, ભાગ-૨, પાન ૮૮, ઈજિપ્તની આવૃત્તિ, હિ. સ. ૧૩૩૯)

હઝરત અલી રદિ., ઈબ્ને અબ્બાસ રદિ. અને હસન બસરી રદિ.નો મત એવો છે કે આ હુકમ ફક્ત એવા સંબંધના ત્યાગને લાગુ પડે છે જે બગાડના કારણે હોય. પણ જો કોઈ વ્યાજબી કારણસર પતિ-પત્ની શારીરિક સંબંધ તોડી નાખે, પણ સંબંધો સારા હોય, તો એ વખતે આ હુકમ લાગુ થતો નથી, પરંતુ બીજા વિદ્વાનોના અભિપ્રાય મુજબ એવી દરેક સોગંદ જે પતિ અને પત્ની વચ્ચેના શારીરિક સંબંધને કાપી નાખે, તે ઈલા જ છે અને તેને ચાર મહિનાથી વધુ ચાલવા દેવું જોઈએ નહીં, ભલે નારાજીના કારણે હોય કે પરસ્પરની સમજૂતીની સાથે.

(૨૪૬) શરીઅતના કેટલાક વિદ્વાનોએ આનો અર્થ એવો કર્યો છે કે જો તેઓ આ મુદ્દત દરમ્યાન તેમના

ثَلٰثَةَ قُرُوْٓءٍ ؕ وَلَا يَحِلُّ لَهُنَّ اَنْ يَّكْتُمْنَ مَا خَلَقَ اللّٰهُ فِىْٓ
اَرْحَامِهِنَّ اِنْ كُنَّ يُؤْمِنَّ بِاللّٰهِ وَالْيَوْمِ الْاٰخِرِ ؕ وَبُعُوْلَتُهُنَّ
اَحَقُّ بِرَدِّهِنَّ فِىْ ذٰلِكَ اِنْ اَرَادُوْٓا اِصْلَاحًا ؕ وَلَهُنَّ مِثْلُ
الَّذِىْ عَلَيْهِنَّ بِالْمَعْرُوْفِ ۪ وَلِلرِّجَالِ عَلَيْهِنَّ دَرَجَةٌ ؕ وَاللّٰهُ

**રોકી રાખે અને તેમના માટે આ યોગ્ય નથી કે અલ્લાહે તેમના ગર્ભાશયમાં જે પેદા કર્યું છે, તેને છુપાવે. તેમણે આવું કદાપિ ન કરવું જોઈએ, જો તેઓ અલ્લાહ અને અંતિમ દિવસ ઉપર ઈમાન ધરાવતી હોય. તેમના પતિઓ સંબંધ સુધારી લેવા માટે ઉત્સુક હોય, ત્યારે તેઓ આ ઈદ્દતના સમયગાળામાં તેમને ફરીથી તેમના લગ્નસંબંધમાં પાછી લેવાનો હક્ક ધરાવે છે.**[૨૪૯]

**સ્ત્રીઓ માટે પણ પ્રચલિત રીત મુજબ એવાં જ અધિકારો છે જેવાં પુરુષોના અધિકારો તેમની ઉપર છે. અલબત્ત, પુરુષોને તેમની ઉપર એક દરજજા પ્રાપ્ત છે. અને સૌની ઉપર અલ્લાહ**

સોગંદ તોડી નાખે અને ફરીથી પતિ-પત્નીનો સંબંધ સ્થાપી દે તો તેમના માટે સોગંદ તોડવાનો કફ્ફારો નથી, અલ્લાહ એમ જ તેમને માફ કરી દેશે. પરંતુ શરઈ કાયદાના ઘણાં વિદ્વાનો એમ માને છે કે, સોગંદ તોડવાનો કફ્ફારો આપવો પડશે. ગફૂરૂર્રહીમ કહેવાનો મતલબ એવો નથી કે તમને કફ્ફારો આપવામાંથી માફી આપી દેવામાં આવી, બલ્કે આનો અર્થ આ છે કે અલ્લાહ તમારા કફ્ફારાને કબૂલ કરી લેશે અને સંબંધનો ત્યાગ કરવાના ગાળા દરમ્યાન જે અત્યાચાર બંને એ એકબીજા ઉપર કર્યો હોય તેને માફ કરી દેવામાં આવશે.

(૨૪૭) હઝરત ઉસ્માન રદિ., ઈબ્ને મસઊદ રદિ., ઝૈદ બિન સાબિત રદિ. વગેરેના મતે પાછા ફરવાનો અવસર ચાર મહિનાની અંદર જ છે. આ મુદ્દત પસાર થઈ જાય ત્યારે તે પોતે એ વાતની દલીલ બની જાય છે કે પતિએ છૂટાછેડાનો ઈરાદો કરી લીધો છે એટલા માટે મુદ્દત વીતેથી આપોઆપ છૂટાછેડા થઈ જશે અને એ છૂટાછેડા તલાકેબાઈન હશે, એટલે કે ઈદ્દતના ગાળા દરમ્યાન પતિને પાછા ફરવાનો હક્ક રહેશે નહીં. અલબત્ત, જો તેઓ બંને ઈચ્છે તો બીજીવાર નિકાહ કરી શકે છે. હ. ઉમર રદિ., હ. અલી રદિ., હ. ઈબ્ને અબ્બાસ રદિ., હ. ઈબ્ને ઉમર રદિ. પાસેથી પણ એક કથન આ જ અર્થમાં નોંધાયેલું છે અને હનફી મસ્લકના વિદ્વાનોએ આ અભિપ્રાયને સ્વીકાર્યો છે.

સઈદ બિન મુસૈયબ,મકહૂલ, ઝુહરી વગેરે આ અભિપ્રાય સાથે એટલે સુધી તો સંમત છે કે ચાર મહિનાની મુદ્દત પસાર થઈ ગયા પછી તલાક આપોઆપ પડી જશે, પરંતુ તેમને ત્યાં એ તલાકેરજઈ હશે એટલે કે ઈદ્દતના ગાળા દરમ્યાન પતિને પાછા ફરવાનો હક્ક રહેશે અને પાછો ન ફરે તો ઈદ્દતનો ગાળો પસાર થઈ ગયા પછી બંને જો ઈચ્છે તો નિકાહ કરી શકશે.




عَزِيْزٌ حَكِيْمٌ ﴿٢٢٨﴾ اَلطَّلَاقُ مَرَّتٰنِ فَاِمْسَاكٌۢ بِمَعْرُوْفٍ اَوْ
تَسْرِيْحٌۢ بِاِحْسَانٍ ؕ وَلَا يَحِلُّ لَكُمْ اَنْ تَاْخُذُوْا مِمَّآ اٰتَيْتُمُوْهُنَّ

**વર્ચસ્વશાળી અને ડહાપણવાળો મોજૂદ છે.**

**છૂટાછેડા બે વખત છે. પછી કાં તો સીધી રીતે સ્ત્રીને રોકી લેવામાં આવે અથવા ભલી રીતે તેને જવા દેવામાં આવે.**[૨૫૦]

**અને જવા દેતી વખતે તમારા માટે આવું કરવું યોગ્ય નથી કે તમે જે કંઈ તેને આપી દીધેલું હોય, તેમાંથી**

આનાથી વિરૂદ્ધ હઝરત આઇશા રદિ., અબુદ્દર્દા રદિ. અને મદીનાના મોટા ભાગના કાનૂની વિદ્વાનોનો મત એવો છે કે ચાર મહિનાનો ગાળો પસાર થઈ ગયા પછી મામલો અદાલતમાં મૂકવામાં આવશે અને ન્યાયાધીશ પતિને હુકમ આપશે, કે કાં તો એ સ્ત્રી સાથે લગ્ન સંબંધ પૂર્વવત્ સ્થાપી લે અથવા તેને તલાક આપી દે. હઝરત ઉમર રદિ., હઝરત અલી રદિ. અને હઝરત ઈબ્ને ઉમર રદિ.નું એક કથન આના ટેકામાં પણ છે, અને ઈમામ માલિક અને ઈમામ શાફઈએ આને જ સ્વીકાર્યો છે.

(૨૪૮) એટલે કે જો તમે પત્નીને ગેરવ્યાજબી વાત માટે છોડી દીધી હોય તો અલ્લાહથી બેખોફ ન રહો, એ તમારા અત્યાચારથી અજાણ નથી.

(૨૪૯) આ આયતના હુકમમાં કાનૂની વિદ્વાનો વચ્ચે મતભેદ છે : એક જૂથ એમ માને છે કે જ્યાં સુધી સ્ત્રી ત્રીજો માસિકગાળો પસાર કરીને સ્નાન કરી લે ત્યાં સુધી તલાકેબાઇન નહીં પડે અને પતિનો પાછા ફરવાનો હક્ક બાકી રહેશે. હઝરત અબૂબક્ર રદિ., હઝરત અલી રદિ., હઝરત ઉમર રદિ., હઝરત ઈબ્ને અબ્બાસ રદિ., હઝરત અબૂ મૂસા અશ્અરી રદિ., હઝરત ઈબ્ને મસઊદ રદિ. તથા અગ્રણી સહાબીઓનો અભિપ્રાય આ જ છે. અને હનફી મસ્લકના વિદ્વાનોએ આને જ સ્વીકાર્યો છે. આનાથી વિરૂદ્ધ બીજું એક જૂથ એમ કહે છે કે સ્ત્રીને ત્રીજી વખત માસિક આવતાં જ પતિનો પાછા ફરવાનો હક્ક રદબાતલ થઈ જાય છે. આ મત હઝરત આઈશા રદિ., ઈબ્ને ઉમર રદિ., ઝૈદ બિન સાબિત રદિ.નો છે અને શાફઈ અને માલિકી મસ્લકના વિદ્વાનોએ આને જ અપનાવ્યો છે. પરંતુ એ સ્પષ્ટ રહેવું જોઈએ કે આ હુકમ માત્ર એવી પરિસ્થિતિને લગતો છે કે જેમાં પતિએ પત્નીને એક અથવા બે તલાક આપેલી હોય. ત્રણ તલાક આપી દેવાના સંજોગોમાં પતિને લગ્ન સંબંધો પુનઃ સ્થાપિત કરવાનો હક્ક નથી.

(૨૫૦) આ નાનકડી આયતમાં એક ઘણાં મોટા સામાજિક દૂષણની, કે જે અરબસ્તાનમાં જહાલતકાળમાં પ્રચલિત હતું, સુધારણા કરવામાં આવી છે. અરબસ્તાનમાં એવો કાયદો હતો કે, કોઈ માણસ તેની પત્નીને અસંખ્ય તલાક આપી શકતો હતો. જે સ્ત્રી પ્રત્યે તેનો પતિ નારાજ થઈ જતો તેને તે વારંવાર તલાક આપીને લગ્ન સંબંધ પુનઃ સ્થાપિત કરતો રહેતો હતો કે જેથી ન તો એ બિચારી તેની સાથે વસી જ શકે, ન તો મુક્ત થઈને કોઈ બીજાની સાથે નિકાહ પઢી શકે. કુર્આનમજીદની આ આયત આ જ અત્યાચારનો દરવાજો બંધ

شَيْـًٔا اِلَّآ اَنْ يَّخَافَآ اَلَّا يُقِيْمَا حُدُوْدَ اللّٰهِ ؕ فَاِنْ خِفْتُمْ اَلَّا
يُقِيْمَا حُدُوْدَ اللّٰهِ ۙ فَلَا جُنَاحَ عَلَيْهِمَا فِيْمَا افْتَدَتْ بِهٖ ؕ
تِلْكَ حُدُوْدُ اللّٰهِ فَلَا تَعْتَدُوْهَا ۚ وَمَنْ يَّتَعَدَّ حُدُوْدَ
اللّٰهِ فَاُولٰٓئِكَ هُمُ الظّٰلِمُوْنَ ﴿٢٢٩﴾ فَاِنْ طَلَّقَهَا فَلَا تَحِلُّ لَهٗ

**કેટલુંક પાછું[૨૫૧] લઈ લો. અલબત્ત, આ સ્થિતિ અપવાદ છે કે દંપત્તિને અલ્લાહની હદો ઉપર કાયમ નહીં રહી શકવાનો ડર હોય. આ પરિસ્થિતિમાં જો તમને એવો ડર હોય કે એ બન્ને અલ્લાહની હદો ઉપર કાયમ નહીં રહે, ત્યારે એ બન્નેની વચ્ચે આ મામલો થઈ જવામાં વાંધો નથી કે સ્ત્રી તેના પતિને થોડું વળતર ચૂકવીને જુદાઈ મેળવી લે.[૨૫૨] આ અલ્લાહની ઠેરવેલી હદો છે, આમનું ઉલ્લંઘન ન કરો, અને જે લોકો અલ્લાહની હદોનું ઉલ્લંઘન કરે, તેઓ જ જુલમી છે.**

**પછી જો (બે વખત તલાક આપ્યા પછી પતિએ સ્ત્રીને ત્રીજી વખત) તલાક આપી દીધી, તો તે સ્ત્રી ત્યાર બાદ તેના માટે**

કરે છે. આ આયતની રૂએ કોઈપણ પુરૂષ એક નિકાહના સંબંધ દરમ્યાન તેની પત્નીની સામે વધુમાં વધુ બે જ વખત તલાકેરજઈના હક્કનો ઉપયોગ કરી શકે છે. જે માણસ પોતાની પત્નીને બે વખત તલાક આપીને તેની સાથે લગ્ન સંબંધ પુનઃ સ્થાપિત કરી ચૂકયો હોય તે તેની ઉંમર દરમ્યાન જ્યારે પણ તેને ત્રીજી વખત તલાક આપશે ત્યારે તે સ્ત્રી કાયમ માટે તેનાથી અલગ થઈ જશે.

તલાક આપવાની સાચી રીત, જે કુર્આન અને હદીસ ઉપરથી જણાય છે, તે આ પ્રમાણે છે કે, જ્યારે સ્ત્રીને હાલતેતુહર (જ્યારે સ્ત્રી માસિકધર્મમાં ન હોય)માં એક વખત તલાક આપી દેવામાં આવે અને એ ઝઘડો એવા સમયે થયો હોય કે જ્યારે સ્ત્રી માસિકમાંથી પસાર થઈ રહી હોય, ત્યારે એ જ વખતે તલાક આપવી રદ બાતલ છે, બલ્કે માસિકમાંથી તે છૂટી થાય ત્યાં સુધી રાહ જોવી જોઈએ. એ પછી એક તલાક આપ્યા પછી, જો તે ઇચ્છે તો, બીજા તુહરમાં બીજીવાર એક તલાક બીજી આપી દે, નહીં તો સારૂં એ છે કે પહેલી તલાક ઉપર જ સંતોષ માને. આવું હોય તો પતિનો એ હક્ક રહે છે કે ઇદ્દત પસાર થાય તે પહેલાં ઇચ્છે તો રજૂ કરી લે, અને જો ઈદ્દત પસાર થઈ પણ જાય તો બંનેને માટે એ તક બાકી રહે છે કે ફરીથી પરસ્પર રાજીખુશીથી બીજીવાર નિકાહ કરી લે. પરંતુ ત્રીજા તુહરમાં ત્રીજી વખત તલાક આપ્યા પછી ન તો પતિને પાછા ફરવાનો હક્ક બાકી રહે છે, ન તો એવી કોઈ શકયતા જ રહેલી છે કે બંનેના ફરીથી નિકાહ થઈ શકે. હવે જો એક જ વખતે ત્રણ તલાક ભેગી આપી દેવામાં આવે, જેમ કે આજકાલ જાહિલ લોકોમાં રિવાજ છે, તો શરીઅતની રૂએ આ ગંભીર ગુનો બને છે. નબી સ.અ.વ.એ આને સખત શબ્દોમાં વખોડયું છે, અને હઝરત ઉમર રદિ. પાસેથી તો એટલે સુધી સાબિત

مِنْۢ بَعْدُ حَتّٰى تَنْكِحَ زَوْجًا غَيْرَهٗ ؕ فَاِنْ طَلَّقَهَا فَلَا جُنَاحَ
عَلَيْهِمَآ اَنْ يَّتَرَاجَعَآ اِنْ ظَنَّآ اَنْ يُّقِيْمَا حُدُوْدَ اللّٰهِ ؕ وَ تِلْكَ
حُدُوْدُ اللّٰهِ يُبَيِّنُهَا لِقَوْمٍ يَّعْلَمُوْنَ ﴿٢٣٠﴾ وَ اِذَا طَلَّقْتُمُ
النِّسَآءَ فَبَلَغْنَ اَجَلَهُنَّ فَاَمْسِكُوْهُنَّ بِمَعْرُوْفٍ اَوْ
سَرِّحُوْهُنَّ بِمَعْرُوْفٍ ۪ وَّ لَا تُمْسِكُوْهُنَّ ضِرَارًا لِّتَعْتَدُوْا ۚ وَ

**હલાલ નહીં થાય, સિવાય કે તેના લગ્ન કોઈ બીજા માણસ સાથે થાય અને તે તેને તલાક આપી દે.[૨૫૩] તે વખતે જો પહેલો પતિ અને આ સ્ત્રી બન્ને એમ વિચારે કે અલ્લાહની હદો ઉપર કાયમ રહેશે, ત્યારે તેમના માટે એકબીજાની તરફ પાછા ફરવામાં કોઈ વાંધો નથી. આ અલ્લાહની ઠરાવેલી હદો છે, જેમને તે એ લોકોના માર્ગદર્શન માટે સ્પષ્ટ કરી રહ્યો છે, જે (આ હદોના ઉલ્લંઘનનું પરિણામ) જાણે છે.**

**અને જ્યારે તમે તમારી સ્ત્રીઓને તલાક આપી દો અને તેમનો ઈદ્દતનો સમય પૂરો થવા આવે, ત્યારે કાં તો ભલી રીતે તેમને રોકી લો અથવા ભલી રીતે જવા દો. ફકત સતામણી કરવા ખાતર તેમને રોકી ન રાખતાં કારણ કે આ જુલમ હશે અને**

---

થયેલું છે કે, જે માણસ એક જ વખતે પોતાની પત્નીને ત્રણ તલાક આપી દે તેને તેઓ કોરડા ફટકારતા હતાં. આ ગુનો હોવા છતાં ચારેય ઈમામોને ત્યાં ત્રણ તલાકો પડી જાય છે અને તલાક પાકી થઈ જાય છે.

**(૨૫૧)** એટલે કે મહર અને એ ઘરેણાં તથા કપડાં વગેરે, કે જે પતિ તેની પત્નીને આપી ચુકયો હોય, તેમાંથી કોઈપણ વસ્તુ તેને પાછી માગવાનો હક્ક નથી. આ વાત આમેય ઈસ્લામના નૈતિક નિયમોની વિરૂદ્ધ છે કે કોઈ માણસ કોઈ એવી વસ્તુને, કે જેને તે બીજા માણસને સોગાદમાં આપી ચુકયો હોય, પાછી માગે. આ હલ્કટ કૃત્યને હદીસમાં એ કૂતરાના કર્મ સાથે સરખાવવામાં આવ્યું છે કે જે તેની જ ઉલ્ટીને પોતે ચાટી લે. પરંતુ ખાસ કરીને, એક પતિ માટે તો આ વાત ઘણી શરમજનક છે કે તે તલાક આપીને જવા દેતી વખતે તેની પત્ની પાસેથી એ બધું જ પડાવી લેવા માગે જે તેણે એક વખતે પોતે આપ્યું હતું. આનાથી વિરૂદ્ધ, ઈસ્લામે એવી નીતિ શિખવાડી છે કે, માણસ જે સ્ત્રીને તલાક આપે તેને વિદાય કરતી વખતે કંઈને કંઈ આપીને જવા દે, જેમ કે આગળ આયત-૪૧માં કહેવામાં આવ્યું છે.

**(૨૫૨)** શરીઅતની પરિભાષામાં આને خُلع "ખુલા" કહે છે. એટલે કે કોઈ સ્ત્રી તેના પતિને કંઈ આપીને તેની પાસેથી તલાક મેળવે. આ મામલામાં જો સ્ત્રી અને પુરૂષ વચ્ચે અંદરોઅંદર જ કોઈ મામલો નક્કી

مَنْ يَّفْعَلْ ذٰلِكَ فَقَدْ ظَلَمَ نَفْسَهٗ ؕ وَلَا تَتَّخِذُوْٓا اٰيٰتِ اللّٰهِ
هُزُوًا ۫ وَّاذْكُرُوْا نِعْمَتَ اللّٰهِ عَلَيْكُمْ وَمَآ اَنْزَلَ عَلَيْكُمْ مِّنَ
الْكِتٰبِ وَالْحِكْمَةِ يَعِظُكُمْ بِهٖ ؕ وَاتَّقُوا اللّٰهَ وَاعْلَمُوْٓا اَنَّ اللّٰهَ
بِكُلِّ شَیْءٍ عَلِيْمٌ ﴿۲۳۱﴾ ع وَاِذَا طَلَّقْتُمُ النِّسَآءَ فَبَلَغْنَ اَجَلَهُنَّ
فَلَا تَعْضُلُوْهُنَّ اَنْ يَّنْكِحْنَ اَزْوَاجَهُنَّ اِذَا تَرَاضَوْا بَيْنَهُمْ

રુકૂઅ ૨૯ الثلثة

**જે આવું કરશે, તે હકીકતમાં તેના પોતાના ઉપર જુલમ કરશે.[૨૫૪] અલ્લાહની આયતોનો ખેલ ન બનાવો. ભૂલી ન જાઓ કે અલ્લાહે કેવી મોટી નિયામત વડે તમને નવાજ્યાં છે. તે તમને શિખામણ આપે છે કે જે ગ્રંથ અને ડહાપણ તેણે તમારી ઉપર ઊતાર્યાં છે, તેમનો આદર જાળવો.[૨૫૫] અલ્લાહથી ડરો અને બરાબર જાણી લો કે અલ્લાહને દરેક વાતની ખબર છે. (રુકૂઅ-૨૯)**

**જ્યારે તમે તમારી સ્ત્રીઓને તલાક આપી દો અને તેઓ તેમની ઇદ્દતનો ગાળો પૂરો કરી લે, ત્યારપછી આમાં આડે ન આવો કે તેઓ પ્રસ્તાવિત પુરુષો સાથે લગ્ન કરી લે, જ્યારે કે તેઓ ભલી રીતે એકબીજા સાથે લગ્ન કરવા માટે**

કરી દેવામાં આવે ત્યારે જે પ્રમાણે નક્કી થયું છે તે જ લાગુ પડશે, પરંતુ મામલો અદાલતમાં જ જાય તો અદાલત માત્ર એટલા પૂરતી જ તપાસ કરશે કે શું હકીકતમાં આ સ્ત્રી એ માણસથી એટલી હદે ઘૃણા કરે છે કે તેની સાથે તેનો નિભાવ થઈ શકે તેમ નથી. આ વસ્તુની ચકાસણી થઈ ગયા પછી અદાલતને અધિકાર છે કે, સંજોગો પ્રમાણે, જે ફિદયો (આપવાની રકમ) ઇચ્છે, સૂચવે અને આ ફિદયો સ્વીકારીને પતિએ તેને તલાક આપવાની રહેશે. સામાન્ય રીતે, શરીઅતના વિદ્વાનો આ વાતને પસંદ નથી કરતાં કે, જે માલ પતિએ તે સ્ત્રીને આપ્યો હોય તે પાછો મળે તેનાથી વધારે કોઈ ફિદયો તેને અપાવાય.

ખુલા خُلع તરીકે જે તલાક આપવામાં આવે છે તે રજઈ નથી બલ્કે બાઇન છે, કેમ કે સ્ત્રીએ વળતર ચૂકવીને આ તલાક ખરીદેલી છે, એટલા માટે પતિને એ હક્ક રહેતો નથી કે આ તલાક પછી પાછો ફરી શકે. અલબત્ત, જો આ જ પુરૂષ અને સ્ત્રી ફરીથી એકબીજાથી રાજી થઈ જાય અને બીજીવાર નિકાહ કરવા માગે તો આમ કરવું તેમના માટે કાયદેસર ગણાશે.

બહુમતિ આલિમોના મતે خُلع ખુલાની ઇદ્દતનો સમય એ જ છે જે તલાકનો છે, પરંતુ અબૂ દાઉદ, તિર્મિઝી અને ઇબ્નેમાજહમાં એવી અનેક રિવાયતો છે જેના ઉપરથી જણાય છે કે નબી સ.અ.વ.એ આની ઇદ્દતનો સમય એક જ માસિકગાળો ઠરાવી હતી, અને એ જ પ્રમાણે હઝરત ઉસ્માન રદિ.એ એક મુકદમાનો

بِالْمَعْرُوْفِ ؕ ذٰلِكَ يُوْعَظُ بِهٖ مَنْ كَانَ مِنْكُمْ يُؤْمِنُ
بِاللّٰهِ وَالْيَوْمِ الْاٰخِرِ ؕ ذٰلِكُمْ اَزْكٰى لَكُمْ وَاَطْهَرُ ؕ وَاللّٰهُ يَعْلَمُ
وَاَنْتُمْ لَا تَعْلَمُوْنَ ﴿۲۳۲﴾ وَالْوَالِدٰتُ يُرْضِعْنَ اَوْلَادَهُنَّ
حَوْلَيْنِ كَامِلَيْنِ لِمَنْ اَرَادَ اَنْ يُّتِمَّ الرَّضَاعَةَ ؕ وَعَلَى
الْمَوْلُوْدِ لَهٗ رِزْقُهُنَّ وَكِسْوَتُهُنَّ بِالْمَعْرُوْفِ ؕ لَا تُكَلَّفُ
نَفْسٌ اِلَّا وُسْعَهَا ۚ لَا تُضَآرَّ وَالِدَةٌ ۢ بِوَلَدِهَا وَلَا مَوْلُوْدٌ

---

**રાજી હોય.[૨૫૬] તમને શિખામણ આપવામાં આવે છે કે આવું કૃત્ય કદાપિ ન કરતાં, જો તમે અલ્લાહ અને અંતિમ દિવસમાં ઈમાન ધરાવનાર છો. તમારા માટે સભ્ય અને શુદ્ધ રીત આ જ છે કે તમે આનાથી દૂર રહો. અલ્લાહ જાણે છે, તમે નથી જાણતાં.**

**જે પિતાઓ ઈચ્છતાં હોય કે તેમની સંતાન ધાવણની મુદત સુધી ધાવણ લે, ત્યારે માતાઓ તેમના બાળકોને પૂરા બે વરસ ધવડાવે.[૨૫૭] આવી સ્થિતિમાં બાળકના પિતાએ પ્રચલિત રીતે તેમને ખાધાખોરાકી આપવી પડશે. પરંતુ કોઈની ઉપર તેની પહોંચ કરતાં વધારે બોજો નાખવો જોઈએ નહીં. ન તો માતાને એ કારણસર તકલીફમાં મૂકવામાં આવે કે બાળક તેનું છે, અને ન તો પિતાને જ આ કારણસર**

---

ફેંસલો કર્યો હતો. (ઈબ્નેકસીર ભાગ-૧, પાનું-૨૭૬)

(૨૫૩) સહીહ હદીસો ઉપરથી જણાય છે કે જો કોઈ માણસ માત્ર પોતાની તલાક આપેલી પત્નીને પોતાના માટે હલાલ કરવા માટે કોઈ કાવતરા હેઠળ તેના લગ્ન કરાવે, અને પહેલાંથી એ નક્કી કરી લે કે તે માણસ નિકાહ કર્યા પછી તેને તલાક આપી દેશે, તો આ એક તદ્દન ગેરકાયદેસર કૃત્ય બને છે. આવો નિકાહ નિકાહ જ નહીં ગણાય બલ્કે દુષ્કર્મ ગણાશે, અને આવી ગોઠવણીથી થયેલા નિકાહ અને તલાક વડે એ સ્ત્રી કદાપિ તેના પૂર્વપતિ માટે હલાલ બનશે નહીં. હઝરત અલી રદી. અને હઝરત ઈબ્નેમસઊદ રદિ., હઝરત અબૂ હુરૈરહ રદિ. અને હઝરત ઉકબા બિન આમિર રદિ.એ સર્વસંમત્તિ સાથે નોંધ્યુ છે કે નબી સ.અ.વ.એ આવી રીતે હલાલા કરનાર તેમજ હલાલા કરાવનાર ઉપર ફિટકાર કરી છે.

(૨૫૪) એટલે કે આવું કરવું ગેરકાયદેસર છે કે એક માણસ તેની પત્નીને તલાક આપે અને ઈદ્દતનો ગાળો પૂરો થાય તે પહેલાં માત્ર એટલા માટે પુનઃ લગ્નસંબંધ સ્થાપી લે કે ફરીથી તેને સતાવવાની અને

لَّهٗ بِوَلَدِهٖ ۗ وَعَلَى الْوَارِثِ مِثْلُ ذٰلِكَ ۚ فَاِنْ اَرَادَا فِصَالًا عَنْ
تَرَاضٍ مِّنْهُمَا وَتَشَاوُرٍ فَلَا جُنَاحَ عَلَيْهِمَا ؕ وَاِنْ اَرَدْتُّمْ اَنْ
تَسْتَرْضِعُوْۤا اَوْلَادَكُمْ فَلَا جُنَاحَ عَلَيْكُمْ اِذَا سَلَّمْتُمْ مَّاۤ اٰتَيْتُمْ
بِالْمَعْرُوْفِ ؕ وَاتَّقُوا اللّٰهَ وَاعْلَمُوْۤا اَنَّ اللّٰهَ بِمَا تَعْمَلُوْنَ بَصِيْرٌ ﴿۲۳۳﴾
وَالَّذِيْنَ يُتَوَفَّوْنَ مِنْكُمْ وَيَذَرُوْنَ اَزْوَاجًا يَّتَرَبَّصْنَ
بِاَنْفُسِهِنَّ اَرْبَعَةَ اَشْهُرٍ وَّعَشْرًا ۚ فَاِذَا بَلَغْنَ اَجَلَهُنَّ

**હેરાન કરવામાં આવે કે બાળક તેનું છે — ધાવણપાનારીનો આ હક્ક જેવી રીતે બાળકના પિતા ઉપર છે, એવો જ તેના વારસદાર ઉપર પણ છે[૨૫૮] પરંતુ જો બંને પક્ષકારો પરસ્પર સંમત્તિ અને સલાહથી ધાવણ છોડાવવા ઈચ્છે, તો આમ કરવામાં કોઈ હરજ નથી અને જો તમારો વિચાર તમારી સંતાનને બીજી કોઈ સ્ત્રી પાસે ધવડાવવાનો હોય, તો તેમાં પણ કોઈ હરજ નથી, એ શરતે કે આનું જે કંઈ વળતર નક્કી કરો, તે પ્રચલિત રીતે ચૂકવો. અલ્લાહથી ડરો અને જાણી લો કે જે કંઈ તમે કરો છો, બધું જ અલ્લાહની નજરમાં છે.**

**તમારામાંથી જે લોકો મૃત્યુ પામે, તેમની પાછળ જો તેમની પત્નીઓ હયાત હોય, તો તેઓ તેમની જાતને ચાર મહિના અને દસ દિવસ રોકી રાખે.[૨૫૯] પછી જ્યારે તેમનો ઈદ્દતનો સમય પૂરો થઈ જાય, ત્યારે**

પજવવાની તક મળી જાય. અલ્લાહતઆલા હુકમ આપે છે કે રજૂ કરતાં હોવ તો એવા ઈરાદા સાથે કરો કે હવે સુંદર વ્યવહાર સાથે જીવવાનું છે, નહીં તો બહેતર છે કે સજ્જનતાપૂર્વક તેને જવા દો. (વધુ સમજૂતી માટે જુઓઃ નોંધ ક્રમાંક-૨૫૦)

**(૨૫૫)** એટલે કે એ હકીકતને ન ભૂલો કે અલ્લાહે તમને ગ્રંથ અને ડહાપણનું શિક્ષણ આપીને દુનિયાના માર્ગદર્શન માટેના શાનદાર હોદ્દા ઉપર નીમ્યાં છે. તમે ''ઉમ્મતેવસત'' اُمَّتِ وَسَط બનાવવામાં આવ્યાં છો. તમને સદાચાર અને સચ્ચાઈના સાક્ષી બનાવીને ઊભા કરવામાં આવ્યાં છે. તમારૂં કામ આ નથી કે છટકબારીઓ શોધીને અલ્લાહની આયતો સાથે રમત કરો. કાનૂનના શબ્દોમાંથી, કાનૂનના હાર્દની વિરૂદ્ધ, ગેરકાયદેસર રીતે, લાભ મેળવીને દુનિયાને સીધો માર્ગ દેખાડવાને બદલે પોતે જ પોતાના ઘરોમાં અત્યાચારી અને દુરાચારી બનીને રહો.

فَلَا جُنَاحَ عَلَيْكُمْ فِيْمَا فَعَلْنَ فِيْٓ اَنْفُسِهِنَّ بِالْمَعْرُوْفِ ؕ وَاللّٰهُ
بِمَا تَعْمَلُوْنَ خَبِيْرٌ ﴿٢٣٤﴾ وَلَا جُنَاحَ عَلَيْكُمْ فِيْمَا عَرَّضْتُمْ بِهٖ
مِنْ خِطْبَةِ النِّسَآءِ اَوْ اَكْنَنْتُمْ فِيْٓ اَنْفُسِكُمْ ؕ عَلِمَ اللّٰهُ اَنَّكُمْ
سَتَذْكُرُوْنَهُنَّ وَلٰكِنْ لَّا تُوَاعِدُوْهُنَّ سِرًّا اِلَّآ اَنْ تَقُوْلُوْا
قَوْلًا مَّعْرُوْفًا ؕ وَلَا تَعْزِمُوْا عُقْدَةَ النِّكَاحِ حَتّٰى يَبْلُغَ
الْكِتٰبُ اَجَلَهٗ ؕ وَاعْلَمُوْٓا اَنَّ اللّٰهَ يَعْلَمُ مَا فِيْٓ اَنْفُسِكُمْ

**તેમને અધિકાર છે, પોતાની જાત મામલામાં પ્રચલિત રીતે જે ઈચ્છે, કરે. તમારી ઉપર આની કોઈ જવાબદારી નથી. અલ્લાહ તમારા સૌના કર્મોથી વાકેફ છે. ઈદ્દતના ગાળામાં તમે ચાહો તો તે વિધવા સ્ત્રીઓ માટે માગું મોકલવાનો ઈરાદો ઈશારામાં જાહેર કરી દો, અથવા દિલમાં છુપાવી રાખો, બન્ને સ્થિતિમાં કોઈ હરજ નથી. અલ્લાહ જાણે છે કે તેમનો વિચાર તો તમારા દિલમાં આવશે જ. પરંતુ જુઓ ! ગુપ્ત કોલકરાર ન કરતાં. જો કોઈ વાત કરવી હોય તો પ્રચલિત રીતે કરો. અને લગ્ન કરવાનો નિર્ણય ત્યાં સુધી ન કરો જ્યાં સુધી ઈદ્દતનો સમય પૂરો ન થઈ જાય. સારી રીતે સમજી લો કે અલ્લાહ તમારા દિલોની હાલત સુદ્ધાં જાણે છે.**

(૨૫૬) એટલે કે જો કોઈ સ્ત્રીએ તેના પતિને તલાક આપી દીધી હોય અને તે ઈદ્દતના ગાળાની અંદર તેની સાથે રજૂ ન કર્યું હોય, ત્યારબાદ ઈદ્દતનો ગાળો પસાર થઈ ગયા પછી તેઓ બંને એકબીજા સાથે ફરીથી નિકાહ કરવા માટે રાજી હોય તો, સ્ત્રીના સગાંએ આમાં વચ્ચે આવવું જોઈએ નહીં. બીજું, આનો અર્થ એમ પણ થઈ શકે છે કે જે માણસ તેની પત્નીને તલાક આપી ચૂકયો હોય અને સ્ત્રી ઈદ્દતના ગાળા પછી તેનાથી મુક્ત થઈને બીજા કોઈ ઠેકાણે નિકાહ કરવા માગતી હોય તો એ પૂર્વપતિને એવું અધમ કૃત્ય ન કરવું જોઈએ કે તેના નિકાહમાં અડચણ બને અને એવા પ્રયાસો કરતો રહે કે જે સ્ત્રીને તેને છોડી છે તેને બીજો કોઈ નિકાહમાં લાવવાની હા ન પાડે.

(૨૫૭) આ એવા સંજોગોનો હુકમ છે કે જ્યારે પતિ-પત્ની એકબીજાથી છૂટા થઈ ગયાં હોય, ચાહે તલાક દ્વારા કે ખુલા અથવા ફસખ અને તફરીક દ્વારા, અને સ્ત્રીના ખોળામાં ધાવતું બાળક હોય.

(૨૫૮) એટલે કે જો પિતા અવસાન પામે તો તેની જગ્યાએ જે બાળકનો વાલી હોય, તેણે આ હક્ક અદા કરવાનો રહેશે.




فَاحْذَرُوهُ ج وَاعْلَمُوا أَنَّ اللَّهَ غَفُورٌ حَلِيمٌ ع ﴿٢٣٥﴾ لَا جُنَاحَ
عَلَيْكُمْ إِنْ طَلَّقْتُمُ النِّسَاءَ مَا لَمْ تَمَسُّوهُنَّ أَوْ تَفْرِضُوا
لَهُنَّ فَرِيضَةً صلے وَمَتِّعُوهُنَّ ج عَلَى الْمُوسِعِ قَدَرُهُ وَ
عَلَى الْمُقْتِرِ قَدَرُهُ ج مَتَاعًا بِالْمَعْرُوفِ ج حَقًّا عَلَى
الْمُحْسِنِينَ ﴿٢٣٦﴾ وَإِنْ طَلَّقْتُمُوهُنَّ مِنْ قَبْلِ أَنْ تَمَسُّوهُنَّ
وَقَدْ فَرَضْتُمْ لَهُنَّ فَرِيضَةً فَنِصْفُ مَا فَرَضْتُمْ إِلَّا أَنْ
يَعْفُونَ أَوْ يَعْفُوَ الَّذِي بِيَدِهِ عُقْدَةُ النِّكَاحِ ط وَأَنْ

**એટલા માટે તેનાથી ડરો અને આ પણ જાણી લો કે અલ્લાહ સહનશીલ છે, નાની નાની વાતોને દરગુજર કરે છે. (રુકૂઅ-૩૦)**

**તમારી ઉપર કોઈ દોષ નથી જો તમે તમારી સ્ત્રીઓને તેમને સ્પર્શ કરવાનો અવસર આવે અથવા મહેર નક્કી થાય તે પહેલાં તલાક આપી દો. આવી સ્થિતિમાં તેમને કંઈને કંઈ જરૂર આપવું જોઈએ.[૨૬૦] સાધનસંપન્ન માણસ તેની હેસિયત પ્રમાણે અને ગરીબ માણસ તેની હેસિયત પ્રમાણે પ્રચલિત રીતે આપે. આ ફરજ છે સત્કર્મીઓ ઉપર. અને જો તમે સ્પર્શ કરતાં પહેલાં તલાક આપી હોય, પરંતુ મહેર નક્કી થઈ ગયેલી હોય, તો આ સ્થિતિમાં અડધી મહેર આપવી પડશે. આ બીજી વાત છે કે સ્ત્રી નરમ વલણ અપનાવે (અને મહેર ન લે) અથવા તે પુરુષ, કે જેના હાથમાં લગ્નની ગાંઠ છે, નરમ વલણ દાખવે (અને પૂરી મહેર આપી દે), અને તમે (એટલે કે પુરુષો)**

(૨૫૯) આ ઇદ્દતેવફાત એ સ્ત્રીઓ માટે પણ છે જેમની સાથે પતિઓએ એકાંતવાસ ન કર્યો હોય. અલબત્ત, ગર્ભવતી સ્ત્રી આમાંથી બાકાત છે. તેની ઇદ્દતેવફાત પ્રસુતિ સુધી છે, ચાહે પ્રસુતિ પતિના અવસાન પછી જ થઈ જાય અથવા તેમાં ઘણાં મહિના વીતી જાય.

"પોતાની જાતને રોકી રાખે" નો અર્થ માત્ર એટલો જ નથી કે તેઓ આ મુદ્દત દરમ્યાન નિકાહ ન કરે, બલ્કે આનો અર્થ આ છે કે, પોતાની જાતને શણગાર અને સજાવટથી પણ રોકી રાખે. એટલા માટે હદીસોમાં સ્પષ્ટ- પણે આ અંગેના હુકમો જોવા મળે છે કે ઇદ્દતના ગાળામાં સ્ત્રીએ રંગીન કપડાં, ઘરેણા, મહેંદી, સુરમો, સુગંધ અને ખિઝાબ લગાવવાથી તેમજ વાળની સજાવટથી દૂર રહેવું જોઈએ. અલબત્ત, એ વાતમાં મતભેદ છે કે

تَعۡفُوۡۤا اَقۡرَبُ لِلتَّقۡوٰی ؕ وَ لَا تَنۡسَوُا الۡفَضۡلَ بَیۡنَکُمۡ ؕ اِنَّ اللّٰہَ بِمَا تَعۡمَلُوۡنَ بَصِیۡرٌ ﴿۲۳۷﴾ حٰفِظُوۡا عَلَی الصَّلَوٰتِ وَ الصَّلٰوۃِ الۡوُسۡطٰی ٭ وَ قُوۡمُوۡا لِلّٰہِ قٰنِتِیۡنَ ﴿۲۳۸﴾ فَاِنۡ خِفۡتُمۡ

**નરમાઈ દાખવો, તો આ સંયમ સાથે વધુ સુસંગત છે. પરસ્પરના વ્યવહારોમાં ઉદારતાને ન ભૂલો.[૨૬૧] તમારા કર્મોને અલ્લાહ જોઈ રહ્યો છે.**

**તમારી નમાઝોનું રક્ષણ કરો,[૨૬૨] ખાસ કરીને એવી નમાઝની જે નમાઝની તમામ સુંદર ખૂબીઓ ધરાવતી હોય.[૨૬૩] અલ્લાહની સમક્ષ એવી રીતે ઊભાં રહો, જેવી રીતે આજ્ઞાંકિત ગુલામ ઊભાં રહે છે. અશાંત પરરિસ્થિતિ હોય, ત્યારે**

એ ગાળા દરમ્યાન સ્ત્રી ઘરમાંથી નીકળી શકે કે કેમ ? હઝરત ઉમર રદિ., ઉસ્માન રદિ., ઇબ્ને ઉમર રદિ., ઝૈદ બિન સાબિત રદિ., ઇબ્ને મસઊદ રદિ., ઉમ્મે સલ્મા રદિ., સઈદ બિન મુસૈયિબ રદિ. તથા ચારેય ઇમામો એમ માને છે કે ઇદ્દતના ગાળામાં સ્ત્રીએ એ જ ઘરમાં રહેવું જોઈએ જે ઘરમાં તેનો પતિ અવસાન પામ્યો હોય. દિવસ દરમ્યાન કોઈ કામકાજ અર્થે તે બહાર જઈ શકે છે પરંતુ તેનું રહેઠાણ એ જ ઘરમાં હોવું જોઈએ. આનાથી ઊલટું, હઝરત આયશા રદિ., ઇબ્નેઅબ્બાસ રદિ., અલી રદિ., જાબિર બિન અબ્દુલ્લાહ રદિ., અતા, તાઊસ, હસન બસરી, ઉમર બિન અબ્દુલ અઝીઝ અને બધા જ એહલેઝાહિર એમ માને છે કે સ્ત્રી તેની ઇદ્દતનો ગાળો ઇચ્છે ત્યાં પસાર કરી શકે છે અને એ ગાળા દરમ્યાન મુસાફરી પણ કરી શકે છે.

(૨૬૦) આ સંબંધ બાંધ્યા પછી તોડી નાખવાથી આમ તો સ્ત્રીને કંઈને કંઈ નુકસાન તો પહોંચે જ છે એટલા માટે અલ્લાહે હુકમ આપ્યો કે બને ત્યાં સુધી તે ભરપાઈ કરી દો.

(૨૬૧) એટલે કે માનવસંબંધોને સારાં બનાવવા માટે તેમજ તેમને ખુશહાલ બનાવવા લોકોએ એકબીજા સાથે ઉદારતાપૂર્વક વર્તવું જોઈએ. જો દરેક માણસ ચુસ્તપણે તેના કાયદાકીય હક્કો માટે હઠ પકડી રાખે તો સામાજિક જીવન ક્યારેય ખુશહાલ બની શકે નહીં.

(૨૬૨) સભ્યતા અને સામાજિક જીવનના નિયમોનું વર્ણન કર્યા પછી અલ્લાહતઆલા આ સંબોધનને નમાઝ માટે તાકીદ કરીને સમાપ્ત કરે છે. કેમ કે, નમાઝ જ એક એવી વસ્તુ છે જે માણસની અંદર ખુદાનો ખોફ, સદાચાર અને પવિત્રતાની ભાવના, તથા ખુદાઈ કાનૂનના પાલન માટેનું તત્ત્વ પેદા કરે છે. અને તેને સીધા માર્ગ ઉપર કાયમ રાખે છે. આ વસ્તુ ન હોય તો માણસ ક્યારેય ખુદાઈ કાનૂન ઉપર મક્કમતાપૂર્વક રહી શકતો નથી. તથા છેવટે એ જ નાફરમાનીના પ્રવાહમાં તણાઈ જાય છે જેમ અગાઉ યહૂદીઓ તણાઈ ગયા હતાં.

(૨૬૩) આયતમાં "સલાતુલવુસ્તા" صَلٰوۃُ الۡوُسۡطٰی શબ્દોનો ઉપયોગ થયો છે. આનો અર્થ અમુક તફસીરકર્તાઓએ ફજરની નમાઝ કર્યો છે, અમુકે ઝુહર, અમુકે મગરિબ અને અમુકે ઇશા કર્યો છે. પરંતુ

فَرِجَالًا اَوْ رُكْبَانًا ۚ فَاِذَآ اَمِنْتُمْ فَاذْكُرُوا اللّٰهَ كَمَا عَلَّمَكُمْ
مَّا لَمْ تَكُوْنُوْا تَعْلَمُوْنَ ﴿٢٣٩﴾ وَالَّذِيْنَ يُتَوَفَّوْنَ مِنْكُمْ وَيَذَرُوْنَ
اَزْوَاجًا ۖۚ وَّصِيَّةً لِّاَزْوَاجِهِمْ مَّتَاعًا اِلَى الْحَوْلِ غَيْرَ اِخْرَاجٍ ۚ
فَاِنْ خَرَجْنَ فَلَا جُنَاحَ عَلَيْكُمْ فِيْ مَا فَعَلْنَ فِيْٓ اَنْفُسِهِنَّ
مِنْ مَّعْرُوْفٍ ۗ وَاللّٰهُ عَزِيْزٌ حَكِيْمٌ ﴿٢٤٠﴾ وَلِلْمُطَلَّقٰتِ مَتَاعٌۢ
بِالْمَعْرُوْفِ ۗ حَقًّا عَلَى الْمُتَّقِيْنَ ﴿٢٤١﴾ كَذٰلِكَ يُبَيِّنُ اللّٰهُ لَكُمْ اٰيٰتِهٖ

**ચાહે પગપાળા હોવ, ચાહે સવારી ઉપર, જે રીતે શકય હોય, નમાઝ અદા કરો. અને જ્યારે શાંતિ પ્રાપ્ત થઈ જાય ત્યારે અલ્લાહને એ રીતે યાદ કરો જે રીતે તેણે તમને શિખવાડી દીધું છે, જેનાથી તમે પહેલાં અજાણ હતાં.**

**તમારામાંથી[૨૬૪] જે લોકો અવસાન પામે અને પાછળ પત્નીઓ છોડી રહ્યાં હોય, તેમણે તેમની પત્નીઓ માટે આ વસિયત કરીને જવું જોઈએ કે એક વરસ સુધી તેમને ભરણપોષણ આપવામાં આવે અને તેઓ ઘરમાંથી કાઢી ન મૂકવામાં આવે. પછી જો તેઓ જાતે જ નીકળી જાય ત્યારે તેમની જાતના મામલામાં પ્રચલિત રીતે તેઓ જે કંઈ કરે, તેની કોઈ જવાબદારી તમારી ઉપર નથી, અલ્લાહ સૌની ઉપર વર્ચસ્વશાળી શકિત ધરાવનાર, અને ડહાપણવાળો છે. આવી જ રીતે જે સ્ત્રીઓને તલાક આપવામાં આવી હોય, તેમને પણ યોગ્ય રીતે થોડુંઘણું આપીને જવા દેવામાં આવે. આ ફરજ છે સંયમી લોકો ઉપર.**

**આવી રીતે અલ્લાહ તમને તેના આદેશો સ્પષ્ટ રીતે જણાવે છે.**

---

આમાંથી કોઈપણ કથન નબી સ.અ.વ. પાસેથી નોંધાયેલું નથી. માત્ર અર્થઘટન કરનારાઓની ધારણા છે. સૌથી વધારે કથનો અસ્રની નમાઝની તરફેણમાં છે, અને કહેવામાં આવે છે કે નબી સ.અ.વ.એ આ જ નમાઝને સલાતેવુસ્તા ઠરાવી છે પરંતુ જે ઘટના ઉપરથી આ તારણ કાઢવામાં આવે છે તે માત્ર આ જ છે કે અહઝાબની લડાઈ વખતે નબી સ.અ.વ.ને મુશ્રિકોના હુમલાએ એટલી હદે વ્યસ્ત કરી રાખ્યાં કે સૂર્ય આથમવાનો સમય આવી ગયો અને તેઓ અસ્રની નમાઝ પઢી ન શકયાં. એ વખતે તેમણે કહ્યું કે ''ખુદા આ લોકોની કબરો અને એમના ઘર આગથી ભરી દે, તેમણે મારી સલાતેવુસ્તા છોડાવી દીધી.'' આના ઉપરથી એમ માની લેવામાં આવ્યું કે તેમણે નમાઝે અસ્રને સલાતેવુસ્તા કહી છે, જો કે આનો અર્થ અમારા મતે બહુ બહુ તો એટલો જ છે કે આ




لَعَلَّكُمْ تَعْقِلُوْنَ ﴿٢٤٢﴾ اَلَمْ تَرَ اِلَى الَّذِيْنَ خَرَجُوْا مِنْ دِيَارِهِمْ
وَهُمْ اُلُوْفٌ حَذَرَ الْمَوْتِ ۪ فَقَالَ لَهُمُ اللّٰهُ مُوْتُوْا ۫ ثُمَّ
اَحْيَاهُمْ ؕ اِنَّ اللّٰهَ لَذُوْ فَضْلٍ عَلَى النَّاسِ وَلٰكِنَّ اَكْثَرَ
النَّاسِ لَا يَشْكُرُوْنَ ﴿٢٤٣﴾ وَقَاتِلُوْا فِيْ سَبِيْلِ اللّٰهِ وَاعْلَمُوْٓا

**આશા છે કે તમે સમજદારીપૂર્વક વર્તશો. (રુકૂઅ-૩૧)**

**તમે[૨૬૫] એ લોકોની સ્થિતિ વિષે પણ કંઈ વિચાર્યુ જે મોતના ડરથી તેમના ઘરબાર છોડીને નીકળ્યા હતાં અને હજારોની સંખ્યામાં હતાં ? અલ્લાહે તેમને કહ્યું : મરી જાઓ. ત્યારપછી તેણે તેમને ફરીથી જીવન બક્ષ્યું.[૨૬૬] હકીકત આ છે કે અલ્લાહ મનુષ્ય ઉપર મોટો કૃપા કરનાર છે, પરંતુ મોટાભાગના લોકો આભાર માનતાં નથી — મુસલમાનો ! અલ્લાહના માર્ગમાં યુદ્ધ કરો અને બરાબર જાણી લો કે**

વ્યસ્તતાએ ઉચ્ચ દરજ્જાની નમાઝ અમારાથી છોડાવી દીધી અને હવે મોડેથી પઢવી પડશે, જલ્દી જલ્દી પઢવી પડશે, આજીજી અને ખુદાના ખોફ તથા શાંતિ સાથે નહીં પઢી શકીએ.

વુસ્તાનો અર્થ મધ્યની વસ્તુ પણ છે અને એવી વસ્તુ પણ છે કે જે ઉમદા અને ઉચ્ચ દરજ્જાની હોય. સલાતેવુસ્તાનો અર્થ મધ્યની નમાઝ પણ થઈ શકે છે અને એવી નમાઝ પણ થઈ શકે છે કે જે તેના નિયત સમયે સંપૂર્ણ આજીજી અને ખુદામાં ધ્યાન પરોવીને પઢવામાં આવે, અને જેમાં નમાઝની તમામ ખૂબીઓ મોજૂદ હોય. આના પછીનું વાકય ''અલ્લાહની સામે આજ્ઞાંકિત બંદાઓની જેમ ઊભા રહો'' પોતે જ તેની સમજૂતી સ્પષ્ટ કરે છે.''

**(૨૬૪)** સંબોધન ઉપર સમાપ્ત થઈ ગયું હતું. હવે આ કથન તેની પુરવણી તરીકે છે.

**(૨૬૫)** અહીંથી પ્રવચનની એક નવી શ્રૃંખલા શરૂ થાય છે જેમાં મુસલમાનોને અલ્લાહના માર્ગમાં જિહાદ કરવા તથા નાણાંકીય બલિદાન આપવા માટે ઉત્તેજન આપવામાં આવ્યું છે અને તેમને એ નબળાઈઓથી બચવા માટે માર્ગદર્શન આપવામાં આવ્યું છે કે જેના કારણે છેવટે બનીઇસ્રાઈલની પડતી થઈ અને વિનાશ પામ્યાં. અત્રે એ વાત નજર સમક્ષ રહેવી જોઈએ કે મુસલમાનોને એ વખતે કાઢી મૂકવામાં આવ્યા હતાં, અને દોઢેક વર્ષથી મદીનામાં આશ્રય મેળવી રહ્યા હતાં. અને કાફિરોના જુલમોથી તંગ આવીને પોતે વારંવાર એવી માગણી કરી ચૂકયા હતાં કે, અમને લડવાની છૂટ આપવામાં આવે. પરંતુ જ્યારે તેમને લડાઈનો હુકમ આપવામાં આવ્યો ત્યારે હવે તેમાંથી અમુક લોકો આનાકાની કરી રહ્યા હતાં, જેમ કે ૨૬ મા રુકૂઅના અંત ભાગમાં જણાવવામાં આવ્યું છે, એટલા માટે અહીં બનીઇસ્રાઈલના ઈતિહાસના બે મહત્ત્વના કિસ્સા દ્વારા તેમને

اِنَّ اللّٰهَ سَمِيْعٌ عَلِيْمٌ ﴿٢٤٤﴾ مَنْ ذَا الَّذِىْ يُقْرِضُ اللّٰهَ قَرْضًا
حَسَنًا فَيُضٰعِفَهٗ لَهٗۤ اَضْعَافًا كَثِيْرَةً ؕ وَاللّٰهُ يَقْبِضُ وَ
يَبْصُۜطُ ۪ وَاِلَيْهِ تُرْجَعُوْنَ ﴿٢٤٥﴾ اَلَمْ تَرَ اِلَى الْمَلَاِ مِنْۢ بَنِىْۤ
اِسْرَآءِيْلَ مِنْۢ بَعْدِ مُوْسٰى ۘ اِذْ قَالُوْا لِنَبِىٍّ لَّهُمُ ابْعَثْ لَنَا
مَلِكًا نُّقَاتِلْ فِىْ سَبِيْلِ اللّٰهِ ؕ قَالَ هَلْ عَسَيْتُمْ اِنْ كُتِبَ

**અલ્લાહ સાંભળનાર અને જાણનાર છે. તમારામાંથી કોણ છે જે અલ્લાહને સારું કરજ[૨૬૭] આપે કે જેથી અલ્લાહ તેને અનેકગણું વધારીને પરત આપે ? ઘટાડવાનું પણ અલ્લાહના હાથમાં છે અને વધારવાનું પણ, અને તેની જ તરફ તમારે પાછા જવાનું છે.**

**પછી તમે એ મામલા ઉપર પણ વિચાર કર્યો જે મૂસા પછી બનીઈસ્રાઈલના સરદારો સાથે બન્યો હતો ? તેમણે તેમના નબીને કહ્યું : અમારા માટે એક બાદશાહ નીમી આપો કે જેથી અમે અલ્લાહના માર્ગમાં લડાઈ કરીએ.[૨૬૮] નબીએ પૂછયું : કયાંક એવું તો નહીં થાય કે તમને લડાઈનો**

---

બોધ આપવામાં આવ્યો છે.

(૨૬૬) આ ઈશારો બનીઈસ્રાઈલના નિર્ગમનના કિસ્સા તરફ છે. સૂરઃ માઈદહના ચોથા રુકૂઅમાં અલ્લાહતઆલાએ આની વિગતો આપી છે. આ લોકો ઘણી મોટી સંખ્યામાં મિસ્રમાંથી નીકળ્યા હતાં. અને જંગલોમાં ઘરબાર વિહોણાં ભટકતા હતાં અને કોઈ એક ઠેકાણા માટે બેચેન હતાં. પરંતુ જ્યારે અલ્લાહના હુકમથી હઝરત મૂસા અ.સ.એ તેમને હુકમ આપ્યો કે, જુલમી કિનઆનવાસીઓને પેલેસ્ટાઈનની ભૂમિમાંથી કાઢી મૂકો અને એ પ્રદેશને જીતી લો. તો તેમણે કાયરતા દેખાડી અને આગળ વધવાનો ઈનકાર કરી દીધો. છેવટે અલ્લાહે તેમને ચાલીસ વર્ષ સુધી ભૂમિમાં ભટકવા માટે છોડી દીધાં, એટલે સુધી કે તેમની એક આખી પેઢી તેમાં સમાપ્ત થઈ ગઈ, અને બીજી પેઢી જંગલોમાં ઉછરી ત્યારે અલ્લાહતઆલાએ તેમને કિનઆનના લોકો ઉપર વિજય અપાવ્યો. એમ લાગે છે કે આ જ મામલાને મૃત્યુ અને બીજીવારના જીવનના શબ્દો વડે વ્યક્ત કરવામાં આવ્યો છે.

(૨૬૭) કર્ઝેહસન **قرض حسن** શબ્દનો અર્થ સારૂં કરજ થાય છે અને આનો અર્થ એવો કરજ છે જે માત્ર સારૂં કામ કરવાની લાગણીથી નિઃસ્વાર્થ ભાવે કોઈને આપવામાં આવે. આવી રીતે જે પૈસો અલ્લાહના માર્ગમાં ખર્ચ કરવામાં આવે તેને અલ્લાહતઆલા પોતાના માથે કરજ ઠરાવે છે અને વાયદો કરે છે કે હું માત્ર મૂડી જ ચુકવીશ નહીં બલ્કે એના કરતાં અનેકગણું વધારે આપીશ. અલબત્ત, શરત એટલી રહેશે કે તે કરજ સારૂં હોવું

જોઈએ, એટલે કે કોઈ અંગત સ્વાર્થ માટે આપવામાં ન આવે બલ્કે માત્ર ખુદાની ખાતર એવા કામોમાં વાપરવામાં આવે જેને તે પસંદ કરે છે.

**(૨૬૮)** આ ઘટના ઈ.સ. પૂર્વે ૧૦૦૦ વર્ષ લગભગની છે. એ વખતે બનીઇસ્રાઈલ ઉપર અમાલિકા બળજબરી કરતા હતાં અને તેમણે ઈસ્રાઈલીઓ પાસેથી પેલેસ્ટાઈનનો મોટાભાગનો પ્રદેશ છીનવી લીધો હતો. સેમ્યુઅલ નબી એ વખતે બનીઇસ્રાઈલ ઉપર રાજ કરતા હતાં. પરંતુ તેઓ બહુ ઘરડા થઈ ગયા હતાં. એટલા માટે બનીઇસ્રાઈલના સરદારોને એવી જરૂર જણાઈ કે બીજો કોઈ માણસ તેમનો નેતા બને જેની નેતાગીરી હેઠળ તેઓ યુદ્ધ કરી શકે. પરંતુ એ વખતે બનીઇસ્રાઈલમાં એટલી હદે અજ્ઞાનતા ફેલાઈ ચૂકી હતી, તેમજ તેઓ બિનમુસ્લિમ કોમોના રીતરિવાજોથી એટલા બધા પ્રભાવિત થઈ ગયેલા હતાં, કે ખિલાફત અને રાજાશાહી વચ્ચેનો ભેદ ભૂલી ગયા હતાં. એટલા માટે તેમણે જે વિનંતી કરી તે ખલીફાની નહીં બલ્કે રાજાની નિમણૂંકની હતી. આ અંગે બાઈબલના પુસ્તક સેમ્યુઅલ - ૧ માં જે વિગતો આપવામાં આવી છે તે નીચે પ્રમાણે છે :-

“સેમ્યુઅલ જીવનભર ઈસ્રાઈલીઓનો ન્યાય કરતો રહ્યો..... ત્યારે બધા ઈસ્રાઈલી આગેવાનો ભેગાં થઈને રામહમાં સેમ્યુઅલની પાસે આવ્યાં અને તેને કહેવા લાગ્યાં કે, જો તું ઘરડો છે અને તારા પુત્રો તારા માર્ગે ચાલતાં નથી. હવે તું બીજા કોઈને અમારો રાજા નીમી દે જે બીજી કોમોની જેમ અમારો ન્યાય કરે... આ વાત સેમ્યુઅલને ખરાબ લાગી અને સેમ્યુઅલે ખુદા સમક્ષ દુઆ કરી તો ખુદાએ સેમ્યુઅલને કહ્યું કે, જે કંઈ આ લોકો તને કહે છે તું તેને માની લે, કેમ કે તેમણે તારી નહીં બલ્કે મારી ઘૃણા કરી છે કે હું તેમનો રાજા ન રહું.... અને સેમ્યુઅલે એ લોકોને, કે જે તેની પાસે રાજાની માગણી કરી રહ્યા હતાં, ખુદાની બધી વાતો કહી સંભળાવી અને તેણે કહ્યું કે, જે રાજા તમારી ઉપર રાજ કરશે તેની રીતિ આ હશે કે તે તમારા દીકરાઓને લઈને તેના રથો માટે અને તેના રસાલા માટે નોકર બનાવશે અને તેઓ તેના રથોની આગળ દોડશે, અને તે તેમને હજાર હજારના સરદાર અને પચાસ-પચાસના જમાદાર બનાવશે અને અમુકને હળમાં જોતરશે. એ પાકની લણણી કરાવશે અને પોતાના માટે યુદ્ધના હથિયાર અને રથોનો સામાન બનાવડાવશે, અને તમારી દીકરીઓને માલણ, રસોયણ અને રોટલીઓ વણનાર બનાવશે, અને તમારા ખેતરો અને વાડી અને જેતૂનના બગીચાંને, જે સારા સારા હશે, લઈને પોતાના સેવકોને આપી દેશે, અને તમારા ખેતરો અને વાડીઓનો દશમો ભાગ લઈને પોતાના ગુલામો અને સેવકોને આપી દેશે, અને તમારા નોકર-ચાકર, સેવિકાઓ અને તમારા તંદુરસ્ત યુવાનો અને તમારા ગધેડાંઓને લઈને પોતાના કામે લગાડી દેશે, અને તે તમારા ઢોર-ઢાંખરનો પણ દશમો ભાગ લઈ લેશે. આમ, તમે તેના ગુલામ બની જશો અને તમે એ દિવસે એ રાજાના કારણે કે જેને તમે તમારા માટે પસંદ કર્યો હશે, તેની સામે ફરિયાદ કરશો પરંતુ એ દિવસે ખુદા તમને જવાબ નહીં આપે. આમ છતાં પણ લોકોએ સેમ્યુઅલની વાત ન સાંભળી અને કહેવા લાગ્યાં કે, નહીં અમને તો રાજા જ જોઈએ છે જે અમારી ઉપર હોય કે જેથી અમે પણ બીજી કોમોની જેમ થઈ જઈએ. અને અમારો રાજા અમારો ન્યાય કરે અને અમારી આગળ આગળ ચાલે, અને અમારા વતી લડાઈ કરે... ખુદાએ સેમ્યુઅલને કહ્યું, તું એમની વાત માની લે અને એમના માટે એક રાજા નીમી દે.” (પ્રકરણ - ૭, આયત - ૧૫ થી, પ્રકરણ - ૮, આયત - ૨૨)

“પછી સેમ્યુઅલ લોકોને કહેવા લાગ્યો... જ્યારે તમે જોયું કે બનીઅમૂનનો રાજા નાહિસ તમારી ઉપર ચઢી આવ્યો ત્યારે તમે મને કહ્યું કે, અમારી ઉપર કોઈ રાજા રાજ કરે. જો કે તમારો ખુદા તમારો રાજા છે. તો હવે

عَلَيْكُمُ الْقِتَالُ اَلَّا تُقَاتِلُوْا ؕ قَالُوْا وَمَا لَنَآ اَلَّا نُقَاتِلَ فِىْ
سَبِيْلِ اللّٰهِ وَقَدْ اُخْرِجْنَا مِنْ دِيَارِنَا وَاَبْنَآئِنَا ؕ فَلَمَّا
كُتِبَ عَلَيْهِمُ الْقِتَالُ تَوَلَّوْا اِلَّا قَلِيْلًا مِّنْهُمْ ؕ وَاللّٰهُ عَلِيْمٌ ۢ
بِالظّٰلِمِيْنَ ﴿۲۴۶﴾ وَقَالَ لَهُمْ نَبِيُّهُمْ اِنَّ اللّٰهَ قَدْ بَعَثَ لَكُمْ

**આદેશ આપવામાં આવે અને પછી તમે લડો નહીં? તેઓ કહેવા લાગ્યાં : આ તો કેવી રીતે બની શકે કે અમે અલ્લાહના માર્ગમાં ન લડીએ, જ્યારે કે અમને અમારા ઘરોમાંથી કાઢી મૂકવામાં આવ્યાં છે અને અમારા કુટુંબીજનોને અમારાથી વિખૂટાં પાડી દેવામાં આવ્યાં છે. પરંતુ જ્યારે તેમને લડાઈનો આદેશ આપવામાં આવ્યો ત્યારે એક નાની સંખ્યા સિવાય બધાં પાછા વળી ગયાં, અને અલ્લાહ એમાંના એકેએક જાલિમને જાણે છે.**

**તેમના નબીએ તેમને કહ્યું કે અલ્લાહે તાલૂતને[૨૬૯] તમારા માટે રાજા**

---

એ રાજાને જુઓ જેને તમે ચૂંટી કાઢયો અને જેના માટે તમે માગણી કરી હતી. જૂઓ, ખુદાએ તમારી ઉપર રાજા નીમી દીધો છે. જો તમે ખુદાથી ડરો અને તેની બંદગી કરો અને તેની વાત માનો અને તેની આજ્ઞાનું ઉલ્લંઘન ન કરો અને તમે અને તમારો એ રાજા પણ, જે તમારી ઉપર રાજ કરે છે, ખુદાના આજ્ઞાંકિત બનીને રહો તો સારૂં. પરંતુ જો તમે ખુદાની વાત ન માનો અને તેની આજ્ઞાનું ઉલ્લંઘન કરો તો ખુદાનો હાથ તમારી વિરૂદ્ધ હશે જેવી રીતે તે તમારા બાપદાદાની વિરૂદ્ધ રહેતો હતો... અને તમે જાણી અને જોઈ લેશો કે તમે ખુદાની સામે પોતાના માટે રાજા માગીને કેટલું મોટું અનર્થ કર્યું છે... હવે રહી મારી વાત, તો ખુદા ન કરે કે તમારા માટે દુઆ કરવાથી દૂર રહી ખુદાનો ગુનેગાર ઠરૂં, બલ્કે હું એ જ માર્ગ, જે સારો અને સીધો છે, તમને દેખાડીશ. (પ્રકરણ-૧૨, આયતો ૧૨ થી ૨૩)

સેમ્યુઅલના પુસ્તકની આ સ્પષ્ટતાઓ ઉપરથી આ વાત છતી થઈ જાય છે કે રાજાશાહીની સ્થાપનાની આ માગણી અલ્લાહ અને તેના નબીને પસંદ ન હતી. હવે એ સવાલ કે કુર્આનમજીદમાં આ જગ્યાએ બની ઈસ્રાઈલના સરદારોની આ માગણીને વખોડવામાં કેમ ન આવી તો આનો જવાબ આ છે કે અલ્લાહતઆલાએ અહીં આ કિસ્સાનો ઉલ્લેખ જે હેતુ માટે કર્યો છે તેની સાથે આ પ્રશ્નને સંબંધ નથી કે તેમની માગણી સાચી હતી કે ખોટી. અત્રે એટલું જ દર્શાવવાનો આશય છે કે બનીઈસ્રાઈલ કેટલી હદે કાયર બની ગયા હતાં અને તેમની અંદર કેટલી હદે સ્વાર્થ આવી ગયો હતો, અને તેમની અંદર નૈતિક મજબૂતાઈનો કેટલો અભાવ હતો જેના કારણે છેવટે તેઓ પતન પામ્યાં. અને આ ઉલ્લેખનો આશય આ છે કે મુસલમાનો આના ઉપરથી બોધપાઠ ગ્રહણ કરે અને પોતાની અંદર આ પ્રકારની નબળાઈઓને વિકસવા ન દે.

طَالُوْتَ مَلِكًا ؕ قَالُوْۤا اَنّٰى يَكُوْنُ لَهُ الْمُلْكُ عَلَيْنَا وَنَحْنُ
اَحَقُّ بِالْمُلْكِ مِنْهُ وَلَمْ يُؤْتَ سَعَةً مِّنَ الْمَالِ ؕ قَالَ اِنَّ
اللّٰهَ اصْطَفٰىهُ عَلَيْكُمْ وَزَادَهٗ بَسْطَةً فِى الْعِلْمِ وَالْجِسْمِ ؕ وَاللّٰهُ
يُؤْتِىْ مُلْكَهٗ مَنْ يَّشَآءُ ؕ وَاللّٰهُ وَاسِعٌ عَلِيْمٌ ۝٢٤٧ وَقَالَ لَهُمْ
نَبِيُّهُمْ اِنَّ اٰيَةَ مُلْكِهٖۤ اَنْ يَّاْتِيَكُمُ التَّابُوْتُ فِيْهِ سَكِيْنَةٌ
مِّنْ رَّبِّكُمْ وَبَقِيَّةٌ مِّمَّا تَرَكَ اٰلُ مُوْسٰى وَاٰلُ هٰرُوْنَ تَحْمِلُهُ

**નીમ્યો છે. આ સાંભળીને તેઓ બોલ્યાં : "અમારી ઉપર રાજા બનવાનો તે કેવી રીતે હક્કદાર થઈ ગયો ? તેની સરખામણીમાં બાદશાહીના અમે વધારે હક્કદાર છીએ. તે તો કોઈ મોટો ધનવાન માણસ નથી." નબીએ ઉત્તર આપ્યોઃ "અલ્લાહે તમારી સરખામણીમાં તેને જ પસંદ કર્યો છે અને તેને બૌદ્ધિક અને શારીરિક બંને પ્રકારની લાયકાતો પુષ્કળ પ્રમાણમાં એનાયત કરી છે અને અલ્લાહને અધિકાર છે કે તેનું રાજ્ય જેને ઈચ્છે આપે, અલ્લાહ ઘણી વિશાળતા ધરાવે છે અને બધું જ તેની જાણમાં છે." આની સાથે તેમના નબીએ તેમને આ પણ જણાવ્યું કે 'અલ્લાહ તરફથી તેના રાજા નીમાવાની નિશાની આ છે કે તેના રાજ્યકાળમાં એ પેટી તમને પાછી મળી જશે જેમાં તમારા માલિક તરફથી તમારા માટે હૃદયની શાંતિનો સામાન છે, જેમાં મૂસાના કુટુંબ અને હારૂનના કુટુંબ દ્વારા પાછળ મૂકેલાં પવિત્ર અવશેષો છે, અને જેને અત્યારે ફરિશ્તાઓએ**

(૨૬૯) બાઈબલમાં આનું નામ સાઉલ લખ્યું છે. આ કબીલા બિનયમીનનો એક ૩૦ વર્ષીય યુવાન હતો. "બનીઇસ્રાઈલમાં આનાથી રૂપાળો કોઈ માણસ ન હતો અને એવો કદાવર હતો કે લોકો તેના ખભા સુધી આવતા હતાં" તે પોતાના બાપના ખોવાયેલા ગધેડાને શોધવા માટે નીકળ્યો હતો. રસ્તામાં જ્યારે સેમ્યુઅલ નબીના પડાવ પાસે પહોંચ્યો ત્યારે અલ્લાહે નબીને ઈશારો કર્યો કે, આ જ માણસ છે જેને અમે બનીઈસ્રાઈલની બાદશાહી માટે પસંદ કર્યો છે. એટલા માટે સેમ્યુઅલ નબી તેને પોતાના ઘરે લાવ્યાં. તેલની કુપ્પી લઈ તેના માથે ઢોળી, તેને ચુંબન કર્યું અને કહ્યું કે, "માલિકે તને મસહ કર્યો કે જેથી તું તેના વારસાનો નાયક બને." ત્યારપછી તેણે બનીઈસ્રાઈલની સામાન્ય સભા બોલાવી અને તેની બાદશાહીનો એલાન કર્યો. (૧-સેમ્યુઅલ, પ્રકરણ-૯ અને ૧૦)



الْمَلٰٓئِكَةُ ؕ اِنَّ فِىْ ذٰلِكَ لَاٰيَةً لَّكُمْ اِنْ كُنْتُمْ مُّؤْمِنِيْنَ ﴿۲۴۸﴾
فَلَمَّا فَصَلَ طَالُوْتُ بِالْجُنُوْدِ ۙ قَالَ اِنَّ اللّٰهَ مُبْتَلِيْكُمْ
بِنَهَرٍ ۚ فَمَنْ شَرِبَ مِنْهُ فَلَيْسَ مِنِّىْ ۚ وَمَنْ لَّمْ يَطْعَمْهُ

**ઉપાડેલી છે.**[૨૭૦] **જો તમે મોમિન છો, તો આ તમારા માટે ઘણી મોટી નિશાની છે. (રુકૂઅ-૩૨)**

**પછી જ્યારે તાલૂત લશ્કર લઈને નીકળ્યો, ત્યારે તેણે કહ્યુંઃ ''એક નદી ઉપર અલ્લાહ તરફથી તમારી અજમાયશ થવાની છે. જે તેનું પાણી પીશે, તે મારો સાથીદાર નથી. મારો સાથીદાર ફકત એ છે**

આ બનીઈસ્રાઈલમાં બીજો માણસ હતો જેને ખુદાના હુકમથી મસહ કરીને નાયકના હોદ્દા પર નીમવામાં આવ્યો. આની પહેલાં હઝરત હારૂન મુખ્ય પુરોહિત (Chief Priest) તરીકે મસહ કરવામાં આવ્યા હતાં. તેમના પછી ત્રીજા હતાં હઝરત દાઊદ અ.સ. અને ચોથા હતાં હઝરત ઈસા અ.સ. જેમને મસહ કરવામાં આવ્યા હતાં. પરંતુ તાલૂત વિષે આવી કોઈ સ્પષ્ટતા કુર્આન અથવા હદીસમાં નથી કે તેઓ નબૂવ્વતના હોદ્દા ઉપર પણ નીમાયા હતાં. માત્ર બાદશાહી માટે નામકરણ થાય તે એ માટે પૂરતું નથી કે તેમને નબી માની લેવામાં આવે.

(૨૭૦) બાઈબલનું વર્ણન આ બાબતમાં કુર્આન કરતાં અમુક રીતે અલગ છે, તેમ છતાં તેના ઉપરથી અસલ ઘટના વિષે ઘણી વિગતો જાણવા મળે છે. તેના ઉપરથી જણાય છે કે, આ પેટી, કે જેને બનીઈસ્રાઈલ ખાસ શબ્દોમાં ''અહદની પેટી'' કહેતા હતાં, એક યુદ્ધ સમયે પેલેસ્ટાઇનના મુશ્રિકોએ બનીઈસ્રાઈલ પાસેથી છીનવી લીધી હતી પરંતુ આ મુશ્રિકોના જે શહેર અને જે મહોલ્લામાં રાખવામાં આવી હતી, ત્યાં આફતો આવવા માંડી. છેવટે તેમણે ડરના મારે તેને એક બળદગાડા પર રાખીને ગાડાને હંકારી મૂકયું. લગભગ આ જ મામલાની તરફ કુર્આન આ શબ્દોમાં ઈશારો કરે છે કે તે વખતે તે પેટી ફરિશ્તાઓના રક્ષણ હેઠળ હતી, કેમ કે એ ગાડું કોઈપણ હાંકનાર વિના છોડી દેવામાં આવ્યું હતું અને અલ્લાહના હુકમથી ફરિશ્તાઓનું જ આ કામ હતું કે તેઓ તેને હંકારીને બનીઈસ્રાઈલ તરફ લઈ આવ્યાં. ''આ પેટીમાં તમારા માટે હૃદયની શાંતિની વસ્તુઓ છે,'' તો બાઈબલના વર્ણન ઉપરથી આની હકીકત એવી જણાય છે કે બનીઈસ્રાઈલ તેને ખૂબ જ પવિત્ર તથા તેમના માટે વિજય તથા ખુદાઈ મદદનું ચિહ્ન માનતા હતાં. જ્યારે તે તેમના હાથમાંથી નીકળી ગઈ ત્યારે સમગ્ર કોમની હિંમત તૂટી ગઈ અને દરેક ઈસ્રાઈલી એમ માનવા માંડયો કે ખુદાની કૃપા તેમની ઉપરથી હઠી ગઈ છે અને હવે અમારા ખરાબ દિવસો આવી ગયાં છે, તેથી એ પેટીનું પાછું આવવું આ કોમ માટે ખૂબ જ હિંમત વધારનાર હતું અને આ એક એવું સાધન હતું જેનાથી તેમની ભાંગેલી હિંમતો ફરીથી મજબૂત થઈ શકતી હતી.

''આલેમૂસા અને આલેહારૂનની પાછળ મુકેલી વસ્તુઓ'' જે આ પેટીમાં રાખેલી હતી, તેનો અર્થ બે પથ્થરની પાટીઓ છે જે સીનાના પર્વત ઉપર અલ્લાહે હઝરત મૂસા અ.સ.ને આપી હતી. આ ઉપરાંત એક

فَاِنَّهٗ مِنِّيْٓ اِلَّا مَنِ اغْتَرَفَ غُرْفَةًۢ بِيَدِهٖ ۚ فَشَرِبُوْا مِنْهُ
اِلَّا قَلِيْلًا مِّنْهُمْ ؕ فَلَمَّا جَاوَزَهٗ هُوَ وَالَّذِيْنَ اٰمَنُوْا مَعَهٗ ۙ
قَالُوْا لَا طَاقَةَ لَنَا الْيَوْمَ بِجَالُوْتَ وَجُنُوْدِهٖ ؕ قَالَ الَّذِيْنَ
يَظُنُّوْنَ اَنَّهُمْ مُّلٰقُوا اللّٰهِ ۙ كَمْ مِّنْ فِئَةٍ قَلِيْلَةٍ غَلَبَتْ
فِئَةً كَثِيْرَةًۢ بِاِذْنِ اللّٰهِ ؕ وَاللّٰهُ مَعَ الصّٰبِرِيْنَ ﴿٢٤٩﴾ وَلَمَّا
بَرَزُوْا لِجَالُوْتَ وَجُنُوْدِهٖ قَالُوْا رَبَّنَآ اَفْرِغْ عَلَيْنَا

**જે તેનાથી તરસ ન છિપાવે, હા, એકાદ ખોબો કોઈ પી લે, તો પી લે.'' પરંતુ એક નાનકડા જૂથ સિવાય તે બધાં જ આ નદીના પાણીથી સંતૃપ્ત થયાં.[૨૭૧]**

**પછી જ્યારે તાલૂત અને તેના સાથીદાર મુસલમાનો નદી ઓળંગીને આગળ વધ્યાં ત્યારે તેમણે તાલૂતને કહી દીધું કે, આજે અમારામાં જાલૂત અને તેની સેનાઓનો મુકાબલો કરવાની શકિત નથી.[૨૭૨] પરંતુ જે લોકો એમ માનતા હતાં કે એક દિવસે તેમને અલ્લાહને મળવાનું છે, તેમણે કહ્યુંઃ 'ઘણીવાર એવું થયું છે કે એક નાનું જૂથ અલ્લાહના હુકમથી એક મોટા જૂથ ઉપર વિજયી થયેલું છે, અલ્લાહ ધીરજ રાખનારાઓનો સાથીદાર છે. ''અને જ્યારે તેઓ જાલૂત અને તેની સેનાઓના મુકાબલો કરવા નીકળ્યાં, ત્યારે તેમણે દુઆ કરી,''હે અમારા માલિક ! અમારી ઉપર ધીરજની''**

---

શીશીમાં મન્ન પણ ભરીને તેમાં રાખી દેવામાં આવ્યો હતો કે જેથી ભાવિની પેઢીઓ અલ્લાહતઆલાના એ ઉપકારને યાદ કરે જે રણમાં તેણે તેમના બાપદાદાઓ ઉપર કર્યો હતો. અને લગભગ હઝરત મૂસાની લાઠી પણ તેની અંદર હતી જે અલ્લાહના ભવ્ય ચમત્કારો દેખાડનાર બની હતી.

(૨૭૧) શકય છે કે આનો અર્થ જોર્ડન નદી હોય અથવા બીજી કોઈ નદી અથવા નાળું. તાલૂત બનીઈસ્રાઈલના લશ્કરને લઈ તેને ઓળંગવા માગતો હતો પરંતુ કેમ કે તેને ખબર હતી કે તેની કોમની અંદર નૈતિક શિસ્તનો અભાવ છે, એટલા માટે તેણે ઉપયોગી તથા નકામા લોકોને અલગ કરવા માટે આ અજમાયશનું આયોજન કર્યું. જે લોકો થોડા સમય માટે પોતાની તરસ ઉપર અંકુશ ન રાખી શકે તેમની ઉપર કેવી રીતે ભરોસો કરી શકાય કે તેઓ એ દુશ્મનના મુકાબલામાં મજબૂતાઈ દેખાડશે જેનાથી તેઓ પહેલાં જ હારી ગયેલાં છે.

(૨૭૨) આવું કહેનારા સંભવતઃ એ જ લોકો હશે જેમણે નદી ઉપર પહેલાંથી જ પોતાની અધીરાઈ

صَبۡرًا وَّ ثَبِّتۡ اَقۡدَامَنَا وَ انۡصُرۡنَا عَلَى الۡقَوۡمِ الۡكٰفِرِيۡنَ ﴿٢٥٠﴾
فَهَزَمُوۡهُمۡ بِاِذۡنِ اللّٰهِ ۙ وَ قَتَلَ دَاوٗدُ جَالُوۡتَ وَ
اٰتٰٮهُ اللّٰهُ الۡمُلۡكَ وَالۡحِكۡمَةَ وَ عَلَّمَهٗ مِمَّا يَشَآءُ ؕ وَ
لَوۡلَا دَفۡعُ اللّٰهِ النَّاسَ بَعۡضَهُمۡ بِبَعۡضٍ ۙ لَّفَسَدَتِ
الۡاَرۡضُ وَلٰـكِنَّ اللّٰهَ ذُوۡ فَضۡلٍ عَلَى الۡعٰلَمِيۡنَ ﴿٢٥١﴾

**વર્ષા કર અમારા પગ જમાવી દે અને અમને આ કાફિર જૂથ ઉપર વિજય આપ.'' છેવટે અલ્લાહના હુકમથી તેમણે કાફિરોને ભગાડી મૂકયાં અને દાઊદે[૨૭૩] જાલૂતને મારી નાખ્યો અને અલ્લાહે તેને રાજ્ય અને ડહાપણથી નવાજ્યો અને જે જે વસ્તુઓનું ઇચ્છયું તેને જ્ઞાન આપ્યું. — જો આવી રીતે અલ્લાહ લોકોના એક જૂથને બીજા જૂથ વડે હટાવતો રહ્યો ન હોત તો ધરતીનું વ્યવસ્થાતંત્ર બગડી જાત,[૨૭૪] પરંતુ દુનિયાના લોકો ઉપર અલ્લાહની મોટી કૃપા છે (કે તે આવી રીતે ઝઘડાંને દૂર કરવાની વ્યવસ્થા કરતો રહે છે.)**

દેખાડી દીધી હતી.

(૨૭૩) દાઊદ અ.સ. એ વખતે નાની વયના યુવાન હતાં. સંજોગોવશાત્ તેઓ તાલૂતના લશ્કરમાં બરાબર એવા વખતે પહોંચ્યાં કે જ્યારે પેલેસ્ટાઇનના લોકોની સેનાનો કદાવર પહેલવાન જાલૂત (ગોલિયાથ) બનીઈસ્રાઇલના લશ્કરને લડવાનો આહ્વાન કરી રહ્યો હતો અને ઇસ્રાઇલીઓમાંથી કોઈની હિંમત ચાલતી ન હતી કે તેનો મુકાબલો કરવા માટે નીકળે. હઝરત દાઊદ અ.સ.આ પરિસ્થિતિ જોઈને એકદમ તેના મુકાબલા માટે મેદાનમાં ઊતરી પડયાં અને તેને પાડી દીધો. આ ઘટનાએ તેમને તમામ ઈસ્રાઇલીઓના વહાલાં બનાવી દીધાં. તાલૂતે તે પોતાની દીકરી તેમની સાથે પરણાવી અને છેવટે તેઓ જ ઇસ્રાઇલીઓના શાસક બન્યાં. (વિગતો માટે જુઓ, સેમ્યુઅલ-૧, પ્રકરણ - ૧૭, ૧૮)

(૨૭૪) એટલે કે અલ્લાહતઆલાએ ધરતી ઉપરની વ્યવસ્થાને જાળવી રાખવા માટે આ નિયમ બનાવેલો છે કે તે મનુષ્યોના અલગ અલગ જૂથોને અમુક નિશ્ચિત હદ સુધી ધરતી ઉપર પ્રભુત્ત્વ અને શક્તિ મેળવવા દે છે પરંતુ જ્યારે કોઈ જૂથ હદથી આગળ જવા માંડે છે ત્યારે બીજા કોઈ જૂથ વડે તે તેનું જોર તોડી નાખે છે. જો એવું હોત કે એક કોમ અને એક પક્ષની જ સત્તા ધરતીમાં કાયમ રાખવામાં આવત અને તેનો જોરજુલમ અનંત હોત તો ચોક્કસપણે ખુદાની આ ધરતી ઉપર મહા ઉપદ્રવ ઉભું થઈ ગયું હોત.

تِلْكَ اٰيٰتُ اللّٰهِ نَتْلُوْهَا عَلَيْكَ بِالْحَقِّ ؕ وَ اِنَّكَ لَمِنَ الْمُرْسَلِيْنَ ﴿۲۵۲﴾

**تِلْكَ الرُّسُلُ فَضَّلْنَا بَعْضَهُمْ عَلٰى بَعْضٍ ۘ مِنْهُمْ**

مَّنْ كَلَّمَ اللّٰهُ وَ رَفَعَ بَعْضَهُمْ دَرَجٰتٍ ؕ وَ اٰتَيْنَا عِيْسَى ابْنَ
مَرْيَمَ الْبَيِّنٰتِ وَ اَيَّدْنٰهُ بِرُوْحِ الْقُدُسِ ؕ وَ لَوْ شَآءَ اللّٰهُ
مَا اقْتَتَلَ الَّذِيْنَ مِنْۢ بَعْدِهِمْ مِّنْۢ بَعْدِ مَا جَآءَتْهُمُ
الْبَيِّنٰتُ وَ لٰكِنِ اخْتَلَفُوْا فَمِنْهُمْ مَّنْ اٰمَنَ وَ مِنْهُمْ مَّنْ كَفَرَ ؕ
وَ لَوْ شَآءَ اللّٰهُ مَا اقْتَتَلُوْا ۫ وَ لٰكِنَّ اللّٰهَ يَفْعَلُ مَا يُرِيْدُ ﴿۲۵۳﴾ ع




**આ અલ્લાહની આયતો છે, જે અમે સાચેસાચી તમને સંભળાવી રહ્યાં છીએ અને તમે નિઃશંક એ લોકોમાંથી છો, જે પયગમ્બર બનાવીને મોકલવામાં આવ્યાં છે. આ પયગમ્બર (જે અમારા તરફથી લોકોના માર્ગદર્શન માટે નીમાયાં) અમે આમને એકબીજાથી ઊંચા દરજ્જા એનાયત કર્યાં. તેમનામાં કોઈ એવો હતો જેની સાથે અલ્લાહે પોતે વાતચીત કરી, કોઈને તેણે બીજી હેસિયતોમાં ઉચ્ચ દરજ્જા આપ્યાં, અને અંતમાં મર્યમના પૂત્ર ઈસાને સ્પષ્ટ નિશાનીઓ એનાયત કરી અને પવિત્ર રૂહ વડે તેની મદદ કરી. જો અલ્લાહે ઈચ્છયું હોત, તો એ શકય ન હતું કે આ પયગમ્બરો પછી જે લોકો સ્પષ્ટ નિશાનીઓ જોઈ ચૂકયા હતાં, તેઓ અંદરોઅંદર લડયાં હોત. પરંતુ (અલ્લાહની મરજી આ ન હતી કે તે લોકોને બળજબરીપૂર્વક મતભેદથી રોકે, આ કારણે) તેમણે અંદરોઅંદર મતભેદ કર્યો, પછી કોઈ ઈમાન લાવ્યો અને કોઈએ કુફ્રનો માર્ગ અખ્તયાર કર્યો. હા, અલ્લાહ ઈચ્છતો હોત, તો તેઓ કદાપિ એકબીજા સાથે લડયાં ન હોત, પરંતુ અલ્લાહ જે ઈચ્છે છે કરે છે.[૨૭૫] (રુકૂઅ-૩૩)**

(૨૭૫) આનો અર્થ આ છે કે રસૂલો મારફતે જ્ઞાન મળી ગયા પછી જે મતભેદો લોકોની વચ્ચે પેદા થયાં, અને આ મતભેદોથી આગળ વધીને વાત લડાઈઓ સુધી પહોંચી ત્યારે આનું કારણ એ ન હતું મઆઝલ્લાહ કે ખુદા લાચાર હતો અને તેની પાસે આ મતભેદો અને લડાઈઓને રોકવા માટેની શક્તિ ન હતી. જો તે ઈચ્છત તો કોઈની મજાલ ન હતી કે નબીઓના સંદેશની સામે માથું ઊંચકી શક્ત, અને કુફ્ર અને વિદ્રોહનો માર્ગ અપનાવી શકત, તથા તેની ભૂમિ ઉપર ઝઘડાં ફેલાવી શકયો હોત. પરંતુ તેનો ઈરાદો આ હતો જ નહીં કે

يَاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْٓا اَنْفِقُوْا مِمَّا رَزَقْنٰكُمْ مِّنْ قَبْلِ اَنْ
يَّاْتِيَ يَوْمٌ لَّا بَيْعٌ فِيْهِ وَلَا خُلَّةٌ وَّلَا شَفَاعَةٌ ؕ وَالْكٰفِرُوْنَ
هُمُ الظّٰلِمُوْنَ ﴿۲۵۴﴾ اَللّٰهُ لَاۤ اِلٰهَ اِلَّا هُوَ ۚ اَلْحَيُّ الْقَيُّوْمُ ۚ۬

**હે લોકો જે ઈમાન લાવ્યાં છો, જે કંઈ માલમત્તા અમે તમને આપી છે, તેમાંથી ખર્ચ કરો[૨૭૬] એ પહેલાં કે એ દિવસ આવે જેમાં ન તો ખરીદ-વેચાણ થશે, ન તો મિત્રતા કામ આવશે અને ન તો ભલામણ ચાલશે. અને જુલમી હકીકતમાં તેઓ જ છે જે કુફ્રનો માર્ગ અપનાવે છે.[૨૭૭]**

**અલ્લાહ, એ શાશ્વત હસ્તી, જે તમામ સૃષ્ટિને ટકાવી રહી છે, તેના સિવાય કોઈ ખુદા નથી.[૨૭૮]**

---

માનવીના ઈરાદા અને અખત્યારની સ્વતંત્રતા છીનવી લે, અને તેમને એક ખાસ માર્ગ ઉપર ચાલવા માટે મજબૂર કરી દે. તેણે પરીક્ષા લેવાના આશયથી તેમને પૃથ્વી ઉપર પેદા કર્યા હતાં, એટલા માટે તેણે તેમને શ્રદ્ધા અને અમલીકરણના રસ્તાઓમાં પસંદગીની સ્વતંત્રતા એનાયત કરી. અને નબીઓને લોકો ઉપર ફોજદાર બનાવીને નથી મોકલ્યાં કે બળજબરીપૂર્વક તેમને ઈમાન અને આજ્ઞાપાલનની તરફ ખેંચી લાવે, બલ્કે એટલા માટે મોકલ્યાં કે દલીલો અને નિશાનીઓ વડે લોકોને સીધા રસ્તા તરફ બોલાવવાનો પ્રયત્ન કરે. તેથી જેટજેટલા મતભેદો અને લડાઈઓ થઈ છે તે તમામ એટલા માટે થઈ છે કે અલ્લાહે લોકોને ઈરાદાની જે સ્વતંત્રતા એનાયત કરી હતી તેનો ઉપયોગ કરીને લોકોએ આ અલગ અલગ રસ્તાઓ અપનાવ્યાં, એટલા માટે નહીં કે અલ્લાહ તેમને સીધા રસ્તે ચલાવવા માગતો હતો પરંતુ મઆઝલ્લાહ અલ્લાહને તેમાં સફળતા ન મળી.

(૨૭૬) આનો અર્થ અલ્લાહના માર્ગમાં ખર્ચ કરવો છે. અહીં એમ કહેવામાં આવી રહ્યું છે કે જે લોકોએ ઈમાનનો માર્ગ અપનાવ્યો છે તેમને એ હેતુ માટે, જેની ઉપર તેઓ ઈમાન લાવ્યાં છે, નાણાંકીય ખર્ચ સહન કરવા જોઈએ.

(૨૭૭) અહીં કુફ્રનો માર્ગ અપનાવનારા લોકોનો આશય એ લોકો છે જે ખુદાના હુકમનું પાલન કરવાનો ઈનકાર કરે અને તેમના માલને તેની પ્રસન્નતા કરતાં વધારે પ્રિય રાખે, અથવા એ લોકો છે જે એ દિવસ ઉપર વિશ્વાસ ન ધરાવતાં હોય જેના આવવાથી ડરાવવામાં આવી રહ્યાં છે, અથવા એ લોકો છે જે એવી ખોટી માન્યતામાં રાચે છે કે આખિતરમાં તેમને કોઈને કોઈ રીતે મુક્તિ ખરીદી લેવાની તેમજ દોસ્તી અને ભલામણ વડે કામ કાઢી લેવાની તક મળી જ જશે.

(૨૭૮) એટલે કે મૂર્ખ લોકોએ તેમની રીતે ભલે ગમે તેટલા દેવો અને ખુદાઓ બનાવી રાખેલાં હોય પરંતુ સાચી હકીકત આ છે કે સૃષ્ટિનું તંત્ર સંપૂર્ણપણે કોઈપણ બીજી વ્યક્તિની ભાગીદારી વિના એ શાશ્વત હસ્તીનું છે જે કોઈએ આપેલા જીવન ઉપર નહીં, બલ્કે ખુદ પોતાના જ જીવનથી હયાત છે, અને જેની તાકાતના

لَا تَاْخُذُهٗ سِنَةٌ وَّلَا نَوْمٌ ؕ لَهٗ مَا فِى السَّمٰوٰتِ وَمَا فِى الْاَرْضِ ؕ
مَنْ ذَا الَّذِىْ يَشْفَعُ عِنْدَهٗۤ اِلَّا بِاِذْنِهٖ ؕ يَعْلَمُ مَا بَيْنَ اَيْدِيْهِمْ
وَمَا خَلْفَهُمْ ۚ وَلَا يُحِيْطُوْنَ بِشَىْءٍ مِّنْ عِلْمِهٖۤ اِلَّا بِمَا شَآءَ ۚ

**તે ન તો સૂવે છે અને ન તેને ઝોકું આવે છે.[૨૭૯] ધરતી અને આકાશોમાં જે કંઈ છે, તેનું જ છે.[૨૮૦] કોણ છે જે તેની હજૂરમાં તેની પરવાનગી વિના ભલામણ કરી શકે ?[૨૮૧] જે કંઈ લોકોની સામે છે તેને પણ તે જાણે છે અને જે કંઈ તેમનાથી છુપું છે, તેનાથી પણ તે વાકેફ છે અને તેના જ્ઞાનમાંથી કોઈ વસ્તુ તેમની બુદ્ધિની પકડમાં આવી શકતી નથી સિવાય કે તે પોતે જ કોઈ વસ્તુનું જ્ઞાન તેમને આપવા માગે.[૨૮૨]**

જોરે જ સૃષ્ટિની સમગ્ર વ્યવસ્થા ચાલી રહી છે. પોતાના સામ્રાજ્યમાં ખુદાઈના તમામ અધિકારોનો માલિક તે પોતે જ છે, બીજો કોઈ ન તો તેના ગુણોમાં ભાગીદાર છે, ન તો તેના અધિકારોમાં, ન તો તેના હક્કોમાં. એટલા માટે તેને છોડીને, અથવા તેની સાથે બીજાંને ભાગીદાર ઠરાવીને, ધરતી અને આકાશમાં જ્યાં પણ બીજા કોઈને ઉપાસ્ય (દેવ) બનાવવામાં આવી રહ્યો છે, એક જુઠ્ઠાણું ઘડવામાં આવી રહ્યું છે તથા સત્યની સામે લડાઈ કરવામાં આવી રહી છે.

(૨૭૯) આ એ લોકોના વિચારોનું ખંડન છે જે દુનિયાના માલિકની હસ્તીને પોતાની ખામીયુક્ત હસ્તીઓની જેમ કલ્પે છે, અને તેની તરફ એ નબળાઈઓ સાંકળે છે જે મનુષ્યોની સાથે સંકળાયેલી છે. દા.ત. બાઈબલનું આ કથન કે, ખુદાએ છ દિવસમાં ધરતી અને આકાશનું સર્જન કર્યું અને સાતમાં દિવસે આરામ કર્યો.

(૨૮૦) એટલે કે તે ધરતી અને આકાશોનો તથા એ દરેક વસ્તુનો માલિક છે જે ધરતી અને આકાશમાં છે. તેની માલિકીમાં, તેના સંચાલનમાં અને તેના રાજમાં કોઈનો સહેજ પણ કોઈ હિસ્સો નથી. આના પછી સૃષ્ટિમાં જે બીજી હસ્તીની પણ તમે કલ્પના કરી શકતા હોવ, તે હકીકતમાં આ સૃષ્ટિની એક વસ્તુ જ હશે, અને જે આ સૃષ્ટિની વસ્તુ છે તે અલ્લાહની મિલ્કત છે અને તેની સેવક છે, નહીં કે તેની ભાગીદાર કે સમકક્ષ.

(૨૮૧) આ એ મુશ્રિકોના વિચારોનું ખંડન છે જે લોકો એવું માને છે કે મનુષ્યો અથવા ફરિશ્તા અથવા બીજી હસ્તીઓનું ખુદાને ત્યાં બહુ જોર ચાલે છે. જે વાત અંગે તેઓ હઠ પકડી લે તેને મનાવીને છોડે છે, અને જે કામ તેઓ ઇચ્છે તે ખુદા પાસેથી લઈ શકે છે. તેમને અહીં બતાવવામાં આવી રહ્યું છે કે જોર ચલાવવાની વાત તો દૂર રહી, કોઈ મોટામાં મોટો પયગમ્બર, અને કોઈ નજીકમાં નજીકનો ફરિશ્તો, એ આકાશો અને ધરતીના સમ્રાટના દરબારમાં પરવાનગી વિના મોઢું ખોલવાની પણ હિંમત ધરાવતો નથી.

(૨૮૨) આ સચ્ચાઈ જાહેર થવાથી શિર્કના પાયા ઉપર બીજો એક પ્રહાર પડે છે. ઉપરના વાકયોમાં અલ્લાહતઆલાના અસીમ રાજય અને તેના અધિકારોનો ખ્યાલ આપીને આ જણાવવામાં આવ્યું હતું કે, તેના રાજયમાં ન તો કોઈ કાયમી ભાગીદાર છે, ન તો તેને ત્યાં કોઈનું એવું જોર ચાલે છે કે તે પોતાની ભલામણો વડે

وَسِعَ كُرْسِيُّهُ السَّمٰوٰتِ وَالْاَرْضَ ۚ وَلَا يَـُٔوْدُهٗ حِفْظُهُمَا ۚ
وَهُوَ الْعَلِيُّ الْعَظِيْمُ ۝٢٥٥ لَآ اِكْرَاهَ فِي الدِّيْنِ ۣۙ قَدْ تَّبَيَّنَ

**તેનું રાજ[૨૮૩] આકાશો અને ધરતી ઉપર વ્યાપેલું છે અને તેમની દેખભાળ તેના માટે કોઈ થકવી નાખતું કામ નથી. બસ તે જ એક મહાન અને ઉચ્ચતર હસ્તી છે.[૨૮૪]**

**દીનના મામલામાં કોઈ બળજબરી નથી.[૨૮૫] સાચી વાત ખોટી કલ્પનાઓથી**

તેના ફેંસલાઓ ઉપર પ્રભાવ પાડી શકે. હવે એક બીજી હેસિયતથી એ જણાવવામાં આવી રહ્યું છે કે કોઈ બીજો તેના કામમાં કેવી રીતે દખલ કરી શકે કે જ્યારે બીજા કોઈની પાસે એ જ્ઞાન છે જ નહીં જેના વડે તે આ સૃષ્ટિના વ્યવસ્થાતંત્ર અને તેની પાછળના ડહાપણને સમજી શકે. માનવી હોય કે જિન્નાત કે ફરિશ્તો કે પછી કે બીજી કોઈ મખ્લૂક, બધાનું જ્ઞાન અધૂરૂં અને મર્યાદિત છે. સૃષ્ટિની તમામ હકીકતો ઉપર કોઈની નજર પણ પૂરેપૂરી પહોંચતી નથી. પછી જો કોઈ નાનામાં નાના ભાગમાં પણ કોઈ વ્યક્તિની સ્વતંત્ર દખલગીરી અથવા અટલ ભલામણ ચાલી શકે તો સમગ્ર દુનિયાનું તંત્ર અસ્તવ્યસ્ત થઈ જાય. દુનિયાના તંત્રની વાત તો દૂરની વાત છે, માનવી તો ખુદ પોતાના વ્યક્તિગત લાભાલાભને પણ સમજવાની શક્તિ ધરાવતો નથી. તેના લાભાલાભને પણ દુનિયાનો માલિક જ સંપૂર્ણપણે જાણે છે અને તેના માટે આના સિવાય કોઈ રસ્તો નથી કે, એ ખુદાના માર્ગદર્શન અને હુકમો ઉપર ભરોસો કરે કે, જે જ્ઞાનનું મૂળ સ્રોત છે.

(૨૮૩) મૂળ આયતમાં કુર્સી **كُرْسِی** શબ્દનો ઉપયોગ થયો છે. જે સામાન્ય રીતે રાજ્ય અને સત્તા માટે રૂઢિપ્રયોગ તરીકે બોલવામાં આવે છે. ઉર્દૂ ભાષામાં પણ મોટાભાગે કુર્સીનો શબ્દ રાજકીય સત્તાઓ માટે બોલવામાં આવે છે,

(૨૮૪) આ આયત ''આયતલકુર્સી'' ના નામથી પ્રખ્યાત છે અને તેની અંદર અલ્લાહતઆલાની એવી સર્વગ્રાહી અને સંપૂર્ણ ઓળખ આપવામાં આવી છે જેનો દાખલો કયાંય નથી જડતો. એટલા જ માટે હદીસમાં આને કુર્આનની સૌથી શ્રેષ્ઠ આયત ગણવામાં આવી છે.

અત્રે પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે અહીં દુનિયાના માલિકની હસ્તી અને તેના ગુણોનો ઉલ્લેખ કયા સંદર્ભમાં કરવામાં આવ્યો છે. આને સમજવા માટે એક વખત ફરીથી એ સંબોધન ઉપર નજર નાખી લો જે રુકૂઅ ૩૨ થી ચાલ્યો આવે છે. પહેલાં મુસલમાનોને સત્યદીનની સ્થાપનાના માર્ગમાં જાનમાલ વડે જિહાદ કરવા માટે પ્રોત્સાહિત કરવામાં આવ્યાં છે તથા એ નબળાઈઓથી બચવાની તાકીદ કરવામાં આવી છે જેમાં બનીઈસ્રાઈલ પડી ગયા હતાં. ત્યારબાદ એ હકીકત સમજાવવામાં આવી છે કે વિજયનો આધાર સંખ્યા અને સાધનસામગ્રીના મોટા જથ્થા પર નથી, બલ્કે ઈમાન, ધૈર્ય અને શિસ્ત તથા ઈરાદાની મક્કમતા ઉપર છે. ત્યાર પછી લડાઈની પાછળ અલ્લાહતઆલાનો જે આશય છે તેની તરફ ઈશારો કરવામાં આવ્યો છે, એટલે કે આ દુનિયાની વ્યવસ્થાને જાળવી રાખવા માટે તે હંમેશા મનુષ્યોના એક જૂથને બીજા જૂથ વડે હટાવે છે, નહીં તો જો એક જ જૂથની સત્તા અને સર્વોપરિતાને કાયમી પટ્ટો મળી જાત તો બીજા લોકો માટે જીવન મુશ્કેલ બની જાત. એના પછી

الرُّشْدُ مِنَ الْغَيِّ ۚ فَمَنْ يَّكْفُرْ بِالطَّاغُوْتِ وَ يُؤْمِنْۢ بِاللّٰهِ
فَقَدِ اسْتَمْسَكَ بِالْعُرْوَةِ الْوُثْقٰى ۗ لَا انْفِصَامَ لَهَا ۗ وَاللّٰهُ
سَمِيْعٌ عَلِيْمٌ ﴿٢٥٦﴾ اَللّٰهُ وَلِيُّ الَّذِيْنَ اٰمَنُوْا ۙ يُخْرِجُهُمْ مِّنَ

**જુદી પાડી ને રાખી દેવામાં આવી છે. હવે જે કોઈ તાગૂતનો[૨૮૬] ઈનકાર કરીને અલ્લાહ ઉપર ઈમાન લઈ આવ્યો તેણે એક એવો મજબૂત સહારો પકડી લીધો જે કયારેય તૂટવાનો નથી, અને અલ્લાહ (કે જેનો સહારો તેણે લીધો છે) બધું જ સાંભળનાર અને જાણનાર છે. જે લોકો ઈમાન લાવે છે, તેમનો હિમાયતી અને મદદગાર અલ્લાહ છે અને તે તેમને અંધારાંમાંથી**

એ શંકાનું નિવારણ કરવામાં આવ્યું છે જે જાણકારી નહીં ધરાવતા લોકોના મનમાં સામાન્ય રીતે ખૂંચે છે કે, જો અલ્લાહે પોતાના પયગમ્બરોને મતભેદો દૂર કરવા માટે તથા ઝઘડાં પતાવવા માટે મોકલ્યા હતાં, અને તેમના આગમન છતાં મતભેદો દૂર ન થયાં, ઝઘડાં ન પત્યાં, તો શું અલ્લાહ એટલો લાચાર હતો કે હવે તેણે આ દૂષણોને દૂર કરવા માટે ઇચ્છયું છતાં પણ કરી ન શકયો ? આના જવાબમાં જણાવી દેવામાં આવ્યું કે મતભેદોને બળજબરીપૂર્વક રોકી દેવાં અને માનવજાતને એક ખાસ રસ્તા ઉપર બળજબરીપૂર્વક ચલાવવી અલ્લાહની યોજનામાં હતું જ નહીં, નહીં તો માનવીની શી મજાલ હતી કે તેની મરજીની વિરૂદ્ધ ચાલત. ત્યારપછી એક વાકયમાં એ અસલ વિષયની તરફ ઇશારો કરવામાં આવ્યો જેનાથી સંબોધનની શરૂઆત થઈ હતી. એ પછી એમ કહેવામાં આવી રહ્યું છે કે મનુષ્યોની માન્યતાઓ, વિચારસરણીઓ, પંથો અને સંપ્રદાયો ભલે ગમે તેટલાં ભિન્ન હોય, છેવટે તો સર્વસામાન્ય વાત, કે જેની ઉપર ધરતી અને આકાશનું તંત્ર કાયમ છે, તે આ છે જે આ આયતમાં વર્ણવવામાં આવી છે. મનુષ્યોની ગેરસમજોથી આ હકીકતમાં લેશમાત્ર પણ ફરક પડતો નથી. પરંતુ અલ્લાહની મરજી એવી નથી કે આને માની લેવા માટે બળજબરી દ્વારા તેમને મજબૂર કરવામાં આવે. જે તેને માની લેશે તે પોતે જ ફાયદામાં રહેશે અને જે તેનાથી મોઢું ફેરવશે તે પોતે જ નુકસાન ઉઠાવશે.

(૨૮૫) અહીં ''દીન'' **دین** નો અર્થ અલ્લાહ વિષેની એ માન્યતા છે જે ઉપર આયતલકુર્સીમાં વર્ણવવામાં આવી છે, અને એ સમગ્ર જીવનવ્યવસ્થા છે જે આ માન્યતા ઉપર રચાય છે. આયતનો અર્થ આ છે કે ''ઇસ્લામ''ની આ માન્યતાની, નૈતિકતાની અને અમલીકરણની વ્યવસ્થા કોઈની ઉપર બળજબરીપૂર્વક ઠોકી બેસાડી શકાય નહીં. આ એવી વસ્તુ નથી કે જે કોઈના માથે બળજબરીથી પહેરાવી દેવામાં આવે.

(૨૮૬) તાગૂત **طاغوت** : શબ્દકોશની રીતે આ શબ્દ એ દરેક માણસ માટે બોલવામાં આવશે જેણે પોતાની કાયદેસરની સીમાઓનું ઉલ્લંઘન કર્યું હોય. કુર્આનની પરિભાષામાં તાગૂત એટલે એવો માણસ છે જે બંદગીની સીમાઓને ઓળંગીને પોતે માલિક હોવાનું દર્શાવે અને ખુદાના બંદાઓ પાસે પોતાની બંદગી કરાવે. અલ્લાહની સામે કોઈ માણસના વિદ્રોહના ત્રણ દરજ્જા છે : એક આ કે માણસ સૈદ્ધાંતિક રીતે તેના આજ્ઞાપાલનને જ સાચી માને પરંતુ વ્યવહારમાં તેના હુકમોનો ભંગ કરે. આનું નામ ફિસ્ક (ગુનો) છે. બીજો

الظُّلُمٰتِ اِلَى النُّوْرِ ۗ وَالَّذِيْنَ كَفَرُوْٓا اَوْلِيٰٓـُٔهُمُ الطَّاغُوْتُ ۙ
يُخْرِجُوْنَهُمْ مِّنَ النُّوْرِ اِلَى الظُّلُمٰتِ ۗ اُولٰٓئِكَ اَصْحٰبُ النَّارِ ۚ
هُمْ فِيْهَا خٰلِدُوْنَ ﴿٢٥٧﴾ اَلَمْ تَرَ اِلَى الَّذِيْ حَآجَّ اِبْرٰهٖمَ فِيْ




**પ્રકાશમાં કાઢી લાવે છે.[૨૮૭] અને જે લોકો કુફ્રનો માર્ગ અપનાવે છે, તેમના હિમાયતી અને મદદગાર તાગૂતો[૨૮૮] છે અને તેઓ તેમને પ્રકાશમાંથી અંધારાં તરફ ખેંચીને લઈ જાય છે. આ આગમાં જનારા લોકો છે, જ્યાં તેઓ હંમેશાં રહેશે. (રુકૂઅ-૩૪)**

**શું[૨૮૯] તમે એ માણસની હાલત વિષે વિચાર્યું નથી, જેણે ઈબ્રાહીમ સાથે ઝઘડો કર્યો હતો[૨૯૦]?**

દરજ્જો આ છે કે, તે તેના આજ્ઞાપાલનમાંથી સૈદ્ધાંતિક રીતે ચલિત થઈ જાય અથવા તો આપખુદ બની જાય, અથવા અન્યની બંદગી કરવા લાગે. આ કુફ્ર (ઇનકાર) છે. ત્રીજો દરજ્જો આ છે કે, તે માલિક સામે બગાવત કરીને તેના રાજયમાં અને તેની રૈયતમાં પોતે પોતાનો હુકમ ચલાવવા માંડે. આ છેલ્લા દરજ્જા પર જે માણસ પહોંચી જાય તેનું જ નામ તાગૂત છે અને કોઈપણ માણસ સાચા અર્થમાં અલ્લાહનો મોમિન બંદો બની શકતો નથી જ્યાં સુધી તે આ તાગૂતનો ઈનકાર ન કરે.

(૨૮૭) અંધારાંનો અર્થ અજ્ઞાનના અંધારાં છે, જેમાં ભટકીને માણસ પોતાની સફળતા અને સદ્‌ભાગ્યના માર્ગથી દૂર નીકળી જાય છે, તથા સત્યની વિરૂદ્ધ ચાલીને પોતાની તમામ શક્તિઓ અને પ્રયાસોને ખોટા માર્ગે વાપરવા માંડે છે. અને પ્રકાશનો મતલબ સત્યજ્ઞાન છે, જેના પ્રકાશમાં માનવી પોતાની અને સૃષ્ટિની સચ્ચાઈ તેમજ પોતાના જીવનના હેતુને સ્પષ્ટપણે જોઈને દિર્ધદ્રષ્ટિ ઉપર આધારિત એક સાચા માર્ગ ઉપર આગળ વધે છે.

(૨૮૮) "તાગૂત" શબ્દ અહીં અનેક તાગૂતોના અર્થમાં વપરાયો છે. એટલે કે ખુદાથી વિમુખ બનીને માનવી એક જ તાગૂતની જાળમાં ફસાતો નથી બલ્કે અનેક તાગૂતો તેની ઉપર ચઢી બેસે છે. એક તાગૂત શૈતાન છે જે તેની સામે રોજ નવા નવા પ્રલોભનોની સદાબહાર હરિયાળી રજૂ કરે છે. બીજો તાગૂત માણસનું પોતાનું મન છે જે તેને લાગણીઓ અને ઈચ્છાઓનો ગુલામ બનાવીને જીવનના આડાઅવળા માર્ગો ઉપર ખેંચી જઈ ફરતો રહે છે. અને અસંખ્ય તાગૂતો બહારની દુનિયામાં ફેલાયેલાં છે. પત્ની અને બાળકો, સગાવહાલાં અને સંબંધીઓ, જ્ઞાતિ અને કુટુંબ, મિત્રો અને ઓળખીતાઓ, સમાજ અને નેતાઓ અને માર્ગદર્શકો, રાજય અને શાસકો, આ બધા જ તેના માટે વિવિધ પ્રકારના તાગૂતો જ છે જેમાંથી દરેક પોતાનો સ્વાર્થ સાધવા માટે તેની પાસે ગુલામી કરાવે છે અને અસંખ્ય માલિકોનો આ ગુલામ જીવનભર આ ચક્કરમાં ફસાયેલો રહે છે કે કયા માલિકને ખુશ કરે અને કયાની નારાજગીથી બચે.

(૨૮૯) ઉપર દાવો કરવામાં આવ્યો હતો કે મોમિનનો મદદગાર અને હિમાયતી અલ્લાહ હોય છે અને

رَبِّهٖۤ اَنْ اٰتٰىهُ اللّٰهُ الْمُلْكَ ۘ اِذْ قَالَ اِبْرٰهٖمُ رَبِّیَ الَّذِیْ یُحْیٖ وَ

**ઝઘડો એ વાત માટે કે ઈબ્રાહીમનો માલિક કોણ છે, અને એ કારણે કે, એ માણસને અલ્લાહે રાજ્યસત્તા આપી રાખી હતી.[૨૯૧] જ્યારે ઈબ્રાહીમે કહ્યું કે 'મારો માલિક એ છે, જેના અધિકારમાં જીવન અને**

તે તેને અંધારાંમાંથી કાઢીને પ્રકાશમાં લાવે છે તથા કાફિરનો મદદગાર તાગૂત હોય છે અને તેઓ તેને પ્રકાશમાંથી અંધારાં તરફ ખેંચીને લઈ જાય છે. હવે આ જ બાત સમજાવવા માટે ત્રણ ઘટનાઓ ઉદાહરણ રૂપે રજૂ કરવામાં આવી રહ્યી છે. આમાનું પહેલું ઉદાહરણ એવા માણસનું છે જેની સામે સ્પષ્ટ દલીલોની સાથે હકીકત રજૂ કરવામાં આવી છે અને તે તેની સામે લાજવાબ થઈ ગયો, પરંતુ કેમ કે તેણે તાગૂતના હાથમાં પોતાની લગામ આપી રાખેલી છે એટલા માટે સત્ય સ્પષ્ટ થઈ ગયા પછી પણ તે પ્રકાશમાં ન આવ્યો અને અંધારામાં જ ભટકતો રહ્યો. પછીના બે ઉદાહરણો એવા બે માણસોનાં છે જેમણે અલ્લાહનો સહારો લીધેલો હતો તેથી અલ્લાહ તેમને અંધારામાંથી એવી રીતે પ્રકાશમાં કાઢી લાવ્યો કે પડદા પાછળ છુપાયેલી ગેબની હકીકતો સુદ્ધાંના દર્શન તેમને સગી આંખે દર્શન કરાવી દીધાં.

(૨૯૦) એ માણસનો અર્થ અહીં નમરૂદ છે જે હઝરત ઈબ્રાહીમ અ.સ.ના વતન ઈરાકનો રાજા હતો. જે કિસ્સાનો અહીં ઉલ્લેખ કરવામાં આવી રહ્યો છે તેનો કોઈ પણ ઈશારો બાઈબલમાં નથી. પરંતુ તલમૂદમાં આ પૂરો કિસ્સો આપવામાં આવેલો છે અને મોટાભાગે કુર્આન અનુસાર છે. એમાં જણાવવામાં આવ્યું છે કે હઝરત ઈબ્રાહીમ અ.સ.નો પિતા નમરૂદને ત્યાં રાજ્યના સૌથી ઉચ્ચ અધિકારી (Chief Officer of the State)નો હોદ્દો ધરાવતો હતો. હઝરત ઈબ્રાહીમ અ.સ.એ જ્યારે ખુલ્લંખુલ્લા શિર્કનો વિરોધ કર્યો અને તૌહીદ (એકેશ્વરવાદ) નો પ્રચાર શરૂ કર્યો તેમજ દેવસ્થાનમાં ઘૂસી જઈને મૂર્તીઓ તોડી નાખી ત્યારે તેમનો પિતા પોતે આ મુકદમો રાજાના દરબારમાં લઈ ગયો અને પછી એ વાતચીત થઈ જે અત્રે વર્ણવવામાં આવી છે.

(૨૯૧) એટલે કે આ ઝઘડામાં જે વાત ઝઘડાનું કારણ હતી તે આ હતી કે ઈબ્રાહીમ અ.સ. તેમનો માલિક કોને માને છે. આ ઝઘડો એટલા માટે ઊભો થયો હતો કે એ ઝઘડો કરનાર માણસ, એટલે કે નમરૂદને ખુદાએ રાજ્ય આપેલું હતું. આ બે વાક્યોમાં ઝઘડાની સ્થિતિ તરફ જે ઈશારો કરવામાં આવ્યો છે તેને સમજવા માટે નીચેની હકીકતો જાણવી જરૂરી છે :

(૧) ખૂબ પ્રાચીન કાળથી આજ સુધી તમામ મુશ્રિક સમાજોનું આ સામાન્ય લક્ષણ રહ્યું છે કે તેઓ અલ્લાહતઆલાને રબ્બુલઅરબાબ (તમામ માલિકોનો માલિક) તથા તમામ ખુદાઓનો ખુદા તો માને છે પરંતુ માત્ર તેને જ રબ અને એકલો તેને જ ખુદા અને ઉપાસ્ય માનતાં નથી.

(૨) ખુદાઈને મુશ્રિકોએ હંમેશાં બે ભાગમાં વહેંચી છે. એક પ્રકૃતિથી પર (Supernatural) ખુદાઈ, જે સમગ્ર સૃષ્ટિ ઉપર રાજ કરે છે અને જેને માનવી પોતાની જરૂરિયાતો અને સંકટોમાં મદદ માટે પોકારે છે. આ ખુદાઈમાં તે અલ્લાહતઆલાની સાથે આત્માઓ, ફરિશ્તાઓ, જિન્નાતો, ગ્રહો અને બીજી ઘણી હસ્તીઓને ભાગીદાર બનાવે છે, તેમની સમક્ષ દુઆઓ ગુજારે છે, તેમની સમક્ષ પૂજા-અર્ચનાની વિધિઓ કરે છે અને તેમના સ્થાનકો ઉપર ભેટ-સોગાદો ચઢાવે છે. બીજી ખુદાઈ છે સાંસ્કૃતિક અને રાજકીય મામલાઓની ખુદાઈ (એટલે કે

يُمِيْتُ ۙ قَالَ اَنَا اُحْيٖ وَ اُمِيْتُ ؕ قَالَ اِبْرٰهٖمُ فَاِنَّ اللّٰهَ يَاْتِيْ بِالشَّمْسِ مِنَ الْمَشْرِقِ فَاْتِ بِهَا مِنَ الْمَغْرِبِ فَبُهِتَ الَّذِيْ كَفَرَ ؕ

**મૃત્યુ છે, ત્યારે તેણે જવાબ આપ્યોઃ ''જીવન અને મૃત્યુ મારા અધિકારમાં છે.'' ઈબ્રાહીમે કહ્યુંઃ ''સારું, અલ્લાહ સૂર્યને પૂર્વમાંથી કાઢે છે, તું જરા તેને પશ્ચિમમાંથી કાઢી લાવ.'' આ સાંભળીને એ સત્યનો ઈનકારી સ્તબધ બની ગયો,**[૨૯૨]

રાજ્યસત્તા) જે જીવનના નિયમો નક્કી કરવાનો અધિકાર ધરાવતી હોય, અને જેને હુકમો ઉપર અમલ કરાવવાની સત્તા હોય, અને જેને સાંસારિક બાબતોમાં હુકમ ચલાવવાનો સંપૂર્ણ અધિકાર મળેલો હોય. આ બીજા પ્રકારની ખુદાઈને દુનિયાના બધા જ મુશ્રિકોએ લગભગ દરેક જમાનામાં અલ્લાહ પાસેથી હડપ કરીને, અથવા તેની સાથે, રાજવી કુટુંબો અને ધાર્મિક પુરોહિતો તથા સમાજના ભૂતપૂર્વ બુઝુર્ગોમાં વહેંચી દીધી છે. મોટા ભાગના રાજવી કુટુંબો આ જ બીજા અર્થમાં ખુદાઈનો દાવો કરતા રહ્યાં છે અને તેને મજબૂત બનાવવા માટે તેમણે સામાન્ય રીતે પહેલા અર્થવાળા ખુદાઓના વંશજ હોવાનો દાવો કર્યો છે અને ધાર્મિક વર્ગ આ મામલામાં તેમની સાથે કાવતરામાં ભાગીદાર રહ્યો છે.

(૩) નમરૂદનો ખુદાઈનો દાવો પણ આ જ બીજા પ્રકારનો હતો. તે અલ્લાહતઆલાના અસ્તિત્વનો ઈનકાર કરનાર ન હતો. તેનો દાવો એવો ન હતો કે પૃથ્વી અને આકાશના સર્જનહાર તથા સમગ્ર સૃષ્ટિનો સંચાલક તે પોતે છે, તેનું કહેવું એમ ન હતું કે દુનિયાની તમામ વસ્તુઓ ઉપર તેનું રાજ ચાલી રહ્યું છે, બલ્કે તેનો દાવો એ વાત માટે હતો કે આ ઈરાક દેશનો અને તેના નાગરિકોનો સર્વસત્તાધીશ હું છું, મારો શબ્દ કાયદો છે, મારી ઉપર કોઈ ઉચ્ચતર સત્તા નથી કે જેની સામે મારે જવાબ આપવો પડે, તથા ઈરાકનો એ દરેક નાગરિક વિદ્રોહી અને ગદ્દાર છે જે આ હેસિયતથી મને સ્વામી (રબ) ન માને અથવા મારા સિવાય બીજા કોઈને માલિક માને.

(૪) ઈબ્રાહીમ અ.સ.એ જ્યારે કહ્યું કે, હું માત્ર સમગ્ર જગતના માલિક એટલે કે રબ્બુલઆલમીનને જ ખુદા અને ઉપાસ્ય તથા માલિક માનું છું અને તેના સિવાય તમામની ખુદાઈ તેમજ સ્વામિત્વનો સદંતર ઈનકાર કરનારો છું. ત્યારે સવાલ માત્ર એ જ પેદા ન થયો કે રાષ્ટ્રીયધર્મ અને ધાર્મિક ઉપાસ્યો વિષે એમની આ નવી માન્યતા કેટલી હદ સુધી સહન કરવાને લાયક છે બલ્કે એ સવાલ પણ ઊભો થઈ ગયો કે રાષ્ટ્રીય રાજ્ય અને તેની કેન્દ્રીય સત્તા ઉપર આ માન્યતાનો જે પ્રહાર થાય છે તેને કેવી રીતે અવગણી શકાય તેમ છે. આ જ કારણ છે કે હઝરત ઈબ્રાહીમ અ.સ.ને બગાવતના આક્ષેપ હેઠળ નમરૂદના દરબારમાં રજૂ કરવામાં આવ્યાં.

**(૨૯૨)** જો કે હઝરત ઈબ્રાહીમ અ.સ.ના પહેલા જ વાકય ઉપરથી એ વાત સ્પષ્ટ થઈ ગઈ હતી કે રબ અલ્લાહ સિવાય બીજો કોઈ હોઈ શકે નહીં. તેમ છતાં નમરૂદે તેનો જવાબ નફફટાઈથી આપ્યો. પરંતુ બીજા વાકય પછી પણ વધુ નફફટાઈ સિવાય બીજું કંઈ કહેવું મુશ્કેલ બની ગયું. તે પોતે પણ જાણતો હતો કે સૂર્ય અને ચંદ્ર એ જ ખુદાને આધીન છે જેને ઈબ્રાહીમ અ.સ.એ રબ માન્યો છે. એટલે કહી કહીને તે શું કહેત ? પણ આવી રીતે જે હકીકત તેની સામે ખુલી રહી હતી તેને સ્વીકારી લેવાનો અર્થ પોતાની આપખુદ સત્તાને છોડી દેવાનો

وَاللّٰهُ لَا يَهۡدِى الۡقَوۡمَ الظّٰلِمِيۡنَ ۝٢٥٨ اَوۡ كَالَّذِىۡ مَرَّ عَلٰى
قَرۡيَةٍ وَّهِىَ خَاوِيَةٌ عَلٰى عُرُوۡشِهَا ۚ قَالَ اَنّٰى يُحۡىٖ هٰذِهِ اللّٰهُ
بَعۡدَ مَوۡتِهَا ۚ فَاَمَاتَهُ اللّٰهُ مِائَةَ عَامٍ ثُمَّ بَعَثَهٗ ؕ قَالَ كَمۡ
لَبِثۡتَ ؕ قَالَ لَبِثۡتُ يَوۡمًا اَوۡ بَعۡضَ يَوۡمٍ ؕ قَالَ بَلۡ لَّبِثۡتَ مِائَةَ
عَامٍ فَانۡظُرۡ اِلٰى طَعَامِكَ وَشَرَابِكَ لَمۡ يَتَسَنَّهۡ ۚ وَانۡظُرۡ

**પરંતુ અલ્લાહ જુલમીઓને સીધો માર્ગ દેખાડતો નથી.**

**અથવા ઉદાહરણ તરીકે એ માણસને જુઓ જે એક એવી વસ્તીમાંથી પસાર થયો જે તેના છાપરાં ઉપર ઉથલાઈને ઊંધી પડી હતી.[૨૯૩] તેણે કહ્યુંઃ આ વસ્તી, જે નાશ પામેલી છે, તેને અલ્લાહ કેવી રીતે બીજીવાર જીવન આપશે ?'[૨૯૪] આ માટે અલ્લાહે તેના પ્રાણ લઈ લીધાં અને તે સો વરસ સુધી મૃતાવસ્થામાં પડી રહ્યો. પછી અલ્લાહે તેને બીજીવાર જીવન બક્ષ્યું અને તેને પૂછયુંઃ ''બતાવો, કેટલા સમય સુધી પડી રહ્યાં છો ?' તેણે કહ્યુંઃ 'એક દિવસ અથવા કેટલાક કલાક રહ્યો હોઈશ.'' કહ્યુંઃ ''તમારી ઉપર સો વરસ આ જ સ્થિતિમાં પસાર થઈ ગયાં છે. હવે જરા તમારા ખોરાક અને પાણીને જુઓ કે આમાં જરાપણ તબદીલી આવી નથી. બીજી તરફ જરા તમારા**

હતો, જેના માટે તેના મનનો તાગૂત તૈયાર ન હતો. એટલા માટે તે માત્ર સ્તબ્ધ થઇ ગયો અને ખુદપરસ્તીમાંથી નીકળીને હક્કપરસ્તીના પ્રકાશમાં ન આવ્યો. જો એ તાગૂતને બદલે તેણે ખુદાને પોતાનો હિમાયતી અને મદદગાર બનાવ્યો હોત તો તેના માટે હઝરત ઈબ્રાહીમ અ.સ.ની આ સમજાવટ પછી સીધો રસ્તો ખુલી જાત.

તલમૂદમાં કહેવામાં આવ્યું છે કે આના પછી એ રાજાના હુકમથી હઝરત ઈબ્રાહીમ અ.સ.ને કેદ કરી દેવામાં આવ્યાં. દસ દિવસ સુધી તેઓ જેલમાં રહ્યાં. ત્યારબાદ રાજાના પ્રધાનમંડળે તેમને જીવતા સળગાવી દેવાનો ફેંસલો કર્યો અને તેમને આગમાં ફેંકી દેવાની એ ઘટના ઘટી જેનો સૂરઃ અંબિયાના પાંચમા રુકૂઅમાં, સૂરઃ અનકબૂતના ૨-૩ રુકૂઅમાં અને સૂરઃ સાફ્ફાતના ૪ થા રુકૂઅમાં ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

(૨૯૩) આ એક બિનજરૂરી ચર્ચા છે કે તે માણસ કોણ હતો અને એ ગામ કયું હતું. અસલ મુદ્દો જેના માટે અહીં આ વસ્તુનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે માત્ર એ દેખાડવાનો છે કે જેણે અલ્લાહને પોતાનો વાલી બનાવ્યો હતો તેને અલ્લાહે કેવી રીતે પ્રકાશ આપ્યો. વ્યક્તિ અને સ્થળ બંને નક્કી કરવા માટે અમારી પાસે કોઇ ન તો સાધન છે, ન તો તેનો કોઇ ફાયદો છે. અલબત્ત, પછીના વર્ણન ઉપરથી જણાય છે કે જે વ્યક્તિનો અહીં ઉલ્લેખ છે તે જરૂર કોઇ નબી હશે.

اِلٰى حِمَارِكَ وَ لِنَجْعَلَكَ اٰيَةً لِّلنَّاسِ وَ انْظُرْ اِلَى الْعِظَامِ
كَيْفَ نُنْشِزُهَا ثُمَّ نَكْسُوْهَا لَحْمًا ؕ فَلَمَّا تَبَيَّنَ لَهٗ ۙ قَالَ اَعْلَمُ
اَنَّ اللّٰهَ عَلٰى كُلِّ شَیْءٍ قَدِیْرٌ ﴿۲۵۹﴾ وَ اِذْ قَالَ اِبْرٰهٖمُ رَبِّ اَرِنِیْ
كَیْفَ تُحْیِ الْمَوْتٰى ؕ قَالَ اَوَ لَمْ تُؤْمِنْ ؕ قَالَ بَلٰى وَ لٰكِنْ لِّیَطْمَىِٕنَّ
قَلْبِیْ ؕ قَالَ فَخُذْ اَرْبَعَةً مِّنَ الطَّیْرِ فَصُرْهُنَّ اِلَیْكَ
ثُمَّ اجْعَلْ عَلٰى كُلِّ جَبَلٍ مِّنْهُنَّ جُزْءًا ثُمَّ ادْعُهُنَّ
یَاْتِیْنَكَ سَعْیًا ؕ وَ اعْلَمْ اَنَّ اللّٰهَ عَزِیْزٌ حَكِیْمٌ ﴿۲۶۰﴾ ع




ગધેડાને પણ જુઓ (કે તેનું હાડપિંજર પણ જીર્ણ થઈ રહ્યું છે) અને આ અમે એટલા માટે કર્યું છે કે અમે તમને લોકો માટે એક નિશાની બનાવી દેવા માગીએ છીએ.[૨૯૫] પછી જુઓ કે આ હાડપિંજરને અમે કેવી રીતે ઊભો કરી ને તેની ઉપર માંસ-ચામડી ચઢાવીએ છીએ.'' આવી રીતે જ્યારે હકીકત તેની સામે તદ્દન સ્પષ્ટ થઈ ગઈ ત્યારે તેણે કહ્યુંઃ ''હું જાણું છું કે અલ્લાહ દરેક વસ્તુ કરવા માટે શકિતમાન છે.''

અને એ કિસ્સો પણ સામે રહે, જ્યારે ઈબ્રાહીમે કહ્યું હતું કે ''મારા માલિક, મને દેખાડી દે, તું મડદાંને કેવી રીતે જીવતાં કરે છે.'' કહ્યુંઃ ''શું તું ઈમાન ધરાવતો નથી ?'' તેણે કહ્યુંઃ ''ઈમાન તો ધરાવું છું પરંતુ મારા દિલનો સંતોષ જોઈએ[૨૯૬] છે. કહ્યુંઃ 'સારું, તો ચાર પક્ષીઓ લે અને તેમને તારી સાથે હળાવી લે. પછી તેમનો એક એક ભાગ એક એક પર્વત ઉપર મૂકી દે. પછી તેમને સાદ આપ, તે તારી પાસે દોડતા ચાલ્યાં આવશે. બરાબર જાણી લે કે અલ્લાહ ભારે જોરાવર અને ડહાપણવાળો છે.'[૨૯૭] (રુકૂઅ-૩૫)

(૨૯૪) આ સવાલનો અર્થ એ નથી કે એ બુઝુર્ગ મૃત્યુ પછીના જીવનમાં માનતા ન હતાં અથવા તેમને એ બાબતમાં શંકા હતી, બલ્કે હકીકતમાં તેઓ આ સત્યને નજરોનજર જોવા માગતા હતાં, જેમ કે નબીઓને દેખાડવામાં આવતું હોય છે.

(૨૯૫) એક એવા માણસનું જીવતા પાછું ફરવું જેને દુનિયા ૧૦૦ વર્ષ પહેલાં મરેલો માની ચૂકી હતી, તેને પોતાને જ તેમના સમકાલીન લોકોમાં એક જીવંત નિશાની બનાવી દેવા માટે પૂરતું હતું.

مَثَلُ الَّذِيْنَ يُنْفِقُوْنَ اَمْوَالَهُمْ فِيْ سَبِيْلِ اللّٰهِ كَمَثَلِ

**[૨૯૮]જે લોકો તેમનાં માલ અલ્લાહના માર્ગમાં ખર્ચ કરે છે,[૨૯૯] તેમના ખર્ચનું ઉદાહરણ એવું છે, જેમકે**

(૨૯૬) એટલે કે એ સંતોષ જે જાત અવલોકન થી પ્રાપ્ત થાય છે.

(૨૯૭) આ કિસ્સાના અને ઉપરના કિસ્સાના કેટલાક લોકોએ ચિત્ર-વિચિત્ર અર્થઘટન કર્યાં છે. પરંતુ નબીઓ અ.સ.ની સાથે અલ્લાહનો જે મામલો છે તેને જો સારી રીતે સમજી લેવામાં આવે તો કોઈ ખેંચતાણ કરવાની જરૂરિયાત જ ઊભી થતી નથી. સામાન્ય ઈમાનવાળા લોકોને આ જીવનમાં જે સેવા બજાવવાની છે તેના માટે તો ફક્ત ઈમાનબિલગૈબ (જોયા વિના માનવું) પૂરતું છે. પરંતુ નબીઓને જે સેવા અલ્લાહે સુપરત કરી હતી તેના માટે એ જરૂરી હતું કે તેઓ તેમની સગી આંખે એ સત્ય હકીકતોને જોઈ લેત જેમની ઉપર વિશ્વાસ કરવા માટેનો સંદેશ દુનિયાને આપવાનો હતો. તેમણે દુનિયાને ભારપૂર્વક એમ કહેવું હતું કે, તમે લોકો તો કલ્પનાઓ અને અનુમાનો કરો છો પરંતુ અમે આંખો દેખી વાત કહી રહ્યાં છીએ. તમારી પાસે અનુમાન છે અને અમારી પાસે જ્ઞાન છે. તમે આંધળા છો અને અમે દેખતાં છીએ. એટલા માટે નબીઓની સામે ફરિશ્તાઓ સાક્ષાતરૂપમાં આવ્યાં છે, તેમને આકાશ અને ધરતીના રાજ્યતંત્રનું અવલોકન કરાવવામાં આવ્યું છે, તેમને જન્નત અને દોજખ સગી આંખે દેખાડવામાં આવ્યાં છે તથા મૃત્યુ પછી ઉઠવાને તેમની સામે પ્રદર્શિત કરીને દેખાડવામાં આવ્યું છે. ઈમાનબિલગૈબના તબક્કામાંથી આ મહાનુભાવો નબૂવ્વતના હોદ્દા પર નિમાયા પહેલાં જ પસાર થઈ ગયેલાં હોય છે. નબી બન્યા પછી તેમને ઈમાનબિશ્શહાદહ એટલે કે જોયા પછીના ઇમાનની નિયામત આપવામાં આવે છે અને આ નિયામત ફકત તેમના માટે જ વિશિષ્ટ છે. (વધુ સમજૂતી માટે જુઓઃ તફહીમુલકુર્આન ભાગ-૨, પાના નં. ૩૩૦ અને ૩૩૪)

(૨૯૮) હવે વાત ફરીથી એ જ વિષય તરફ વળે છે જે ૩૨મા રુકૂઅમાં શરૂ કરવામાં આવ્યો હતો. આ સંબોધનના આરંભમાં ઈમાનવાળા લોકોને નિમંત્રણ આપવામાં આવ્યું હતું કે, જે મહાન ધ્યેય ઉપર તમે ઈમાન લાવ્યાં છો, તેની ખાતર જાનમાલના બલિદાનોને સહન કરો પરંતુ જ્યાં સુધી કોઈ જૂથની આર્થિક વિચારધારા સાવ બદલાઈ ન જાય ત્યાં સુધી તેને એ વસ્તુ માટે તૈયાર કરી શકાય નહીં કે તે પોતાના અંગત અથવા રાષ્ટ્રીય હિતોથી ઉપરવટ જઇને માત્ર એક ઉચ્ચ દરજ્જાના નૈતિક ધ્યેયને ખાતર પોતાનો પૈસો છૂટથી વાપરવા માંડે. ભૌતિકવાદી લોકો, કે જેઓ પૈસા કમાવવા માટે જીવે છે અને એક એક પૈસા માટે મરવા પડે છે અને જેમની નજર હંમેશાં નફા-નુકસાનની તુલા ઉપર ચોંટેલી રહે છે, કયારેય એ લાયક બની શકતાં નથી કે ઉચ્ચતર ધ્યેયો માટે કંઈ કરી શકે. હા, તેઓ દેખાવ ખાતર નૈતિક હેતુઓ માટે થોડોઘણો ખર્ચ કરે પણ છે ત્યારે પહેલાં પોતાની જાત અથવા પોતાની જ્ઞાતિ અને પોતાના રાષ્ટ્રના ભૌતિક ફાયદાનો હિસાબ માંડી લે છે. આવી માનસિકતા સાથે દીનના માર્ગ ઉપર માણસ એક પગલું પણ ચાલી શકતો નથી જેનો તકાદો આ છે કે દુનિયાના ફાયદા અને નુકસાનથી બેપરવા બનીને માત્ર અલ્લાહની વાત બુલંદ કરવા માટે પોતાનો સમય, પોતાની શક્તિઓ અને પોતાની કમાણી ખર્ચવી જોઈએ. આ માર્ગને અનુસરનારાં લોકો માટે તો બીજા જ પ્રકારની નૈતિકતા જરૂરી છે. આના માટે દ્રષ્ટિની વિશાળતા, ભારે હિંમત, હૃદયની વિશાળતા, અને સૌથી વધુ, નિર્ભેળ ખુદાપ્રિયતાની જરૂર

حَبَّةٍ اَنْۢبَتَتْ سَبْعَ سَنَابِلَ فِىْ كُلِّ سُنْۢبُلَةٍ مِّائَةُ حَبَّةٍ ؕ
وَاللّٰهُ يُضٰعِفُ لِمَنْ يَّشَآءُ ؕ وَاللّٰهُ وَاسِعٌ عَلِيْمٌ ﴿۲۶۱﴾ اَلَّذِيْنَ
يُنْفِقُوْنَ اَمْوَالَهُمْ فِىْ سَبِيْلِ اللّٰهِ ثُمَّ لَا يُتْبِعُوْنَ مَآ اَنْفَقُوْا
مَنًّا وَّلَآ اَذًى ۙ لَّهُمْ اَجْرُهُمْ عِنْدَ رَبِّهِمْ ۚ وَلَا خَوْفٌ عَلَيْهِمْ
وَلَا هُمْ يَحْزَنُوْنَ ﴿۲۶۲﴾ قَوْلٌ مَّعْرُوْفٌ وَّ مَغْفِرَةٌ خَيْرٌ مِّنْ

**એક દાણો વાવવામાં આવે અને તેમાંથી સાત ડૂંડાં નીકળે અને દરેક ડૂંડામાં સો દાણાં હોય. આવી જ રીતે અલ્લાહ જેના કર્મ ને ઇચ્છે છે વૃદ્ધિ આપે છે. તે ઉદાર પણ છે અને સર્વજ્ઞ પણ.[300] જે લોકો તેમનાં માલ અલ્લાહના માર્ગમાં ખર્ચ કરે છે અને ખર્ચ કર્યા પછી ઉપકાર જતાવતાં નથી, ન તો દુઃખ આપે છે, તેમનું વળતર તેમના માલિકની પાસે છે અને તેમના માટે કોઈ દુઃખ અને ભયનો અવકાશ નથી.[301] એક મીઠો બોલ અને કોઈ અણગમતી વાતની થોડી અવગણના એ દાન કરતાં**

છે. અને સામાજિક જીવનની વ્યવસ્થામાં એવા ફેરફારની જરૂર છે કે લોકોમાં ભૌતિકવાદી નૈતિકતાની જગ્યાએ આવા નૈતિક ગુણો વિકાસ પામે. એટલા માટે અહીંથી સતત ત્રણ રુકૂઓ સુધી આ જ માનસિકતાના ઘડતર માટે સૂચનાઓ આપવામાં આવી છે.

(૨૯૯) પૈસાનો ખર્ચ, ચાહે પોતાની જરૂરિયાતો પૂરી કરવા માટે હોય કે પછી પોતાના બાળકોના ભરણપોષણ માટે હોય, અથવા પોતાના સગાવહાલાંઓની સહાય માટે હોય કે પછી ગરીબોની મદદ માટે હોય, અથવા જનકલ્યાણના કામો માટે હોય કે પછી ધર્મના પ્રચાર અને જિહાદના હેતુસર હોય, ગમે તેમ હોય, જો તે અલ્લાહના કાનૂનને અનુરૂપ હોય તથા માત્ર અલ્લાહની પ્રસન્નતા પામવા માટે હોય, તો તે ખર્ચની ગણતરી અલ્લાહના જ માર્ગમાં ગણાશે.

(૩૦૦) અર્થાત્ જેટલી શુદ્ધ દાનત અને જેટલી ઊંડી ભાવના સાથે માનવી અલ્લાહના માર્ગમાં ખર્ચ કરશે એટલો જ અલ્લાહ તરફથી તેનું વળતર વધારે મળશે. જે ખુદા એક દાણામાં એટલો ફાયદો પહોંચાડે છે કે તેમાંથી ૭૦૦ દાણાં ઊગી શકે છે, તેના માટે આ કરવામાં કોઈ મુશ્કેલી નથી કે તમારા સારા ખર્ચને પણ એવી જ રીતે વૃદ્ધિ આપે, અને એક રૂપિયાના ખર્ચને એટલો વિકસાવે કે તેનું વળતર ૭૦૦ ગણું થઈને તમને મળે. આ હકીકતનું વર્ણન કર્યા પછી અલ્લાહના બે ગુણો દર્શાવવામાં આવ્યાં છે. એક આ કે, તે ખૂબ ઉદાર છે, તેનો હાથ ભીંસાયેલો નથી કે તમારું કાર્ય હકીકતમાં જેટલા વિકાસ અને વળતરનો હક્કદાર હોય તે આપી ન શકે. બીજું આ કે તે સર્વજ્ઞ છે, બેખબર નથી કે જે કંઈ તમે ખર્ચ કરો છો, અને જે ભાવના સાથે કરો છો, તેનાથી તે નાવાકેફ

صَدَقَةٍ يَّتْبَعُهَآ اَذًى ؕ وَاللّٰهُ غَنِىٌّ حَلِيْمٌ ﴿۲۶۳﴾ يٰٓاَيُّهَا الَّذِيْنَ
اٰمَنُوْا لَا تُبْطِلُوْا صَدَقٰتِكُمْ بِالْمَنِّ وَالْاَذٰى ۙ كَالَّذِىْ يُنْفِقُ
مَالَهٗ رِئَآءَ النَّاسِ وَلَا يُؤْمِنُ بِاللّٰهِ وَالْيَوْمِ الْاٰخِرِ ؕ فَمَثَلُهٗ
كَمَثَلِ صَفْوَانٍ عَلَيْهِ تُرَابٌ فَاَصَابَهٗ وَابِلٌ فَتَرَكَهٗ صَلْدًا ؕ

**વધારે સારી છે જેની પાછળ દુઃખ હોય. અલ્લાહ સર્વસંપન્ન છે અને સહનશીલતા તેનો ગુણ છે.[૩૦૨] હે ઈમાન લાવનારા, તમારા દાનને ઉપકાર જતાવીને અને દુઃખ આપીને એ માણસની જેમ ધૂળમાં નાખી ન દો, જે તેનો માલ ફકત લોકોને દેખાડવા માટે ખર્ચ કરે છે અને ન તો અલ્લાહ ઉપર ઈમાન ધરાવે છે, ન તો આખિરત ઉપર.[૩૦૩] તેના ખર્ચનું ઉદાહરણ એવું છે, જાણે એક ખડક હતો, જેની ઉપર માટીનું પડ બાઝેલું હતું. તેની ઉપર જ્યારે ભારે વરસાદ વરસ્યો ત્યારે બધી માટી વહી ગઈ અને કોરો ખડક રહી ગયો.[૩૦૪]**

રહી જાય અને તમારું વળતર માર્યું જાય.

(૩૦૧) એટલે કે તેમના માટે એવો કોઈ ભય નથી કે તેમનું વળતર એળે જશે, અને કયારેય એવું નહીં બને કે તેમને તેમના આ ખર્ચ બદલ પસ્તાવો થાય.

(૩૦૨) આ વાક્યમાં બે વાતો કહેવામાં આવી છે, એક આ કે, અલ્લાહ તમારા દાનનો મોહતાજ નથી. બીજું આ કે, અલ્લાહતઆલા પોતે સહનશીલ છે, એટલે તેને પસંદ પણ એવા જ લોકો છે જે આછકલાં અને અણસમજુ ન હોય બલ્કે ભારે હિંમતવાળા અને સહનશીલ હોય. જે ખુદા તમારી ઉપર જીવનની સામગ્રી બેહિસાબ રીતે વરસાવી રહ્યો છે, અને તમારા ગુનાઓ છતાં તમને વારંવાર માફી બક્ષે છે, તે એવા લોકોને કેવી રીતે પસંદ કરી શકે છે જે કોઈ ગરીબને એક રોટલો ખવડાવે અને પછી ઉપકારની યાદ અપાવી તેનું માનભંગ કરે. આના જ કારણે હદીસમાં આવે છે કે અલ્લાહતઆલા એ માણસને કયામતના દિવસે રૂબરૂ વાત કરવાના બહુમાન અને મહેરબાનીની નજરથી વંચિત રાખશે જે પોતાના કરેલા દાન ઉપર ઉપકારની યાદ અપાવતો હોય.

(૩૦૩) તેનો દંભ-દેખાડો પોતે જ એ વાતનો પુરાવો છે કે તે ખુદા અને આખિરતમાં શ્રદ્ધા ધરાવતો નથી. લોકોને દેખાડવા માટેનું તેનું આચરણ સ્પષ્ટપણે એ અર્થ ધરાવે છે કે લોકો જ તેના ખુદા છે, જેમની પાસેથી તે વળતરની અપેક્ષા રાખે છે. તેને અલ્લાહ પાસેથી વળતરની અપેક્ષા નથી અને તે શ્રદ્ધા પણ ધરાવતો નથી કે એક દિવસે કર્મોનો હિસાબ થશે અને વળતર આપવામાં આવશે.

(૩૦૪) આ ઉદાહરણમાં વરસાદનો અર્થ દાન છે અને શિલાનો અર્થ એ દાનત અને ભાવનાની ખરાબી છે જેની સાથે દાન કરવામાં આવ્યું છે. ધૂળના હળવા પડનો અર્થ નેકીનું એ બાહ્ય રૂપ છે જેની નીચે

لَا يَقْدِرُوْنَ عَلٰى شَيْءٍ مِّمَّا كَسَبُوْا ؕ وَاللّٰهُ لَا يَهْدِى الْقَوْمَ
الْكٰفِرِيْنَ ﴿٢٦٤﴾ وَمَثَلُ الَّذِيْنَ يُنْفِقُوْنَ اَمْوَالَهُمُ ابْتِغَآءَ مَرْضَاتِ
اللّٰهِ وَتَثْبِيْتًا مِّنْ اَنْفُسِهِمْ كَمَثَلِ جَنَّةٍ ۢ بِرَبْوَةٍ اَصَابَهَا
وَابِلٌ فَاٰتَتْ اُكُلَهَا ضِعْفَيْنِ ۚ فَاِنْ لَّمْ يُصِبْهَا وَابِلٌ فَطَلٌّ ؕ
وَاللّٰهُ بِمَا تَعْمَلُوْنَ بَصِيْرٌ ﴿٢٦٥﴾ اَيَوَدُّ اَحَدُكُمْ اَنْ تَكُوْنَ لَهٗ جَنَّةٌ

---

**આવા લોકો તેમની રીતે દાન કરી ને જે નેકી કમાય છે તેમાંથી તેમના હાથમાં કંઈ પણ આવતું નથી, અને કાફિરોને સીધો માર્ગ દેખાડવાનો અલ્લાહનો નિયમ નથી.[૩૦૫] આનાથી વિરુદ્ધ જે લોકો તેમનો માલ ફકત અલ્લાહની પ્રસન્નતા પ્રાપ્ત કરવા માટે દિલની પૂરેપૂરી મક્કમતા સાથે ખર્ચ કરે છે, તેમના ખર્ચનું ઉદાહરણ એવું છે, જાણે કોઈ ઉચ્ચ પ્રદેશમાં એક બગીચો હોય. જો ભારે વરસાદ વરસે તો બમણાં ફળ આપે, અને જો ભારે વરસાદ ન પણ થાય તો એક હળવું ઝાપટું જ તેના માટે પૂરતું થઈ રહે.[૩૦૬] તમે જે કંઈ કરો છો, બધું જ અલ્લાહની નજરમાં છે.**

**શું તમારામાંથી કોઈ આ પસંદ કરે છે કે તેની પાસે એક લીલોછમ બગીચો હોય,**

---

દાનતની ખરાબી છૂપાયેલી છે. આ સ્પષ્ટતા કર્યા પછી ઉદાહરણને સારી રીતે સમજી શકાય છે. વરસાદનો સ્વાભાવિક તકાદો તો આ જ છે કે તેનાથી વનસ્પતિ ઊગી નીકળે અને ખેતી ખીલી ઉઠે. પરંતુ જ્યારે જમીનમાં જ ઉગવાની ક્ષમતા નામની, માત્ર ઉપર ઉપરથી, હોય અને ઉપરના પડની નીચે સાવ પથરાળ જમીન હોય, તો વરસાદ લાભદાયી થવાને બદલે નુકસાનકારક નીવડશે. આવી જ રીતે દાન પણ ભલાઈઓને વિકસાવવા માટેની શક્તિ ધરાવે છે પરંતુ તેના લાભદાયી થવા માટે સાચી શુભનિષ્ઠા હોવી જરૂરી છે. નિયત નેક ન હોય તો વરસાદથી થતો ફાયદો માત્ર માલનું વેડફાઈ જવું છે.

(૩૦૫) અહીં 'કાફિર' **كافر** શબ્દ અપકારી અને નિયામતનો ઇનકાર કરનારના અર્થમાં વાપરવામાં આવ્યો છે. જે માણસ અલ્લાહે બક્ષેલી નિયામતોને તેના માર્ગમાં તેની પ્રસન્નતા માટે ખર્ચવાને બદલે લોકોની પ્રસન્નતા પામવા માટે કરે છે, અથવા ખુદાના માર્ગમાં જે કંઈ પણ માલ આપે છે અને તેની સાથે તકલીફ પણ પહોંચાડે છે, તે માણસ હકીકતમાં અપકારી અને પોતાના ખુદાનો અહેસાન ફરામોશ છે અને જ્યારે તે પોતે જ ખુદાની પ્રસન્નતા ઇચ્છતો નથી ત્યારે અલ્લાહ પણ તેનાથી બેપરવા છે કે બિનજરૂરી રીતે તેને પોતાની પ્રસન્નતા પામવાનો માર્ગ દેખાડે.

(૩૦૬) ''જોરદાર વરસાદ'' નો અર્થ એ દાન છે જે અત્યંત ભલાઈની ભાવના અને પૂર્ણ દરજ્જાની

مِّنۡ نَّخِيۡلٍ وَّاَعۡنَابٍ تَجۡرِىۡ مِنۡ تَحۡتِهَا الۡاَنۡهٰرُۙ لَهٗ فِيۡهَا
مِنۡ كُلِّ الثَّمَرٰتِۙ وَاَصَابَهُ الۡكِبَرُ وَلَهٗ ذُرِّيَّةٌ ضُعَفَآءُ ۖۚ
فَاَصَابَهَآ اِعۡصَارٌ فِيۡهِ نَارٌ فَاحۡتَرَقَتۡ‌ؕ كَذٰلِكَ يُبَيِّنُ اللّٰهُ
لَكُمُ الۡاٰيٰتِ لَعَلَّكُمۡ تَتَفَكَّرُوۡنَ ﴿۲۶۶﴾ ع يٰۤاَيُّهَا الَّذِيۡنَ اٰمَنُوۡۤا اَنۡفِقُوۡا
مِنۡ طَيِّبٰتِ مَا كَسَبۡتُمۡ وَمِمَّاۤ اَخۡرَجۡنَا لَكُمۡ مِّنَ الۡاَرۡضِ ۖ وَلَا




**નહેરોથી સીંચાતો, ખજૂર અને દ્રાક્ષ અને દરેક પ્રકારના ફળોથી લદાયેલો, અને તે બરાબર એ જ સમયે એક તેજ ગતિવાળા વાવંટોળની લપેટમાં આવી ને બળી જાય, જ્યારે કે તે પોતે વૃદ્ધ હોય અને તેના નાની વયના બાળકો હજુ કોઈ કામ માટે લાયક ન હોય ?[૩૦૭] આવી રીતે અલ્લાહ તેની વાતો તમારી સમક્ષ વર્ણવે છે, કદાચ તમે વિચાર કરો. (રુકૂઅ-૩૬)**

**હે લોકો જે ઈમાન લાવ્યાં છો, જે માલ તમે કમાવ્યાં છે અને જે કંઈ અમે ધરતીમાંથી તમારા માટે કાઢયું છે, તેમાંથી સારો ભાગ અલ્લાહના માર્ગમાં ખર્ચ કરો. એવું ન થાય કે તેની રાહમાં**

સદ્‌ભાવના સાથે કરવામાં આવે. અને હળવાં ઝાપટાંનો અર્થ એવું દાન છે જેની અંદર ભલાઈની ભાવના બહુ વધારે ન હોય.

(૩૦૭) એટલે કે જો તમે એ વાતને પસંદ નથી કરતાં કે તમારી જીવનભરની કમાણી એક એવા નાજુક તબક્કે નાશ પામે કે જ્યારે તમે તેમાંથી ફાયદો ઉઠાવવા માટે સૌથી વધુ જરૂરતમંદ હોવ, અને નવેસરથી કમાણી કરવાની કોઈ તક પણ રહી ન હોય. તો પછી આ વાત તમે કેવી રીતે પસંદ કરી રહ્યાં છો કે દુનિયામાં જીવનની મુદ્દત દરમ્યાન કામ કર્યા પછી આખિરતના જીવનમાં તમે એવી રીતે ડગ માંડો કે ત્યાં પહોંચીને અચાનક તમને ખબર પડે કે તમારા સમગ્ર જીવનનું કાર્ય અહીં કોઈ મૂલ્ય ધરાવતું નથી. જે કંઈ તમે દુનિયાના માટે કમાવ્યું હતું તે દુનિયામાં જ રહી ગયું. આખિરત માટે કંઈ પણ કમાઈને લાવ્યા જ નહીં કે તેના ફળ મેળવી શકો. ત્યાં તમને એવી કોઈ તક મળશે નહીં કે નવેસરથી આખિરત માટે કમાણી કરો. આખિરત માટે કામ કરવાની જે પણ તક છે તે આ જ દુનિયામાં છે. અહીં જો તમે આખિરતની ચિંતા કર્યા વિના જીવનભર દુનિયામાં મગ્ન રહ્યાં અને તમારી શક્તિઓ અને પ્રયાસો દુનિયાના ફાયદા શોધવા પાછળ ખર્ચતા રહ્યાં તો જીવનનો સૂર્ય આથમી ગયા પછી તમારી હાલત બિલકુલ એ ઘરડા માણસ જેવી અફસોસજનક હશે જેની જીવનભરની કમાણી, અને જેના જીવનનો આસરો એક બાગ હતો અને એ બાગ બરાબર તેના ઘડપણમાં એ વખતે જ બળી ગયો જ્યારે ન તો તે નવેસરથી બાગ લગાડી શકે છે અને ન તો તેના છોકરાં જ એટલા શક્તિશાળી છે કે તેની મદદ કરી શકે.

تَيَمَّمُوا الْخَبِيْثَ مِنْهُ تُنْفِقُوْنَ وَلَسْتُمْ بِاٰخِذِيْهِ اِلَّآ اَنْ تُغْمِضُوْا
فِيْهِ ؕ وَاعْلَمُوْٓا اَنَّ اللّٰهَ غَنِيٌّ حَمِيْدٌ ﴿٢٦٧﴾ اَلشَّيْطٰنُ يَعِدُكُمُ الْفَقْرَ
وَيَاْمُرُكُمْ بِالْفَحْشَآءِ ۚ وَاللّٰهُ يَعِدُكُمْ مَّغْفِرَةً مِّنْهُ وَفَضْلًا ؕ
وَاللّٰهُ وَاسِعٌ عَلِيْمٌ ﴿٢٦٨﴾ يُّؤْتِي الْحِكْمَةَ مَنْ يَّشَآءُ ۚ وَمَنْ يُّؤْتَ
الْحِكْمَةَ فَقَدْ اُوْتِيَ خَيْرًا كَثِيْرًا ؕ وَمَا يَذَّكَّرُ اِلَّآ اُولُوا الْاَلْبَابِ ﴿٢٦٩﴾

**આપવા માટે ખરાબમાં ખરાબ વસ્તુ અલગ તારવવાનો પ્રયાસ કરવા માંડો, જો કે એ જ વસ્તુ જો કોઈ તમને આપે, તો તમે કદાપિ તેને લેવાનું પસંદ નહીં કરો સિવાય કે તેનો સ્વીકાર કરવામાં તમે આંખ આડા કાન કરી લો. તમારે જાણી લેવું જોઈએ કે અલ્લાહ તમામ જરૂરિયાતોથી મુકત અને શ્રેષ્ઠ ગુણોથી સંપન્ન છે.[૩૦૮] શૈતાન તમને ગરીબીથી બીવડાવે છે અને શરમજનક વર્તન અપનાવવા માટે લલચાવે છે પરંતુ અલ્લાહ તમને તેની ક્ષમા અને કૃપાની આશા આપે છે. અલ્લાહ ખૂબ ઉદાર અને સર્વજ્ઞ છે. જેને ઇચ્છે છે ડહાપણ બક્ષે છે અને જેને ડહાપણ મળ્યું, તેને વાસ્તવમાં મોટી દોલત મળી ગઈ.[૩૦૯] આ વાતોમાંથી માત્ર એ જ લોકો બોધ ગ્રહણ કરે છે, જે બુદ્ધિશાળી છે.**

---

(૩૦૮) દેખીતું છે કે જે પોતે ઉચ્ચ કક્ષાના ગુણો ધરાવતો હોય તે ખરાબ ગુણો ધરાવનારને પસંદ ન કરી શકે. અલ્લાહતઆલા પોતે ઉદાર છે અને પોતાની મખલૂક ઉપર ક્ષણેક્ષણ કૃપાઓનો વરસાદ વરસાવી રહ્યો છે ત્યારે એ કેવી રીતે શક્ય છે કે તે ટૂંકી દ્રષ્ટિ ધરાવતા, નાહિંમત અને હલકી નૈતિકતા ધરાવતા લોકોને પ્રેમ કરે.

(૩૦૯) હિકમતનો અર્થ સાચી બુદ્ધિ અને સાચી નિર્ણયશક્તિ છે. અહીં આ આયતનો આશય આ છે કે, જે માણસની પાસે હિકમતની દોલત હશે તે કદાપિ શૈતાનના બતાવેલા માર્ગ ઉપર જશે નહીં, બલ્કે એ પહોળો માર્ગ અપનાવશે જે અલ્લાહે દેખાડેલો છે. શૈતાનના ટૂંકી દ્રષ્ટિ ધરાવતાં ચેલાઓની નજરમાં હોંશિયારી અને અક્કલમંદી આ છે કે માણસ પોતાના પૈસાને સાચવી-સાચવીને રાખે અને હંમેશાં વધારે ને વધારે કમાણીની ચિંતામાં ડુબેલો રહે. પરંતુ જે લોકોએ અલ્લાહ પાસેથી બુદ્ધિનો પ્રકાશ મેળવ્યો છે તેમની નજરમાં આ સાવ મૂર્ખામીભર્યું છે. ડહાપણ અને હોંશિયારી તેમની નજીક આ છે કે, માણસ જે કંઈ કમાય તેને પોતાની મધ્યમસરની જરૂરિયાતો પૂરી કર્યા પછી દિલ ખોલીને ભલાઈના કામોમાં ખર્ચ કરે. પહેલો માણસ શકય છે કે દુનિયાની થોડા સમયની જિંદગીમાં બીજાંની સરખામણીમાં વધુ સમૃદ્ધ હોય. પરંતુ માણસ માટે આ દુનિયાનું જીવન સંપૂર્ણ જીવન નથી, બલ્કે અસલ જીવનનો એક ખૂબ જ નાનકડો ભાગ છે. આ નાનકડા ભાગની ખુશહાલી માટે જે માણસ મોટા અને અનંત જીવનની બરબાદી વહોરી લે છે તે હકીકતમાં મોટો મૂર્ખ છે.

وَمَآ اَنۡفَقۡتُمۡ مِّنۡ نَّفَقَةٍ اَوۡ نَذَرۡتُمۡ مِّنۡ نَّذۡرٍ فَاِنَّ اللّٰهَ يَعۡلَمُهٗ ؕ
وَمَا لِلظّٰلِمِيۡنَ مِنۡ اَنۡصَارٍ ﴿۲۷۰﴾ اِنۡ تُبۡدُوا الصَّدَقٰتِ فَنِعِمَّا
هِىَ ۚ وَاِنۡ تُخۡفُوۡهَا وَتُؤۡتُوۡهَا الۡفُقَرَآءَ فَهُوَ خَيۡرٌ لَّكُمۡ ؕ وَ
يُكَفِّرُ عَنۡكُمۡ مِّنۡ سَيِّاٰتِكُمۡ ؕ وَاللّٰهُ بِمَا تَعۡمَلُوۡنَ خَبِيۡرٌ ﴿۲۷۱﴾

**તમે જે કંઈ પણ ખર્ચ કર્યો હોય અને જે માનતા પણ માની હોય, અલ્લાહને તેની જાણ છે, અને જુલમીઓનો કોઈ મદદગાર નથી.[૩૧૦] જો તમારા દાન જાહેરમાં આપો, તો આ પણ સારું છે, પરંતુ જો છુપાવીને જરૂરતમંદોને આપો, તો આ તમારા માટે વધારે સારું છે,[૩૧૧] તમારી ઘણી બૂરાઈઓ આ વર્તન વડે નાશ પામે છે[૩૧૨] અને જે કંઈ તમે કરો છો દરેક સ્થિતિમાં અલ્લાહને તેની ખબર છે.**

અક્કલમંદ હકીકતમાં એ છે કે જેણે આ ટૂંકા જીવનની મુદ્દતનો ફાયદો ઉઠાવીને થોડી મૂડીથી જ એ શાશ્વત જીવનમાં પોતાની સમૃદ્ધિ માટે બંદોબસ્ત કરી લીધો.

(૩૧૦) ખર્ચ ખુદાના માર્ગમાં કર્યો હોય કે પછી શૈતાનના માર્ગમાં, અને માનતા ભલે અલ્લાહ માટે માની હોય કે અલ્લાહ સિવાયની હસ્તી માટે, બંને સ્વરૂપોમાં માણસની નિયત અને તેના કાર્યોથી અલ્લાહ પૂરેપૂરી રીતે વાકેફ છે. જેણે તેના માટે ખર્ચ કર્યો હશે, અને તેની ખાતર માનતા માની હશે, તે તેનો બદલો પામશે અને જે ગુનેગારોએ શૈતાની માર્ગમાં ખર્ચ કર્યો હશે અને અલ્લાહને છોડી બીજાં માટે માનતાઓ માની હશે તેમને ખુદાની સજામાંથી બચાવવા માટે કોઈ મદદગાર મળશે નહીં.

માનતા આ છે કે માણસ પોતાની કોઈ ઇચ્છા પૂરી થવા પર કોઈ એવો ખર્ચ કરવાને અથવા એવું કામ કરવાને પોતાના માટે ફરજિયાત બનાવી લે જે તેના માટે ફરજિયાત નથી. જો આ ઇચ્છા કોઈ કાયદેસર અને હલાલ કામ માટે હોય, અને અલ્લાહ પાસે માગી હોય, અને તે પૂરી થવા પર જે કામ કરવાની બાધા માણસે લીધી હોય તે અલ્લાહ માટે જ હોય, તો આવી માનતા અલ્લાહના આજ્ઞાપાલનમાં ગણાય છે અને તેને પૂરી કરવાનું પુણ્ય મળશે. જો આવું ન હોય તો આવી માનતા માનવી તે એક ગુન્હો છે અને તેને પૂરી કરવી સજાને પાત્ર છે.

(૩૧૧) જે સદકો એટલે કે દાન ફરજિયાત હોય તેને જાહેરમાં આપવાનું વધારે સારૂં છે, અને જે સદકો ફરજિયાત ઉપરાંત હોય, તેને ગુપ્ત રીતે આપવું વધારે ઉચિત છે. આ જ નિયમ તમામ કામો માટે છે કે, ફરજિયાત કામોને ખુલ્લી રીતે અદા કરવા વધારે ઉચિત છે અને નફ્લ (એટલે કે સ્વૈચ્છિક) કાર્યોને ગુપ્ત રીતે કરવા વધારે યોગ્ય છે.

(૩૧૨) એટલે કે ગુપ્ત રીતે નેકીના કામો કરવાથી વ્યક્તિના મન અને નૈતિક સ્તરની સતત સુધારણા

لَيْسَ عَلَيْكَ هُدٰىهُمْ وَلٰكِنَّ اللّٰهَ يَهْدِىْ مَنْ يَّشَآءُ ؕ وَمَا
تُنْفِقُوْا مِنْ خَيْرٍ فَلِاَنْفُسِكُمْ ؕ وَمَا تُنْفِقُوْنَ اِلَّا ابْتِغَآءَ
وَجْهِ اللّٰهِ ؕ وَمَا تُنْفِقُوْا مِنْ خَيْرٍ يُّوَفَّ اِلَيْكُمْ وَاَنْتُمْ
لَا تُظْلَمُوْنَ ﴿۲۷۲﴾ لِلْفُقَرَآءِ الَّذِيْنَ اُحْصِرُوْا فِىْ سَبِيْلِ اللّٰهِ
لَا يَسْتَطِيْعُوْنَ ضَرْبًا فِى الْاَرْضِ ؗ يَحْسَبُهُمُ الْجَاهِلُ اَغْنِيَآءَ
مِنَ التَّعَفُّفِ ۚ تَعْرِفُهُمْ بِسِيْمٰهُمْ ۚ لَا يَسْـَٔلُوْنَ النَّاسَ

---

**લોકોને માર્ગદર્શન આપી દેવાની જવાબદારી તમારી ઉપર નથી. માર્ગદર્શન તો અલ્લાહ જ જેને ઇચ્છે છે એનાયત કરે છે. અને ભલાઈના કામોમાં જે માલ તમે ખર્ચ કરો છો તે તમારા પોતાના માટે સારું છે. છેવટે તમે એટલા જ માટે તો ખર્ચ કરો છો કે અલ્લાહની પ્રસન્નતા પ્રાપ્ત થાય. તો જે કંઈ માલ તમે ભલાઈના કામોમાં ખર્ચ કરશો, તેનું પૂરેપૂરું વળતર તમને આપવામાં આવશે અને તમારો હક્ક કદાપિ મારવામાં નહીં આવે.**[૩૧૩]

**વિશેષરૂપે મદદના હક્કદાર એ જરૂરતમંદ લોકો છે જે અલ્લાહના માર્ગમાં એવાં ઘેરાઈ ગયાં છે કે પોતાની અંગત આજીવિકા માટે ધરતી ઉપર કોઈ દોડધામ કરી શકતાં નથી. એમનું સ્વમાન જોઈને અજાણ્યો માણસ અનુમાન કરે છે કે આ સુખી છે. તમે તેમના ચહેરાં ઉપરથી તેમની આંતરિક હાલત ઓળખી શકો છો. પરંતુ તે એવાં લોકો નથી કે લોકોની પાછળ પડી ને**

---

થતી જાય છે. તેના ઉત્તમ ગુણો ખૂબ વિકાસ પામે છે, તેની ખરાબ ટેવો ધીમે ધીમે દૂર થતી જાય છે અને આ જ વસ્તુ તેને અલ્લાહને ત્યાં એટલો બધો સ્વીકાર્ય બનાવી દે છે કે જે થોડાઘણાં નાના ગુન્હા તેના કર્મના ચોપડામાં હોય તેમને તેની ખૂબીઓને જોતાં, અલ્લાહતઆલા માફી આપી દે છે.

(૩૧૩) આરંભમાં મુસલમાનો તેમના બિનમુસ્લિમ સગાંવહાલાઓ તેમજ સામાન્ય બિનમુસ્લિમ ગરીબોની મદદ કરવામાં ખચકાટ અનુભવતા હતાં. તેઓ એમ માનતા હતાં કે માત્ર મુસ્લિમ ગરીબોની જ મદદ કરવાનો ઈન્ફાકફીસબીલિલ્લાહમાં એટલે કે અલ્લાહના માર્ગમાં ખર્ચ કરવામાં સમાવેશ થાય છે. આ આયતમાં તેમની આ ગેરસમજ દૂર કરી દેવામાં આવી છે. અહીં કહેવાનું તાત્પર્ય આ છે કે એ લોકોના દિલોમાં હિદાયત ઉતારી દેવાની જવાબદારી તમારી નથી બલ્કે તમે સાચી વાત પહોંચાડીને તમારી જવાબદારીમાંથી મુક્ત થઈ ગયાં. હવે આ અલ્લાહના અખત્યારમાં છે કે તેમને સમજદારીનો પ્રકાશ એનાયત કરે કે ન કરે. હવે રહી વાત




إِلْحَافًا ۗ وَمَا تُنفِقُوا مِنْ خَيْرٍ فَإِنَّ اللَّهَ بِهِ عَلِيمٌ ﴿٢٧٣﴾ ع الَّذِينَ
يُنفِقُونَ أَمْوَالَهُم بِاللَّيْلِ وَالنَّهَارِ سِرًّا وَعَلَانِيَةً فَلَهُمْ
أَجْرُهُمْ عِندَ رَبِّهِمْ وَلَا خَوْفٌ عَلَيْهِمْ وَلَا هُمْ يَحْزَنُونَ ﴿٢٧٤﴾
الَّذِينَ يَأْكُلُونَ الرِّبَا لَا يَقُومُونَ إِلَّا كَمَا يَقُومُ الَّذِي

**કંઈક માગે. તેમની સહાય માટે તમે જે કંઈ માલ ખર્ચ કરશો તે અલ્લાહથી છૂપું રહેશે[૩૧૪] નહીં. (રુકૂઅ-૩૭)**

**જે લોકો તેમના માલ રાતે અને દિવસે તથા જાહેરમાં અને છૂપી રીતે ખર્ચ કરે છે તેમનું વળતર તેમના માલિકની પાસે છે અને તેમના માટે કોઈ ભય અને દુઃખનો અવકાશ નથી. પરંતુ જે લોકો વ્યાજ[૩૧૫] ખાય છે, તેમની દશા એ માણસ જેવી હોય છે,**

દુનિયાના માલસામાન વડે તેમની જરૂરિયાતો પૂરી કરવાની, તો તેમાં તમે માત્ર આટલા જ કારણસર ખચકાટ ન અનુભવો કે તેમણે માર્ગદર્શનનો સ્વીકાર કર્યો નથી. અલ્લાહની પ્રસન્નતા મેળવવા માટે ગમે તે જરૂરતમંદ માણસની પણ મદદ કરશો તો તેનું વળતર અલ્લાહ તમને આપશે.

**(૩૧૪)** આ જૂથનો અર્થ એ લોકો છે જે ખુદાના દીનની સેવામાં પોતાની જાતને બધી રીતે સમર્પિત કરી દે છે અને બધો જ સમય દીનની સેવામાં ખર્ચવાના કારણે એ લાયક રહેતાં નથી કે પોતાની રોજી-રોટી કમાવવા માટે કોઈ પ્રયાસો કરી શકે. નબી સ.અ.વ.ના જમાનામાં આવા સ્વયંસેવકોનું એક અલગ જૂથ હતું જે ઈતિહાસમાં અસ્હાબેસુફ્ફાના નામથી ઓળખાય છે. આવા ત્રણસો ચારસો માણસો હતાં જે પોતપોતાના ઘરબાર છોડીને મદીના આવી ગયા હતાં. પૂરો સમય નબી સ.અ.વ. સાથે રહેતા હતાં અને કોઈપણ કામ માટે હાજર રહેતા હતાં. નબી સ.અ.વ. જે મોરચા પર ઈચ્છતાં તેમને મોકલી દેતાં અને જ્યારે મદીનાની બહાર કોઈ કામ ન હોય ત્યારે એવા સમયે તેઓ મદીનામાં જ રહીને દીનનું જ્ઞાન મેળવતા હતાં તેમજ બીજા લોકોને તેનું શિક્ષણ આપતા રહેતાં હતાં. કેમ કે આ લોકો પૂરા સમયના સ્વયંસેવકો હતાં, અને પોતાની જરૂરિયાતો મેળવવા માટે પોતાની પાસે કોઈ અંગત સાધનો ધરાવતા ન હતાં તેથી અલ્લાહતઆલાએ સામાન્ય મુસલમાનોનું ધ્યાન દોર્યું કે વિશેષરૂપે તેમની મદદ કરવી તે ઈન્ફાકફીસબીલિલ્લાહનું ઉત્તમ સદર છે.

**(૩૧૫)** આયતમાં શબ્દ "રિબા" **رِبٰوا** નો ઉપયોગ થયો છે જેનો અર્થ અરબી ભાષામાં વૃદ્ધિ અને વધારવાનો છે. રૂઢિપ્રયોગમાં આરબો આ શબ્દનો ઉપયોગ એ વધારાની રકમ માટે કરતા હતાં જે કોઈ લેણદાર તેના કરજદાર પાસેથી એક નક્કી કરેલા દરે મૂડી ઉપરાંત વસૂલ કરે છે. આને જ આપણી ભાષામાં વ્યાજ કહેવામાં આવે છે. કુર્આનના ઊતરાણ વખતે વ્યાજૂ મામલાઓના જે સ્વરૂપો પ્રચલિત હતાં, અને જેમને આરબો

يَتَخَبَّطُهُ الشَّيْطٰنُ مِنَ الْمَسِّ ؕ ذٰلِكَ بِاَنَّهُمْ قَالُوْٓا اِنَّمَا الْبَيْعُ مِثْلُ الرِّبٰوا ۘ وَ اَحَلَّ اللّٰهُ الْبَيْعَ وَ حَرَّمَ الرِّبٰوا ؕ

**જેને શૈતાને સ્પર્શીને પાગલ કરી દીધો હોય[૩૧૬] અને તેમની આ દશામાં પડવાનું કારણ આ છે કે તેઓ કહે છેઃ "વેપાર પણ આખરે તો વ્યાજ જેવી જ વસ્તુ છે",[૩૧૭] જો કે અલ્લાહે વેપારને હલાલ કર્યો છે અને વ્યાજને હરામ.[૩૧૮]**

રિબા તરીકે ઓળખતા હતાં, તેમાં એક આ હતો કે, એક માણસ બીજા માણસને કોઈ વસ્તુ વેચતો અને કિંમતની ચુકવણી માટે એક મુદ્દત નિશ્ચિત કરી દેતો હતો. જો તે મુદ્દત પસાર થઈ જાય અને રકમની ચુકવણી ન થાય તો તે વધુ મહેતલ આપતો અને કિંમતમાં વધારો કરી દેતો, અથવા એક માણસ બીજા માણસને કરજ આપતો અને તેની સાથે નક્કી કરી લેતો કે આટલી મુદ્દતમાં આટલી રકમ મૂડી કરતાં વધારે ચુકવવાની રહેશે, અથવા લેણદાર અને કરજદાર વચ્ચે એક ખાસ મુદ્દત માટે અમુક દર નક્કી કરી દેવામાં આવતો, અને જો એ મુદ્દત દરમ્યાન અસલ રકમ વધારાની રકમ સાથે ચુકવાય નહીં ત્યારે વધુ મહેતલ પહેલાં કરતાં વધારે દરે આપવામાં આવતી હતી. આ જ પ્રકારના વ્યવહારો અંગે અત્રે હુકમ આપવામાં આવી રહ્યો છે.

(૩૧૬) આરબો ગાંડા માણસને "મજનૂન" (વળગાડથી પીડાતો) કહેતા હતાં અને જ્યારે કોઈ માણસ વિષે એમ કહેવું હોય કે તે ગાંડો થઈ ગયો છે ત્યારે એમ કહેતાં કે તેને જિન્નાત વળગી ગયો છે. આ જ રૂઢિપ્રયોગનો ઉપયોગ કરીને કુર્આન વ્યાજખોર માણસને એ માણસ સાથે સરખાવે છે જે ગાંડો ગઈ ગયો છે, એટલે કે જેવી રીતે કોઈ માણસ ભાન ભૂલીને અસંતુલિત વર્તન કરવા માંડે છે તેવી જ રીતે વ્યાજખોર માણસ પણ રૂપિયાની પાછળ ગાંડો થઈ જાય છે અને પોતાના સ્વાર્થના ગાંડપણમાં એ વાતની કોઈ પરવા કરતો નથી કે તેની વ્યાજખોરીથી કેવી કેવી રીતે માનવપ્રેમ, ભાઈચારો અને હમદર્દીના મૂળ કપાઈ રહ્યાં છે, સામાજીક કલ્યાણ ઉપર કેવી વિનાશકારી અસર થઈ રહી છે, અને કેટકેટલા લોકોની ગરીબી વડે તે પોતાની ખુશહાલીનો સામાન વસાવી રહ્યો છે. તેના આ ગાંડપણની હાલત આ દુનિયામાં છે, અને કેમ કે આખિરતમાં માનવી એ જ હાલતમાં ઉઠાવવામાં આવશે જે હાલતમાં તેણે દુનિયામાં જીવ છોડ્યો છે, વ્યાજખોર માણસ કયામતના દિવસે પાગલ અને ગાંડા માણસના રૂપમાં ઉઠશે.

(૩૧૭) એટલે કે આ વિચારધારાની ખામી આ છે કે વેપારમાં અસલ મૂડીરોકાણ ઉપર જે નફો લેવામાં આવે છે તેની હેસિયત અને વ્યાજની હેસિયતમાં તેઓ કોઈ ભેદ જોતાં નથી અને બંનેને એક જ પ્રકારની વસ્તુ માનીને એવી દલીલ કરે છે કે, જો વેપારમાં લગાડવામાં આવેલા રૂપિયા ઉપર નફો લેવાનું કાયદેસર હોય તો પછી વ્યાજ ઉપર ધીરેલા રૂપિયા ઉપરનો નફો શા માટે ગેરકાયદેસર ગણાય. આ જ પ્રકારની દલીલ આધુનિક જમાનાના વ્યાજખોરો પણ વ્યાજની તરફેણમાં કરે છે. તેઓ કહે છે કે, એક માણસ જે રૂપિયા વડે પોતે ફાયદો ઉઠાવી શકે છે, તેને તે બીજા માણસને કરજ તરીકે સોંપે છે. એ બીજો માણસ પણ આમ તો તેમાંથી ફાયદો જ ઉઠાવે છે, પછી એવું શા માટે છે કે કરજ આપનારના રૂપિયામાંથી જે ફાયદો કરજદાર ઉઠાવી રહ્યો છે તેમાંથી

એક ભાગ લેણદારને ચુકવવામાં ન આવે ? પરંતુ આવા લોકો એ વાત ઉપર વિચાર કરતાં નથી કે દુનિયામાં જેટલાં ધંધા છે, પછી તે વેપાર હોય કે ઉદ્યોગો કે ખેતીવાડી, અને તેમને માણસ માત્ર પોતાની મહેનતથી કરતો હોય અથવા પોતાની મૂડી અને મહેનત બંને વડે, તેમાંથી કોઈ પણ ધંધો એવો નથી કે જેમાં માણસ ખોટનું જોખમ (Risk) ઉઠાવતો ન હોય અને જેમાં માણસ માટે ચોક્કસપણે નિશ્ચિત નફાની ખાતરી હોય. તો પછી સમગ્ર વેપાર જગતમાં એક લેણદાર મૂડીપતિ જ એવો શા માટે હોય કે જેને નુકસાનના જોખમથી બચેલો રહીને એક નિશ્ચિત અને ચોક્કસ નફાનો હક્કદાર ઠરાવવામાં આવે ? બિનનફાકીય હેતુઓ માટે કરજ લેનારાંના મામલાની વાત હમણાં છોડી દઈએ, અને વ્યાજના દરની વધ-ઘટના પ્રશ્નને પણ બાજુએ રાખીએ, મામલો એ જ કરજનો લઈએ જે નફો આપતાં કામો માટે લેવામાં આવે, અને વ્યાજનો દર પણ નીચો જ હોય, તો પણ સવાલ એ છે કે જે લોકો વેપારમાં પોતાનો સમય, પોતાનો શ્રમ, પોતાની કુશળતા અને પોતાની મૂડી રાત-દિવસ ખર્ચી રહ્યાં છે અને જેમના પ્રયત્નોના જોર ઉપર જ આ ધંધાનો નફો આધારિત છે, તેમના માટે તો કોઈ નફાની ખાતરી ન હોય, બલ્કે નુકસાનનું તમામ જોખમ તેમના જ માથે હોય, પંરતુ જેણે માત્ર પોતાનો પૈસો તેમને કરજ તરીકે આપ્યો હોય તે, કોઈપણ જોખમ લીધા વિના, એક નક્કી કરેલા દરે નફો મેળવતો રહે. આ કેવી સમજદારી, કેવો તર્ક, કેવો ન્યાયના સિદ્ધાંત અને કયા આર્થિક નિયમની રૂએ યોગ્ય છે ? અને આ કયા આધારે સાચું છે કે કોઈ માણસ એક કારખાનાને ૨૦ વરસ માટે અમુક રકમ ધીરાણ તરીકે આપે અને તે જ એ નક્કી કરી લે કે તે આગામી ૨૦ વરસ સુધી, નિયમિત રીતે, પાંચ ટકાના વાર્ષિક દરે, પોતાનો નફો લેવા માટે હક્કદાર રહેશે, જો કે એ કારખાનું જે માલ તૈયાર કરે છે તેના વિષે કોઈને પણ એ વાતની ખબર નથી કે બજારમાં તેની કિંમતોમાં આગામી ૨૦ વર્ષો દરમ્યાન કેટલી વધ-ઘટ થશે અને આ કેવી રીતે યોગ્ય ગણાય કે એક રાષ્ટ્રના બધા જ વર્ગો એક યુદ્ધમાં જોખમો, નુકસાનો અને બલિદાનો સહન કરે પરંતુ સમગ્ર રાષ્ટ્રની અંદરથી માત્ર એક કરજ આપનાર મૂડીપતિ જ એવો હોય જે પોતાના આપેલા યુદ્ધ માટેના કરજ ઉપર પોતાના જ રાષ્ટ્ર પાસેથી લડાઈ પછી સો સો વરસ પછી પણ વ્યાજ વસૂલ કરતો રહે ?

**(૩૧૮)** વેપાર અને વ્યાજ વચ્ચે સૈદ્ધાંતિક ભેદ, કે જેના આધારે બંનેની આર્થિક અને નૈતિક હેસિયત એકસમાન ન હોઈ શકે, તે આ પ્રમાણે છે :

(૧) વેપારમાં વેચનાર અને ખરીદનાર વચ્ચે નફાની સમાનપણે તબદીલી થાય છે કેમકે ખરીદનાર એ વસ્તુમાંથી જે ફાયદો ઉઠાવે છે જે તેણે વેચનાર પાસેથી ખરીદી છે, તથા વેચનાર પોતાની એ મહેનત, કુશળતા અને સમયનું વળતર મેળવે છે જે તેણે ખરીદનાર માટે એ ચીજ તૈયાર કરવામાં ખર્ચ કર્યાં છે. આનાથી વિરૂદ્ધ, વ્યાજુ વ્યવહારમાં નફાની તબદીલી સમાનતાના આધારે થતી નથી. વ્યાજ લેનાર તો પૈસાનો એક નક્કી કરેલો હિસ્સો લઈ લે છે જે તેના માટે ચોક્કસપણે નફાકારક છે પરંતુ તેની સામે વ્યાજ આપનારને માત્ર મુદ્દત જ મળે છે જેની નફાકારકતા વિષે કોઈ ચોક્કસ ખાતરી નથી. જો તેણે મૂડી પોતાની અંગત જરૂરિયાતો ઉપર ખર્ચ કરવા માટે લીધી હોય તો તો દેખીતું છે કે મુદ્દત તેના માટે જરાપણ નફાકારક નથી અને જ્યારે તે વેપાર અથવા ખેતી અથવા ધંધા ઉદ્યોગમાં લગાડવા માટે મૂડી લે છે ત્યારે પણ મુદ્દતમાં જેવી રીતે તેના માટે નફાની શકયતા છે એવી જ રીતે નુકસાનની પણ શકયતા રહેલી છે. તેથી વ્યાજનો વ્યવહાર કાં તો એક પક્ષકારના ફાયદા અને બીજાના નુકસાન ઉપર થાય છે, અથવા એક પક્ષકારના ચોક્કસ અને નિશ્ચિત ફાયદા તથા બીજા પક્ષકારના અચોક્કસ

فَمَنْ جَآءَهٗ مَوْعِظَةٌ مِّنْ رَّبِّهٖ فَانْتَهٰى فَلَهٗ مَا سَلَفَ ؕ وَ اَمْرُهٗۤ اِلَى اللّٰهِ ؕ وَمَنْ عَادَ فَاُولٰٓئِكَ اَصْحٰبُ النَّارِ ۚ هُمْ فِيْهَا

**એટલા માટે જે માણસને તેના માલિક તરફથી આ શિખામણ પહોંચે અને ભવિષ્યમાં તે વ્યાજખોરીથી અટકી જાય, તો જે કંઈ તે પહેલાં ખાઈ ચૂકયો, તે ખાઈ ચૂકયો, તેનો મામલો અલ્લાહને હવાલે છે.[૩૧૯] અને જે આ હુકમ પછી ફરીથી આ જ કૃત્યનું પુનરાવર્તન કરે, તે દોજખી છે, જ્યાં તે**

અને અનિશ્ચિત ફાયદા ઉપર થાય છે.

(૨) વેપારમાં વેચનાર ખરીદનાર પાસેથી ગમે તેટલો વધારે નફો લે, તે જે કંઈ લે છે તે એક જ વખત લે છે. પરંતુ વ્યાજના વ્યવહારમાં પૈસા આપનાર પોતાના પૈસા ઉપર સતત નફો વસૂલ કરતો રહે છે અને સમયની ગતિની સાથે તેનો નફો વધતો જ જાય છે. દેવાદારે તેના પૈસામાંથી ભલે ગમે તેટલો નફો મેળવ્યો હોય પણ તેનો ફાયદો અમુક મર્યાદા સુધી જ હશે, પરંતુ લેણદાર આ ફાયદાના બદલામાં જે નફો મેળવે છે તેના માટે કોઈ સીમા નથી. બની શકે કે તે દેવાદારની તમામ કમાણી, તેના તમામ આર્થિક સાધનો, એટલે સુધી કે તેના શરીર ઉપરના કપડાં અને ઘરના વાસણો સુદ્ધાં, હડપ કરે તો પણ તેની માગણી બાકી રહી જાય.

(૩) વેપારમાં ચીજ અને તેની કિંમતની તબદીલી થવાની સાથે જ સોદો પૂરો થઈ જાય છે, ત્યારપછી ખરીદનારે કોઈ વસ્તુ વેચનારને પાછી આપવાની રહેતી નથી. મકાન કે જમીન કે વસ્તુઓના ભાડામાં મૂળ વસ્તુ કે જેના ઉપયોગનું વળતર આપવામાં આવે છે, વપરાઈ જતી નથી પરંતુ જળવાઈ રહે છે અને એવી ને એવી મૂળ માલિકને પાછી આપી દેવામાં આવે છે. પરંતુ વ્યાજના વ્યવહારમાં કરજદાર મૂડી વાપરી નાખે છે અને પછી તેને એ વપરાઈ ગયેલા પૈસાને ફરીથી ઉત્પન્ન કરીને વધારા સાથે પાછો આપવાનો હોય છે.

(૪) વેપાર, ઉદ્યોગ-ધંધા અને ખેતીવાડીમાં માણસ શ્રમ, કુશળતા અને સમય ખર્ચીને તેમાંથી લાભ મેળવે છે, પરંતુ વ્યાજુ વ્યવહારમાં તે માત્ર પોતાની જરૂરિયાત કરતાં વધારાનો પૈસો આપીને કોઈપણ મહેનત-મજૂરી વિના બીજાની કમાણીમાં પ્રભાવી ભાગીદાર બની જાય છે. તેની હેસિયત પારિભાષિક શબ્દ ''ભાગીદાર'' ની નથી હોતી, કે જે નફા અને નુકસાન બંનેમાં ભાગીદાર હોય છે, અને નફામાં જેની ભાગીદારી નફાના પ્રમાણમાં હોય છે, બલ્કે તે એક એવો ભાગીદાર હોય છે જે નફા-નુકસાન તેમજ નફાના પ્રમાણ સાથે કોઈ સંબંધ રાખ્યા વિના પોતાના નક્કી કરેલા નફાનો દાવેદાર હોય છે.

આ કારણોસર વેપારની આર્થિક હેસિયત અને વ્યાજની આર્થિક હેસિયતમાં એટલો મોટો તફાવત આવી જાય છે કે વેપાર માનવસભ્યતાનું ઘડતર કરનારી શક્તિ બની જાય છે. અને આનાથી વિરૂદ્ધ, વ્યાજ તેના વિનાશનું કારણ બને છે. આ ઉપરાંત નૈતિક દ્રષ્ટિએ આ વ્યાજની પ્રકૃતિ એવી છે કે તે લોકોમાં કંજૂસાઈ, સ્વાર્થ, કઠોરતા, નિર્દયતા અને ધનલોલુપતાના ગુણો પેદા કરે છે, તથા હમદર્દી અને પરસ્પર સહકારની ભાવનાનો નાશ કરે છે. આ કારણસર વ્યાજ આર્થિક અને નૈતિક બંને દ્રષ્ટિએ માનવજાત માટે વિનાશકારી છે.

خٰلِدُوْنَ ۝٢٧٥ يَمْحَقُ اللّٰهُ الرِّبٰوا وَ يُرْبِي الصَّدَقٰتِ ؕ وَاللّٰهُ

**હંમેશાં રહેશે. અલ્લાહ વ્યાજનો સત્યાનાશ કરી દે છે અને દાનને વૃદ્ધિ આપે છે[૩૨૦] અને અલ્લાહ**

(૩૧૯) એમ કહેવામાં આવ્યું નથી કે જે ખાઈ લીધું તેને અલ્લાહ માફ કરી દેશે, બલ્કે એમ કહેવામાં આવી રહ્યું છે કે આનો મામલો અલ્લાહને હવાલે છે. આ વાક્યો ઉપરથી જણાય છે કે "જે ખાઈ લીધું તે ખાઈ લીધું" કહેવાનું તાત્પર્ય આ નથી કે જે ખાઈ ચૂકયો તેને માફ કરી દેવામાં આવે, બલ્કે આનો અર્થ માત્ર કાનૂની છૂટછાટ જ છે. એટલે કે જે વ્યાજ પહેલાં ખાઈ લીધું છે તેને પાછું આપવાની માગણી કાયદેસર રીતે કરવામાં આવશે નહીં. કેમ કે જો તેની માગણી કરવામાં આવે તો અદાલતી કેસોની વણઝાર લાગી જાય જે કયાંય સમાપ્ત ન થાય. પરંતુ નૈતિક દ્રષ્ટિએ એ પૈસાની ગંદકી પહેલાંની જેમ જ બાકી રહેશે જે કોઈ માણસે વ્યાજુ વ્યવહાર દ્વારા ભેગો કર્યો હોય. જો તે સાચા અર્થમાં ખુદાથી ડરનાર હશે, અને તેની આર્થિક અને નૈતિક વિચારસરણી ખરેખર ઈસ્લામના સ્વીકાર કરવાથી બદલાઈ ગયેલી હશે, તો તે પોતે પોતાના આ પૈસાને, કે જે હરામ સાધનોમાંથી આવ્યા હતાં, પોતાની જાત ઉપર ખર્ચ કરવાથી દૂર રહેશે, અને એવાં પ્રયાસ કરશે કે જ્યાં સુધી એ હક્કદારો શોધી શકાતાં હોય, કે જેમનો પૈસો એની પાસે છે, ત્યાં સુધી તેમના પૈસા તેમને પાછા આપી દેવામાં આવે અને પૈસાના જે ભાગના હક્કદારો શોધી શકાય તેમ ન હોય તેને જનકલ્યાણ અને સાર્વજનિક હેતુ માટે વાપરવામાં આવે. આ જ પ્રકારનો અમલ તેને ખુદાની સજાથી બચાવી શકશે અને એ માણસ કે જે અગાઉ કમાયેલા પૈસામાંથી પહેલાંની જેમ જ મોજ કરતો રહ્યો, તેના માટે તો દૂર નથી કે તે પોતાની હરામખોરીની સજા મેળવીને રહે.

(૩૨૦) આ આયતમાં એક એવી સચ્ચાઈનું વર્ણન કરવામાં આવ્યું છે જે નૈતિક અને આધ્યાત્મિક દ્રષ્ટિએ પણ સદંતર સત્ય છે અને આર્થિક અને સાંસ્કૃતિ દ્રષ્ટિએ પણ. જો કે બહારથી તો વ્યાજ વડે ધનની વૃદ્ધિ થતી દેખાય છે અને દાન દ્વારા ઘટાડો થતો દેખાય છે, પરંતુ હકીકતમાં મામલો આનાથી વિરૂદ્ધ છે. ખુદાનો કુદરતી કાનૂન આ જ છે કે વ્યાજ નૈતિક અને આધ્યાત્મિક, તેમજ આર્થિક અને સાંસ્કૃતિક વિકાસમાં અવરોધક બને છે, એટલું જ નહીં બલ્કે, પતનનું કારણ પણ બને છે. અને આનાથી વિરૂદ્ધ, સદકાથી (જેમાં કર્ઝેહસન પણ સામેલ છે) નીતિમત્તા અને આધ્યાત્મિકતા તથા સભ્યતા અને અર્થતંત્ર, દરેક ક્ષેત્રને વૃદ્ધિ મળે છે.

નૈતિક અને આધ્યાત્મિક દ્રષ્ટિએ જોઈએ તો આ વાત તદ્દન સ્પષ્ટ છે કે વ્યાજ હકીકતમાં સ્વાર્થ, કંજૂસાઈ, સંકુચિતતા અને કઠોરતા જેવા ગુણોનું પરિણામ છે, તથા તે આ જ ગુણોને માનવીની અંદર વિકસાવે પણ છે. આનાથી ઊલટું, સદકા ઉદારતા, હમદર્દી, દરિયાદિલી અને સમજણ જેવા લક્ષણોનું પરિણામ છે અને સદકા ઉપર અમલ કરતાં રહેવાથી આ જ ગુણો માણસની અંદર વિકસે છે. કોણ છે જે નૈતિક ગુણોના આ બે જૂથોમાંથી પહેલા જૂથને સૌથી ખરાબ અને બીજા જૂથને ઉત્તમ માનતો ન હોય?

સાંસ્કૃતિક દ્રષ્ટિએ જોઈએ તો થોડા ખચકાટ સાથે આ વાત દરેકની સમજમાં આવી જશે કે જે સમાજમાં લોકો એકબીજા સાથે સ્વાર્થના વ્યવહાર કરે, કોઈ પણ માણસ તેના અંગત હિત અને અંગત સ્વાર્થ વગર બીજા કોઈના કામમાં ન આવે, એક માણસની જરૂરિયાતને બીજો માણસ તેના માટે લાભ લેવાની તક માને, અને તેનો

પૂરેપૂરો લાભ ઉઠાવે, અને ધનિક વર્ગોનો હિત સામાન્ય જનતાના હિત વિરૂદ્ધ થઈ જાય, આવો સમાજ કયારેય મજબૂત ન બની શકે. તેના લોકોમાં પરસ્પર પ્રેમને બદલે એકબીજા સાથે દુશ્મનાવટ, ઈર્ષ્યા તેમજ નિર્દયતા અને સંબંધ વિચ્છેદ વિકાસ પામશે. આવા સમાજના વર્ગો હંમેશાં વેરવિખેર થવા તરફ ગતિ કરતાં રહેશે, અને જો બીજા કારણો પણ આવી પરિસ્થિતિ માટે સહાયક બની જાય તો આવા સમાજના વર્ગો વચ્ચે આંતર વિગ્રહ થઈ જાય તે પણ શક્ય છે. આનાથી ઊલટું, જે સમાજની સામાજિક વ્યવસ્થા પરસ્પર હમદર્દી ઉપર રચાયેલી હોય, જેના લોકો એકબીજાની સાથે ઉદારતાપૂર્વક વર્તે, જેમાં દરેક માણસ બીજાની જરૂરિયાતના પ્રસંગે દિલ ખોલીને મદદ માટે હાથ લંબાવે, અને જેમાં સાધનસંપન્ન લોકો ગરીબો સાથે હમદર્દીપૂર્વક સહાય અથવા કમસેકમ ન્યાયી સહાયની રીત અપનાવે, આવા સમાજમાં પરસ્પરનો પ્રેમ, શુભેચ્છા અને દિલચસ્પી વિકાસ પામશે. આવા સમાજના વર્ગો એકબીજાની સાથે સંકળાયેલાં તેમજ એકબીજાના ટેકેદાર બનશે, તેમની અંદર આંતરિક ઝઘડાં અને અથડામણોને પ્રવેશવાની તક મળી શકશે નહીં, તેમની અંદર પરસ્પર સહકાર અને શુભેચ્છાના કારણે પ્રગતિની ગતિ પહેલા પ્રકારના સમાજની સરખામણીમાં વધુ ઝડપી હશે.

હવે આર્થિક દ્રષ્ટિએ જુઓ. અર્થશાસ્ત્રની દ્રષ્ટિએ વ્યાજુ કરજનાં બે પ્રકાર છે : એક એ કરજ જે પોતાની અંગત જરૂરિયાતો ઉપર ખર્ચ કરવા માટે લાચાર અને જરૂરતમંદ લોકો લે છે. બીજું એ કરજ જે વેપાર, ધંધા ઉદ્યોગ, ખેતીવાડી વગેરે કામોમાં લગાડવા માટે ધંધાદારીઓ લે છે. આમાંથી પહેલાં પ્રકારના કરજને તો દુનિયાના બધા જ લોકો જાણે છે કે તેની ઉપર વ્યાજ લેવાની પદ્ધતિ ખૂબ જ વિનાશક છે. દુનિયાનો કોઈ દેશ એવો નથી જેમાં મહાજનો અને ધીરધાર કરતી સંસ્થાઓ આના વડે ગરીબ મજૂરો, ખેડૂતો અને ઓછા સાધનો ધરાવતા લોકોનું લોહી ન ચૂસી રહ્યાં હોય. વ્યાજના કારણે આ પ્રકારનું કરજ અદા કરવું એ લોકો માટે ખૂબ જ મુશ્કેલ, બલ્કે ઘણી વખત તો અશક્ય, બની જાય છે. પછી એ લેણદારને ચૂકવવા માટે તેઓ બીજું અને ત્રીજું કરજ લેતાં જાય છે. મૂળ રકમ કરતાં અનેકગણું વ્યાજ ચૂકવ્યા પછી પણ અસલ રકમ જેમની તેમ બાકી રહે છે. મહેનત-મજૂરી કરતા માણસની આવકનો મોટો ભાગ ધીરધાર કરનાર લઈ જાય છે અને એ ગરીબની પોતાની કમાણીમાંથી તેની પાસે પોતાના અને પોતાના બાળકોનું પેટ ભરવા માટે પણ પૂરતા પૈસા બાકી બચતાં નથી. આ વસ્તુ ધીમે ધીમે કામદારોનો તેમના કામમાંથી રસ ખતમ કરી નાખે છે, કેમ કે જ્યારે તેમની મહેનતનું ફળ બીજા લોકો પડાવી લે ત્યારે તેઓ કયારેય પણ દિલ દઈને મહેનત ન કરી શકે. બીજું, વ્યાજુ કરજની જાળમાં ફસાયેલા લોકોને કાયમની ચિંતા અને પરેશાની એટલી હદે કમજોર બનાવી દે છે, તથા તંગીના કારણે તેમના માટે યોગ્ય ખોરાક અને ઈલાજ કરવાનું એટલી હદે મુશ્કેલ બની જાય છે કે, એમનું સ્વાસ્થ્ય કયારેય સારું રહી શકતું નથી. આમ, વ્યાજુ કરજના કારણે એવી પરિસ્થિતિ ઊભી થાય છે કે, અમુક લોકો તો લાખો માણસોનું લોહી ચૂસી ચૂસીને તગડા થતાં રહે છે. પરંતુ સમગ્ર રીતે જોતાં સમગ્ર રાષ્ટ્રની સંપત્તિનું ઉત્પાદન તેના ઇચ્છિત લક્ષ્યાંકની સરખામણીમાં ખૂબ ઘટી જાય છે અને છેવટે પરિણામ એ આવે છે કે ખુદ લોહી ચૂસનારા લોકો પણ આના નુકસાનથી બચી શકતાં નથી, કેમ કે એમના સ્વાર્થીપણાના લીધે ગરીબ લોકોને જે તકલીફો પહોંચે છે તેમના લીધે માલદાર લોકોની સામે ગુસ્સા અને નફરતનો એક જુવાળ દિલોમાં ઉઠે છે અને ઘૂંટાતો રહે છે, અને કોઈ ક્રાંતિકારી ચળવળના સમયે જ્યારે આ જવાળામુખી ફાટે છે ત્યારે આ અત્યાચારી ધનવાનોને તેમના ધનની સાથે સાથે તેમના જીવ અને આબરૂ પણ ગુમાવવાં પડે છે.

لَا يُحِبُّ كُلَّ كَفَّارٍ اَثِيْمٍ ﴿٢٧٦﴾ اِنَّ الَّذِيْنَ اٰمَنُوْا وَ عَمِلُوا الصّٰلِحٰتِ وَ

**કોઈ અપકારી અને દુરાચારી માણસને પસંદ કરતો નથી.**[૩૨૧] **હા, જે લોકો ઈમાન લઈ આવે અને સદ્‌કાર્યો કરે અને**

જ્યારે બીજા પ્રકારનો કરજ કે જે વેપાર-ધંધામાં લગાડવા માટે લેવામાં આવે છે, તેની ઉપર એક નિશ્ચિત વ્યાજનો દર લાગુ હોવાથી જે અસંખ્ય નુકસાનો થાય છે એમાંથી કેટલાંક ખાસ ખાસ આ પ્રમાણે છે :

(૧) જે કામ પ્રચલિત વ્યાજના દર જેટલો નફો આપી ન શકતાં હોય, ભલે તે દેશ અને રાષ્ટ્ર માટે ગમે તેટલાં જરૂરી અને ફાયદાકારક હોય, તેમની ઉપર લગાડવા માટે પૈસો મળતો નથી અને દેશના તમામ નાણાંકીય સાધનોનું વહેણ એવાં કામોની તરફ થઈ જાય છે જે બજારના વ્યાજના દર જેટલો તથા તેનાથી વધારે નફો ઉપજાવી શકતાં હોય, ભલે પછી સામાજિક દ્રષ્ટિએ તેમની જરૂરિયાત અને તેમના ફાયદા ખૂબ જ ઓછાં હોય અથવા કંઈ પણ ન હોય.

(૨) જે કામો માટે વ્યાજ ઉપર મૂડી મળે છે, એ વેપારી કામો હોય, ઉદ્યોગ ધંધાને લગતાં હોય કે પછી ખેતીવાડીને લગતાં હોય, આમાંથી કોઈપણ કામ એવું નથી કે જેમાં એવી ખાત્રી હોય કે હંમેશાં, બધી જ પરિસ્થિતિઓમાં, તેનો નફો એ નક્કી કરેલા દરે, એટલે કે પાંચ-છ કે દસ ટકા સુધી, અથવા તેનાથી હંમેશાં ઉપર જ રહેશે અને કયારેય તેનાથી નીચે નહીં આવે. આની ખાત્રીની વાત તો બાજુએ રહી, કોઈપણ ધંધામાં મૂળમાં જ આ વાતની કોઈ ખાત્રી નથી હોતી કે તેમાંથી નફો તો મળશે જ અને નુકસાન કયારેય નહીં થાય. એટલા માટે એવા કોઈ ધંધામાં મૂડી લગાડવી કે જેની ઉપર મૂડીમાલિકને નક્કી કરેલા દર પ્રમાણે નફો આપવાની ખાત્રી આપવામાં આવી હોય, નુકસાન અને જોખમના પાસાથી કયારેય મુક્ત હોઈ શકે નહીં.

(૩) મૂડી પૂરી પાડનાર ધંધાના નફા-નુકસાનમાં ભાગીદાર બનતો નથી બલ્કે માત્ર નફા અને તે પણ એક નક્કી કરેલા દરે નફાની ખાતરી સામે પૈસો આપે છે. એટલા માટે તેને ધંધાની ભલાઈ કે તેની બૂરાઈમાં કોઈ રસ નથી હોતો, તે એકદમ સ્વાર્થી બનીને માત્ર પોતાના નફા ઉપર જ નજર રાખે છે, અને જ્યારે પણ તેને થોડો પણ ભય લાગે કે બજારમાં મંદીનો હુમલો થવાનો છે ત્યારે તે સૌથી પહેલો પોતાની મૂડી પાછી ખેંચવાની ચિંતા કરે છે. આવી રીતે કોઈ વખત તો માત્ર તેના સ્વાર્થપૂર્ણ ડરને કારણે મંદીનો હુમલો સાચો થઈ જાય છે, અને કોઈ વખતે જો કોઈ બીજા કારણોના લીધે મંદી આવી જાય ત્યારે મૂડીમાલિકનું સ્વાર્થીપણું તેને વધારીને ખૂબજ વિનાશકારી હદ સુધી પહોંચાડી દે છે.

વ્યાજના આ ત્રણ નુકસાનો તો એવાં સ્પષ્ટ છે કે કોઈપણ માણસ, જે અર્થશાસ્ત્ર સાથે થોડો પણ સંબંધ ધરાવતો હોય, તેમનો ઇનકાર કરી શકે તેમ નથી. હવે પછી એ માન્યા વિના શું રસ્તો રહે છે કે હકીકતમાં અલ્લાહતઆલાના કુદરતી કાનૂનની રૂએ વ્યાજ સમાજની સંપત્તિને વધારતું નથી પણ ઘટાડે છે.

હવે એક નજર સદકાની આર્થિક અસરો અને પરિણામો ઉપર પણ કરી લઈએ. જો સમાજના સાધનસંપન્ન લોકો એવી કાર્યપદ્ધતિ અપનાવે કે તેઓ તેમની હેસિયત પ્રમાણે પૂરા ખુલ્લા દિલથી પોતાના અને પોતાના કુટુંબના લોકોની જરૂરિયાતો ખરીદે, પછી જે રૂપિયો તેમની પાસે તેમની જરૂરિયાત કરતાં વધે, તેને

اَقَامُوا الصَّلٰوةَ وَاٰتَوُا الزَّكٰوةَ لَهُمۡ اَجۡرُهُمۡ عِنۡدَ رَبِّهِمۡ ۚ وَلَا
خَوۡفٌ عَلَيۡهِمۡ وَلَا هُمۡ يَحۡزَنُوۡنَ ﴿۲۷۷﴾ يٰۤاَيُّهَا الَّذِيۡنَ اٰمَنُوا اتَّقُوا
اللّٰهَ وَذَرُوۡا مَا بَقِىَ مِنَ الرِّبٰٓوا اِنۡ كُنۡتُمۡ مُّؤۡمِنِيۡنَ ﴿۲۷۸﴾
فَاِنۡ لَّمۡ تَفۡعَلُوۡا فَاۡذَنُوۡا بِحَرۡبٍ مِّنَ اللّٰهِ وَرَسُوۡلِهٖ ۚ وَاِنۡ تُبۡتُمۡ

**નમાઝ કાયમ કરે અને ઝકાત આપે, તેમનું વળતર નિઃશંક તેમના માલિકની પાસે છે અને તેમના માટે કોઈ ભય અને દુઃખનો અવકાશ નથી.[૩૨૨]**

**હે લોકો જે ઈમાન લાવ્યાં છો, અલ્લાહથી ડરો અને જે કંઈ તમારું વ્યાજ લોકો પાસે બાકી રહી ગયું છે, તેને જતું કરો, જો સાચે જ તમે ઈમાન લાવ્યાં છો. પરંતુ જો તમે આવું ન કર્યું, તો તમે ચેતી જાઓ કે અલ્લાહ અને તેના પયગમ્બર તરફથી તમારી સામે યુદ્ધની ઘોષણા છે.[૩૨૩] હજુ પણ તૌબા કરી લો (અને વ્યાજ જતું કરો) તો**

ગરીબોમાં વહેંચી દે કે જેથી તે પણ તેમની જરૂરિયાતની વસ્તુઓ ખરીદી શકે. આમ કર્યા પછી પણ રૂપિયો વધે તો તેને કાં તો વેપારી લોકોને વ્યાજ વગર કરજ તરીકે આપે અથવા ભાગીદારીના સિદ્ધાંત ઉપર તેમની સાથે નફા-નુકસાનમાં ભાગીદાર બની જાય અથવા સરકારમાં જમા કરાવે કે જેથી તે સાર્વજનિક કામો માટે તેનો ઉપયોગ કરે, તો દરેક માણસ થોડો જ વિચાર કરવાથી અંદાજ લગાવી શકે કે આવા સમાજમાં વેપાર, ધંધા-રોજગાર અને ખેતીવાડી, દરેક વસ્તુમાં બહુ જ પ્રગતિ થશે. એ સમાજની આમ જનતાની સમૃદ્ધિનું ધોરણ ઊંચું અને ઊંચું જવા માંડશે અને તેમાં સમગ્ર રીતે સંપત્તિનું ઉત્પાદન એ સમાજની સરખામણીમાં અનકેગણું વધારે હશે જેની અંદર વ્યાજની પ્રથા હોય.

(૩૨૧) એ તો દેખીતું છે કે એ જ માણસ રૂપિયા વ્યાજે ફેરવી શકે છે જેને ધનની વહેંચણીમાં તેની વાસ્તવિક જરૂરિયાત કરતાં વધારે હિસ્સો મળેલો હોય. આ જરૂરિયાત કરતાં વધારાનો હિસ્સો જે કોઈ માણસને મળે છે તે કુર્આનની દ્રષ્ટિએ હકીકતમાં અલ્લાહની કૃપા છે, અને અલ્લાહની આ કૃપા પ્રત્યે સાચું આભારદર્શન આ છે કે, જેવી રીતે અલ્લાહે તેના બંદા ઉપર કૃપા કરી છે એવી જ રીતે બંદો પણ અલ્લાહના બીજા બંદાઓ ઉપર કૃપા કરે. જો તે આવું નથી કરતો બલ્કે એનાથી ઊલટું, અલ્લાહની કૃપાને એવા હેતુ માટે વાપરે છે કે જેથી જે લોકો સંપત્તિની વહેંચણીમાં તેમની જરૂરિયાત કરતાં ઓછો હિસ્સો મેળવી રહ્યાં છે, તેમના આ નાના હિસ્સામાંથી પણ તે પોતાની સંપત્તિના જોરે એકેએક હિસ્સો પોતાની તરફ ખેંચી લે, તો હકીકતમાં તે અપકારી પણ છે અને અત્યાચારી, જુલમી અને દુરાચારી પણ.

(૩૨૨) આ રુકૂઅમાં અલ્લાહતઆલા વારંવાર બે પ્રકારના ચારિત્ર્યોને એકબીજાની તુલનામાં રજૂ કરી

فَلَكُمْ رُءُوْسُ اَمْوَالِكُمْ ۚ لَا تَظْلِمُوْنَ وَلَا تُظْلَمُوْنَ ﴿٢٧٩﴾ وَ اِنْ
كَانَ ذُوْ عُسْرَةٍ فَنَظِرَةٌ اِلٰى مَيْسَرَةٍ ؕ وَ اَنْ تَصَدَّقُوْا خَيْرٌ لَّكُمْ
اِنْ كُنْتُمْ تَعْلَمُوْنَ ﴿٢٨٠﴾ وَ اتَّقُوْا يَوْمًا تُرْجَعُوْنَ فِيْهِ اِلَى
اللّٰهِ ۗ ثُمَّ تُوَفّٰى كُلُّ نَفْسٍ مَّا كَسَبَتْ وَ هُمْ لَا يُظْلَمُوْنَ ﴿٢٨١﴾




**તમારું મુદ્દલ લેવા માટે તમે હક્કદાર છો. ન તો તમે જુલમ કરો, ન તો તમારી ઉપર જુલમ કરવામાં આવે. તમારો દેવાદાર તંગીમાં હોય, તો તેનો હાથ છૂટો થાય ત્યાં સુધી તેને મહેતલ આપો, અને જો દાન કરી દો, તો આ તમારા માટે વધારે સારું છે, જો તમે સમજો.[૩૨૪] એ દિવસની ફજેતી અને મુસીબતથી બચો, કે જ્યારે તમે અલ્લાહની તરફ પાછા જશો, ત્યાં દરેક માણસને તેણે કમાવેલા સત્કર્મો અને દુષ્કર્મોનો પૂરેપૂરો બદલો મળી જશે અને કોઈની ઉપર કદાપિ જુલમ નહીં થાય. (રુકૂઅ-૩૮)**

રહ્યો છે. એક ચારિત્ર્ય સ્વાર્થી, પૈસાનો પૂજારી અને શાયલોક (Shylock) પ્રકારનો માણસ છે જે, ખુદા અને તેના બંદાઓ, બંનેના અધિકારોથી બેપરવા થઈને રૂપિયા ગણવામાં અને ગણી ગણીને સંઘરવામાં તેમજ અઠવાડિયા અને મહિનાઓના હિસાબે તેને વધારવામાં, તથા તેની વૃદ્ધિનો હિસાબ કાઢવામાં ડૂબેલો હોય. બીજું ચારિત્ર્ય એવા માણસનું છે જે ખુદાપરસ્ત, ઉદાર અને હમદર્દ છે, જે ખુદા અને તેના બંદાઓ, બંનેના અધિકારોનો ખ્યાલ રાખતો હોય, જાતે શ્રમ કરીને કમાણીમાંથી પોતે ખાય છે અને બીજા બંદાઓને ખવડાવે છે તથા દિલ ખોલીને નેક કામો પાછળ ખર્ચ કરે. પહેલાં પ્રકારનું ચારિત્ર્ય ખુદાને બિલકુલ પસંદ નથી. દુનિયામાં આવા ચારિત્ર્યો ઉપર આધારિત કોઈ સદાચારી સમાજ બની શકતું નથી અને આખિરતમાં આવા ચારિત્ર્ય માટે દુઃખ દર્દ અને પીડા તથા મુસીબત સિવાય કંઈ નથી. આનાથી વિરૂદ્ધ, અલ્લાહને બીજા પ્રકારનું ચારિત્ર્ય પસંદ છે. તેના વડે જ દુનિયામાં તંદુરસ્ત સમાજ અસ્તિત્ત્વમાં આવે છે અને તે જ આખિરતમાં માનવી માટે સફળતાનું કારણ છે.

(૩૨૩) આ આયત મક્કાવિજય પછી ઊતરી અને વિષયની દ્રષ્ટિએ અત્રે આ આયતો સાથે સામેલ કરી દેવામાં આવી. આની પહેલાં જો કે વ્યાજને એક ઘૃણાસ્પદ વસ્તુ માનવામાં આવતી હતી, પરંતુ કાયદેસર રીતે તેની ઉપર પ્રતિબંધ મૂકવામાં આવ્યો ન હતો. આ આયતના ઊતરાણ પછી ઈસ્લામી રાજ્યની હદમાં વ્યાજૂ વ્યવહાર એક ફોજદારી ગુનો બની ગયો. આરબોના જે કબીલા વ્યાજ ખાતા હતાં તેમને નબી સ.અ.વ. એ પોતાના અધિકારીઓ વડે જણાવી દીધું કે હવે જો તેઓ આ પ્રકારના વ્યવહારો કરવાથી દૂર નહીં રહે તો તેમની સામે યુદ્ધ કરવામાં આવશે. નજરાનના ખ્રિસ્તીઓને જ્યારે ઈસ્લામી રાજ્ય હેઠળ આંતરિક સ્વાયત્તતા

يٰۤاَيُّهَا الَّذِيۡنَ اٰمَنُوۡۤا اِذَا تَدَايَنۡتُمۡ بِدَيۡنٍ اِلٰٓى اَجَلٍ مُّسَمًّى
فَاكۡتُبُوۡهُ ؕ وَلۡيَكۡتُبْ بَّيۡنَكُمۡ كَاتِبٌۢ بِالۡعَدۡلِ ۚ وَلَا يَاۡبَ كَاتِبٌ
اَنۡ يَّكۡتُبَ كَمَا عَلَّمَهُ اللّٰهُ فَلۡيَكۡتُبۡ ۚ وَلۡيُمۡلِلِ الَّذِىۡ
عَلَيۡهِ الۡحَـقُّ وَلۡيَتَّقِ اللّٰهَ رَبَّهٗ وَلَا يَبۡخَسۡ مِنۡهُ شَيۡـــًٔا ؕ
فَاِنۡ كَانَ الَّذِىۡ عَلَيۡهِ الۡحَـقُّ سَفِيۡهًا اَوۡ ضَعِيۡفًا
اَوۡ لَا يَسۡتَطِيۡعُ اَنۡ يُّمِلَّ هُوَ فَلۡيُمۡلِلۡ وَلِيُّهٗ بِالۡعَدۡلِ ؕ

**હે લોકો, જે ઈમાન લાવ્યાં છો, જ્યારે કોઈ નિશ્ચિત મુદ્દત માટે તમે પરસ્પર કરજની લેવડ-દેવડ[૩૨૫] કરો, ત્યારે તેને અવશ્ય લખી લો.[૩૨૬] બંને પક્ષકારો વચ્ચે ન્યાયપૂર્વક એક માણસ દસ્તાવેજ લખે. જેને અલ્લાહે લખવા-વાંચવાની ક્ષમતા આપેલી હોય, તેણે લખવાનો ઈનકાર ન કરવો જોઈએ. તે લખે અને લખાવે એ માણસ જેની ઉપર જવાબદારી આવે છે (અર્થાત્ કરજદાર), અને તેણે અલ્લાહ, તેના માલિકથી ડરવું જોઈએ કે જે મામલો નક્કી થયો હોય તેમાં કોઈ વધારો-ઘટાડો ન કરે. પરંતુ જો કરજ લેનાર પોતે નાસમજ અથવા વૃદ્ધ, અથવા લખાણ લખાવી શકતો ન હોય, ત્યારે તેનો વાલી ન્યાયપૂર્વક લખાણ લખાવે.**

આપવામાં આવી ત્યારે સંધિમાં આ સ્પષ્ટતા કરી દેવામાં આવી કે, જો તમે વ્યાજૂ વ્યવહાર કરશો તો સંધિ ફોક થઈ જશે અને અમારી અને તમારી વચ્ચે યુદ્ધની પરિસ્થિતિ ઊભી જશે. આયતના અંતિમ શબ્દોના આધારે ઈબ્ને અબ્બાસ, હસનબસરી, ઈબ્નેસીરીન અને રબીઅ બિન અનસનો એવો મત છે કે જે માણસ દારૂલઈસ્લામમાં વ્યાજ ખાય તેને વ્યાજ છોડી દેવા માટે મજબૂર કરવામાં આવે, અને જો તે ન છોડે તો, તેને મૃત્યુદંડ આપવામાં આવે. ઈસ્લામી કાયદાના બીજા વિદ્વાનોના મત મુજબ આવા માણસને જેલમાં પૂરી દેવો પૂરતું છે, જ્યાં સુધી તે વ્યાજ ખાવાનું છોડી દેવાની પ્રતિજ્ઞા ન લે ત્યાં સુધી તેને છોડવામાં ન આવે.

(૩૨૪) આ જ આયત ઉપરથી ઈસ્લામી કાનૂનમાં આ નિયમ બનાવવામાં આવ્યો છે કે, જે માણસ દેવું ચુકવવા માટે અસમર્થ બની ગયો હોય, ઈસ્લામી અદાલત તેના લેણદારોને ફરજ પાડશે કે તેને મુદ્દત આપે અને અમુક સંજોગોમાં તેઓ પૂરેપૂરૂં કરજ અથવા કરજનો એક ભાગ પણ માફ કરાવવા માટે સત્તા ધરાવશે. હદીસમાં આવે છે કે, એક માણસને ધંધામાં ખોટ આવી, તેની ઉપર કરજનો ભાર આવી ગયો. મામલો નબી સ.અ.વ. સમક્ષ આવ્યો. નબી સ.અ.વ. એ લોકોને અપીલ કરી કે તમારા આ ભાઈની મદદ કરો. એટલે ઘણાં લોકોએ

وَ اسْتَشْهِدُوْا شَهِيْدَيْنِ مِنْ رِّجَالِكُمْ ۚ فَاِنْ لَّمْ يَكُوْنَا
رَجُلَيْنِ فَرَجُلٌ وَّ امْرَاَتٰنِ مِمَّنْ تَرْضَوْنَ مِنَ الشُّهَدَآءِ
اَنْ تَضِلَّ اِحْدٰىهُمَا فَتُذَكِّرَ اِحْدٰىهُمَا الْاُخْرٰى ؕ وَ لَا
يَاْبَ الشُّهَدَآءُ اِذَا مَا دُعُوْا ؕ وَ لَا تَسْـَٔمُوْٓا اَنْ تَكْتُبُوْهُ
صَغِيْرًا اَوْ كَبِيْرًا اِلٰٓى اَجَلِهٖ ؕ ذٰلِكُمْ اَقْسَطُ عِنْدَ اللّٰهِ وَ اَقْوَمُ
لِلشَّهَادَةِ وَ اَدْنٰٓى اَلَّا تَرْتَابُوْٓا اِلَّآ اَنْ تَكُوْنَ تِجَارَةً
حَاضِرَةً تُدِيْرُوْنَهَا بَيْنَكُمْ فَلَيْسَ عَلَيْكُمْ جُنَاحٌ اَلَّا

---

**પછી તમારા પુરુષોમાંથી[૩૨૭] બે પુરુષોની આના માટે સાક્ષી કરાવી લો. અને જો બે પુરુષો ન હોય તો એક પુરુષ અને બે સ્ત્રીઓ હોય કે જેથી એક ભૂલી જાય, તો બીજી તેને યાદ દેવડાવી દે. આ સાક્ષીઓ એવા લોકોમાંથી હોવાં જોઈએ, જેમની સાક્ષી તમારા વચ્ચે સ્વીકાર્ય હોય.[૩૨૮] સાક્ષીઓને જ્યારે સાક્ષી બનવા માટે કહેવામાં આવે ત્યારે તેમણે ના પાડવી જોઈએ નહીં. સોદો નાનો હોય કે મોટો, મુદત ઠરાવીને તેનો દસ્તાવેજ લખાવી લેવામાં આળસ ન કરો. અલ્લાહની નજીક આ રીત તમારા માટે વધુ ન્યાયસંગત છે, આનાથી સાક્ષી કાયમ થવામાં વધારે સુવિધા થાય છે, અને તમારા શંકાઓમાં પડવાની શકયતા ઓછી રહી જાય છે. હા, જે વેપારી લેવડ-દેવડ તમે હાથોહાથ એકબીજા સાથે કરો છો, તેને લખવામાં ન આવે તો**

---

તેને નાણાંકીય મદદ આપી, તો પણ કરજ પૂરેપૂરૂં ચુકવી શકાયું નહીં ત્યારે નબી સ.અ.વ. એ તેના લેણદારોને કહ્યું કે જે કંઈ અત્યારે હાજર છે તે લઈ લો અને આને છોડી દો. આનાથી વધારે તમને અપાવી શકાય તેમ નથી. તો કાયદાશાસ્ત્રીઓએ સ્પષ્ટતા કરી છે કે કોઈ પણ માણસ માટે રહેણાંકનું મકાન, ખાવા-પીવાના વાસણો, કપડાં અને એ ઓજારો જેનાથી તે રોજી કમાય છે, કોઈપણ હાલતમાં તેમને ટાંચમાં લઈ શકાય નહીં.

**(૩૨૫)** આની ઉપરથી એવો નિયમ બને છે કે કરજની બાબતમાં મુદ્દત હંમેશાં નક્કી કરેલી હોવી જોઈએ.

**(૩૨૬)** સામાન્ય રીતે મિત્રો અને સંબંધીઓની વચ્ચે કરજના મામલાઓમાં દસ્તાવેજ લખવાને અને સાક્ષીઓ લેવાને ખરાબ, તથા અવિશ્વાસની દલીલ માનવામાં આવે છે, પરંતુ અલ્લાહનો હુકમ છે કે, કરજ અને

تَكۡتُبُوۡهَا ؕ وَ اَشۡهِدُوۡۤا اِذَا تَبَايَعۡتُمۡ ۖ وَلَا يُضَآرَّ كَاتِبٌ
وَّلَا شَهِيۡدٌ ۚ وَاِنۡ تَفۡعَلُوۡا فَاِنَّهٗ فُسُوۡقٌ ۢ بِكُمۡ ؕ وَاتَّقُوا
اللّٰهَ ؕ وَيُعَلِّمُكُمُ اللّٰهُ ؕ وَاللّٰهُ بِكُلِّ شَىۡءٍ عَلِيۡمٌ ﴿۲۸۲﴾ وَاِنۡ
كُنۡتُمۡ عَلٰى سَفَرٍ وَّلَمۡ تَجِدُوۡا كَاتِبًا فَرِهٰنٌ مَّقۡبُوۡضَةٌ ؕ

**કોઈ વાંધો નથી,[૩૨૯] પરંતુ વેપારી સોદા નક્કી કરતી વખતે અવશ્ય સાક્ષી રાખી લો. લખનાર અને સાક્ષીને સતાવવામાં ન આવે.[૩૩૦] આવું કરશો, તો ગુનાનું આચરણ કરશો. અલ્લાહના પ્રકોપથી બચો. તે તમને સાચી કાર્યરીતિનું શિક્ષણ આપે છે અને તેને દરેક વસ્તુનું જ્ઞાન છે.**

**જો તમે મુસાફરીમાં હોવ અને દસ્તાવેજ લખવા માટે કોઈ લખનાર ન મળે તો વસ્તુ ગીરો રાખીને વ્યવહાર કરો.[૩૩૧]**

---

વેપારી કરારોને લખાણમાં લાવવા જરૂરી છે અને તેની ઉપર સાક્ષી પણ કરાવી લેવી જોઈએ કે જેથી લોકોની વચ્ચે વ્યવહારો ચોખ્ખાં રહે. હદીસમાં આવે છે કે ત્રણ પ્રકારના માણસો એવાં છે કે જે અલ્લાહ સામે ફરિયાદ કરે છે પરંતુ તેમની ફરિયાદ સાંભળવામાં આવતી નથી. એક એ માણસ કે જેની પત્ની દુરાચારી હોય અને તે તેને છૂટાછેડા ન આપે. બીજો માણસ એ કે જે અનાથ બાળક પુખ્ત વયનો થાય તે પહેલાં તેનો માલ તેને સોંપી ન દે. ત્રીજો માણસ એ જે કોઈને પોતાનો પૈસો કરજ તરીકે આપે અને તેની ઉપર સાક્ષી ન રાખે.

(૩૨૭) એટલે કે મુસલમાન પુરૂષોમાંથી આના ઉપરથી જણાયું કે જ્યાં સાક્ષી બનાવવાનું સ્વૈચ્છિક હોય ત્યાં મુસલમાનો માત્ર મુસલમાનોને જ સાક્ષી બનાવે. અલબત્ત, ઝિમ્મી (ઇસ્લામી રાજ્ય હેઠળના બિનમુસ્લિમ નાગરિકો) લોકોના સાક્ષી ઝિમ્મી પણ હોઈ શકે છે.

(૩૨૮) એટલે કે ગમે તે માણસ સાક્ષી આપવા માટે લાયક નથી, બલ્કે એવા લોકોને સાક્ષી બનાવવામાં આવે કે જે તેમની નૈતિકતા અને ઈમાનદારીની દ્રષ્ટિએ, સામાન્ય રીતે, લોકોમાં ભરોસાપાત્ર ગણવામાં આવતાં હોય.

(૩૨૯) એટલે કે રોજબરોજના ખરીદ-વેચાણમાં પણ વેચાણના વ્યવહારોને લેખિત સ્વરૂપમાં લાવવાનું બહેતર છે, જેમ કે આજકાલ કેશમેમો લખવાની પદ્ધતિનો રિવાજ છે, આમ છતાં, આમ કરવું ફરજિયાત નથી. આવી જ રીતે આડોશપાડોશના વહેપારીઓ, કે જે એકબીજા સાથે વ્યવહાર કરતાં રહે છે, તેમને પણ જો લખાણમાં ન લાવવામાં આવે તો કોઈ હરજ નથી.

(૩૩૦) આનો અર્થ એ પણ છે કે કોઈ માણસને દસ્તાવેજ લખવા માટે અથવા તેના સાક્ષી બનવા માટે ફરજ પાડવામાં ન આવે, અને એ પણ કે, કોઈ પક્ષકાર દસ્તાવેજ લખનાર કે સાક્ષીને એટલા જ માટે પજવે નહીં

فَاِنْ اَمِنَ بَعْضُكُمْ بَعْضًا فَلْيُؤَدِّ الَّذِى اؤْتُمِنَ اَمَانَتَهٗ
وَلْيَتَّقِ اللّٰهَ رَبَّهٗ ؕ وَلَا تَكْتُمُوا الشَّهَادَةَ ؕ وَمَنْ يَّكْتُمْهَا فَاِنَّهٗۤ
اٰثِمٌ قَلْبُهٗ ؕ وَاللّٰهُ بِمَا تَعْمَلُوْنَ عَلِيْمٌ ع ﴿۲۸۳﴾ لِلّٰهِ مَا فِى السَّمٰوٰتِ




وَمَا فِى الْاَرْضِ ؕ وَاِنْ تُبْدُوْا مَا فِىْۤ اَنْفُسِكُمْ اَوْ تُخْفُوْهُ

**જો તમારામાંથી કોઈ માણસ બીજાની ઉપર ભરોસો રાખીને તેની સાથે કોઈ સોદો કરે, તો જેની ઉપર ભરોસો કરવામાં આવ્યો છે, તેણે અનામત આપી દેવી જોઈએ અને અલ્લાહ, તેના માલિકથી ડરવું જોઈએ.**

**અને સાક્ષી કદાપિ ન છુપાવો.[૩૩૨] જે સાક્ષી છુપાવે છે, તેનું દિલ ગુનામાં ખરડાયેલું છે અને અલ્લાહ તમારા કાર્યોથી અજાણ નથી. (રુકૂઅ-૩૯)**

**આકાશો[૩૩૩] અને ધરતીમાં જે કંઈ છે બધું અલ્લાહનું છે.[૩૩૪] તમે તમારા દિલની વાતો ચાહે જાહેર કરો કે છુપાવો**

---

કે તે તેના હિતની વિરૂદ્ધ સાચી સાક્ષી આપે છે.

(૩૩૧) આનો અર્થ એવો નથી કે ગીરો મૂકવાનો વ્યવહાર માત્ર મુસાફરી દરમ્યાન જ થઈ શકે છે, બલ્કે આવી સ્થિતિ કેમ કે મોટાભાગે મુસાફરી દરમ્યાન ઊભી થતી હોય છે તેથી વિશેષરૂપે આનો અત્રે ઉલ્લેખ કરી દેવામાં આવ્યો છે. આ ઉપરાંત, ગીરો મૂકવા માટે આ શરત પણ નથી કે જ્યારે દસ્તાવેજ લખવાનું શકય ન હોય ત્યારે જ ગીરો વ્યવહાર કરવામાં આવે. આ ઉપરાંત, એક પરિસ્થિતિ એવી પણ હોઈ શકે છે કે જ્યારે ફકત દસ્તાવેજના લખાણ પછી બીજો માણસ કરજ આપવા માટે તૈયાર ન થાય ત્યારે કરજ માગનાર પોતાની કોઈ વસ્તુ ગીરો મૂકીને પૈસા લઈ લે. પરંતુ કુર્આનમજીદ પોતાના અનુયાયીઓને ઉદારતાનું શિક્ષણ આપે છે અને આ વાત ઉચ્ચ નૈતિકતાથી ઉતરતી કક્ષાની છે કે એક માણસ પાસે પૈસો હોય અને તે બીજા જરૂરતમંદ માણસને તેની કોઈ વસ્તુ ગીરો રાખ્યા વિના કરજ ન આપે. એટલા માટે કુર્આને ઈરાદાપૂર્વક આ બીજી પરિસ્થિતિનો ઉલ્લેખ નથી કર્યો.

આના વિષે એ પણ જાણવું જરૂરી છે કે કબજા સાથેના ગીરોનો આશય માત્ર એટલો જ છે કે લેણદારને પોતાનું લેણું પરત આવશે તેની ખાતરી થઈ જાય. તેને પોતાના આપેલા પૈસાના બદલામાં ગીરો મૂકેલી વસ્તુનો લાભ ઉઠાવવાનો અધિકાર નથી. જો કોઈ માણસ ગીરો મૂકેલા મકાનમાં પોતે રહે અથવા તેનું ભાડું ખાય તો હકીકતમાં તે વ્યાજ ખાય છે. કરજ ઉપર સીધેસીધું વ્યાજ લેવામાં અને ગીરો મૂકેલી વસ્તુનો લાભ ઉઠાવવામાં સૈદ્ધાંતિક રીતે કોઈ ફરક નથી. અલબત્ત, જો કોઈ જનાવર ગીરો મૂકવામાં આવ્યું હોય તો તેના દૂધનો ઉપયોગ

يُحَاسِبْكُمْ بِهِ اللّٰهُ ۖ فَيَغْفِرُ لِمَنْ يَّشَآءُ وَ يُعَذِّبُ مَنْ يَّشَآءُ ۖ
وَ اللّٰهُ عَلٰى كُلِّ شَىْءٍ قَدِيْرٌ ﴿۲۸۴﴾ اٰمَنَ الرَّسُوْلُ بِمَآ اُنْزِلَ
اِلَيْهِ مِنْ رَّبِّهٖ وَ الْمُؤْمِنُوْنَ ۖ كُلٌّ اٰمَنَ بِاللّٰهِ وَ مَلٰٓئِكَتِهٖ
وَ كُتُبِهٖ وَ رُسُلِهٖ ۚ لَا نُفَرِّقُ بَيْنَ اَحَدٍ مِّنْ رُّسُلِهٖ ۚ وَ قَالُوْا
سَمِعْنَا وَ اَطَعْنَا ۖ غُفْرَانَكَ رَبَّنَا وَ اِلَيْكَ الْمَصِيْرُ ﴿۲۸۵﴾

**અલ્લાહ જરૂર તેમનો હિસાબ તમારી પાસેથી લઈ લેશે.[૩૩૫] પછી તેને અધિકાર છે, જેને ઇચ્છે ક્ષમા કરે અને જેને ઇચ્છે સજા આપે. તે દરેક વસ્તુ કરવા માટે સામર્થ્ય ધરાવે છે.[૩૩૬]**

**પયગમ્બરએ માર્ગદર્શન ઉપર ઈમાન લાવ્યો છે જે તેના માલિક તરફથી તેની ઉપર ઊતર્યું છે અને જે લોકો આ પયગમ્બરના અનુયાયીઓ છે, તેમણે પણ એ માર્ગદર્શનને હૃદયપૂર્વક સ્વીકારી લીધું છે. આ સૌ અલ્લાહ અને તેના ફરિશ્તા અને તેના ગ્રંથો અને તેના પયગમ્બરોને માને છે અને તેમનું કથન આ છે કે ''અમે અલ્લાહના પયગમ્બરોને એકબીજાથી અલગ કરતાં નથી, અમે આદેશ સાંભળ્યો અને આજ્ઞાપાલન સ્વીકારી લીધું. માલિક, અમે તારી પાસે ગુનાઓની માફી માગીએ છીએ અને અમારે તારી જ તરફ પાછા ફરવાનું છે.'[૩૩૭]**

---

કરી શકાય અને તેનો ઉપયોગ માલ-સામાનના વહન માટે પણ કરી શકાય કેમ કે આ, હકીકતમાં, એ ચારાનું વળતર છે જે ગીરો રાખનાર એ જનાવરને ખવડાવે છે.

(૩૩૨) સાક્ષી આપવાથી દૂર ભાગવું, અથવા સાક્ષીમાં સાચી ઘટના જાહેર કરવાથી દૂર રહેવું, બંને ઉપર ''સાક્ષીનું છુપાવવું'' લાગુ પડે છે.

(૩૩૩) વાત અહીં પૂરી થાય છે. એટલા માટે જેવી રીતે સૂરઃ નો આરંભ દીનના બુનિયાદી શિક્ષણથી કરવામાં આવ્યો હતો એવી જ રીતે સૂરઃ નું સમાપન કરતી વખતે પણ એ તમામ સૈદ્ધાંતિક બાબતોનું વર્ણન કરી દેવામાં આવ્યું છે જેમની ઉપર દીને ઇસ્લામનો પાયો રચાયેલો છે. સરખામણી માટે આ સૂરઃ ના પહેલા રુકૂઅને સામે રાખી લો તો વધારે ઉચિત થશે.

(૩૩૪) આ દીનની સૌથી પહેલી બુનિયાદ છે. અલ્લાહતઆલાનું ધરતી અને આકાશોનું માલિક હોવું અને એ તમામ વસ્તુઓ, કે જે આકાશો અને ધરતીની વચ્ચે છે, અલ્લાહની જ સંપત્તિ હોવું, હકીકતમાં આ જ એ બુનિયાદી સચ્ચાઈ છે જેના કારણે માનવી માટે અન્ય કોઈ કાર્યપદ્ધતિ આના સિવાય કાયદેસર અને સાચી ન હોઈ શકે કે તે અલ્લાહ સમક્ષ આજ્ઞાપાલનમાં માથું ઝૂકાવી દે.

لَا يُكَلِّفُ اللّٰهُ نَفْسًا اِلَّا وُسْعَهَا ؕ لَهَا مَا كَسَبَتْ وَ عَلَيْهَا
مَا اكْتَسَبَتْ ؕ رَبَّنَا لَا تُؤَاخِذْنَآ اِنْ نَّسِيْنَآ اَوْ اَخْطَاْنَا ۚ
رَبَّنَا وَ لَا تَحْمِلْ عَلَيْنَآ اِصْرًا كَمَا حَمَلْتَهٗ عَلَى الَّذِيْنَ

**અલ્લાહ કોઈ પણ માણસ ઉપર તેની શકિત કરતાં વધારે જવાબદારીનો બોજો નાખતો નથી.[૩૩૮] દરેક માણસે જે નેકી કમાવી છે, તેનું ફળ તેના જ માટે છે અને જે બૂરાઈ સમેટી છે તેનો વબાલ તેની જ ઉપર છે.[૩૩૯]**

**(ઈમાન લાવનારાઓ ! તમે આવી રીતે દુઆ માગો) હે અમારા માલિક ! અમારાથી ભૂલેચૂકે જે કસૂર થઈ જાય, તેમના માટે ન પકડ. માલિક, અમારી ઉપર એ બોજો ન નાખ જે તેં અમારી પહેલાંના લોકો ઉપર**

(૩૩૫) આ આયતમાં વધુ બે વાતો કહેવામાં આવી છે : એક, દરેક માણસ વ્યક્તિગત રીતે અલ્લાહની સામે જવાબદાર છે. બીજું, આકાશો અને ધરતીના જે બાદશાહની સામે માનવી જવાબદાર છે તે દ્રશ્ય અને અદ્રશ્યનું જ્ઞાન ધરાવનાર છે, એટલે સુધી કે દિલોની અંદર છુપાયેલા ઈરાદાઓ અને વિચારો સુદ્ધાં તેનાથી છુપાયેલાં નથી.

(૩૩૬) આ કથન અલ્લાહના સર્વસત્તાધીશ હોવા વિષે છે. તેને કોઈ કાયદાએ બાંધી રાખેલો નથી કે તેના પ્રમાણે અમલ કરવા માટે તે લાચાર હોય બલ્કે તે અધિકારનો માલિક છે. સજા આપવાની તેમજ માફી આપવાની તમામ સત્તાઓ તેના હાથમાં છે.

(૩૩૭) આ આયતમાં વિગતોને બાજુએ રાખીને ઈસ્લામના અકીદાઓ (શ્રદ્ધાઓ) અને ઈસ્લામી કાર્યશૈલીનો ટૂંકસાર વર્ણવી દેવામાં આવ્યો છે અને તે આ પ્રમાણે છે : અલ્લાહને, તેના ફરિશ્તાઓને અને તેના ગ્રંથોને માનવાં. તેના તમામ પયગમ્બરોનો સ્વીકાર કરવો, તેમની વચ્ચે કોઈ ભેદ કર્યા સિવાય (એટલે કે કોઈને માનવામાં આવે અને કોઈને ન માનવામાં આવે), અને એ વાતનો સ્વીકાર કરવો કે છેવટે આપણે તેની સમક્ષ હાજર થવાનું છે. આ પાંચ વસ્તુઓ ઈસ્લામના બુનિયાદી અકીદા-પાયાની માન્યતાઓ છે. આ અકીદાઓને કબૂલ કરી લીધા પછી કોઈપણ મુસલમાન માટે સાચી કાર્યશૈલી આ છે કે અલ્લાહ તરફથી જે કંઈ હુકમ પહોંચે તેને તે પૂરેપૂરી રીતે સ્વીકારી લે, તેનું પાલન કરે અને તેના સાચા વર્તન બદલ બડાશ ન મારે બલ્કે અલ્લાહ સમક્ષ ક્ષમા માટે પ્રાર્થના કરતો રહે.

(૩૩૮) એટલે કે અલ્લાહને ત્યાં માણસની જવાબદારી તેની શક્તિના પ્રમાણમાં છે. એવું કદાપિ નહીં થાય કે માણસ એક કામ કરવાની શક્તિ ધરાવતો ન હોય અને અલ્લાહ તેને પૂછે કે તેં ફલાણું કામ કેમ ન કર્યું, અથવા એક એવી વસ્તુથી બચવાનું તેના માટે વાસ્તવમાં શક્તિ બહારનું હોય અને અલ્લાહ તેના માટે તેને પૂછે કે તું એ વસ્તુથી કેમ દૂર ન રહ્યો. પરંતુ એટલું યાદ રહે કે, પોતાની શક્તિનો ફેંસલો કરનાર માણસ પોતે નથી,

مِنْ قَبْلِنَا ۚ رَبَّنَا وَلَا تُحَمِّلْنَا مَا لَا طَاقَةَ لَنَا بِهٖ ۚ
وَاعْفُ عَنَّا ۗ وقفة وَاغْفِرْ لَنَا ۗ وقفة وَارْحَمْنَا ۗ وقفة أَنْتَ مَوْلٰنَا
فَانْصُرْنَا عَلَى الْقَوْمِ الْكٰفِرِيْنَ ﴿٢٨٦﴾ ع




**નાખ્યા[૩૪૦] હતાં. પાલનહાર ! જે બોજો ઉપાડવાની શકિત અમારામાં નથી, તે અમારી ઉપર ન નાખ.[૩૪૧] અમારી સાથે નરમાશ દાખવ, અમારી સાથે દરગુજર કર, અમારી ઉપર દયા કર, તું અમારો માલિક છે, કાફિરોની સામે અમારી મદદ કર.[૩૪૨] (રુકૂઅ-૪૦)**

તેનો ફેંસલો અલ્લાહ જ કરી શકે છે કે કોઇ માણસ વાસ્તવમાં કઈ વસ્તુ કરવા માટે સમર્થ હતો અને કઈ વસ્તુ તેની શક્તિની બહાર હતી.

(૩૩૯) આ સજા આપવાના અલ્લાહના કાનૂનનો બીજો સામાન્ય નિયમ છે. દરેક માણસ ઈનામ એ જ સેવા બદલ પામશે જે તેણે પોતે બજાવી હોય. એવું શકય નથી કે એક માણસની સેવાઓ બદલ બીજો ઈનામ પામે, અને આવી જ રીતે દરેક માણસને એ જ કસૂર બદલ પકડવામાં આવશે જેનું તેણે આચરણ કર્યું હોય. એવું ન બની શકે કે એકના કસૂર બદલ બીજાને પકડવામાં આવે. હા, એ જરૂર શકય છે કે એક માણસે કોઈ નેક કામનો પાયો નાખ્યો હોય, અને દુનિયામાં હજારો વર્ષ સુધી તેની અસરો ચાલૂ રહે, અને આ બધી તેના ચોપડામાં લખવામાં આવે, અને એક બીજા માણસે કોઈ બૂરાઈનો પાયો નાખ્યો હોય અને સદીઓ સુધી દુનિયામાં તેની અસર પડતી રહે અને તે એ પહેલા જાલિમના હિસાબમાં ઉધારવામાં આવે, પરંતુ આ સારૂં અથવા ખરાબ જે કંઈ પણ ફળ હશે તેના પ્રયાસો અને તેની જ કમાણીનું પરિણામ હશે. આવું તો કદાપિ શકય નથી કે, જે ભલાઈ અથવા બૂરાઈમાં વ્યક્તિની નિયત તથા અમલનો કોઈ હિસ્સો ન હોય તેનું વળતર અથવા સજા તેને મળી જાય. કર્મોનો બદલો એવી વસ્તુ નથી કે જેની તબદીલી થઈ શકે.

(૩૪૦) એટલે કે અમારા પુરોગામીઓને તારા માર્ગમાં જે અજમાયશોમાંથી પસાર થવું પડયું, જે ભારે મુસીબતોમાંથી તેઓ પસાર થયાં, જે મુશ્કેલીઓનો તેમને સામનો કરવો પડયો, તેમનાથી અમને બચાવ. જો કે અલ્લાહનો આ નિયમ રહ્યો છે કે, જેણે પણ સત્ય અને સચ્ચાઈનું પાલન કરવાનો ઈરાદો કર્યો છે, તેને ભારે અજમાયશો અને કસોટીઓનો સામનો કરવો પડયો છે. અને જયારે અજમાયશો સામે આવે ત્યારે મુસલમાનનું કામ આ જ છે કે પૂરી મક્કમતા સાથે તેનો સામનો કરે. આમ છતાં, મુસલમાને અલ્લાહ સમક્ષ આ જ દુઆ કરવી જોઈએ કે તેના માટે સત્યપાલનની રાહને આસાન કરી દે.

(૩૪૧) એટલે કે મુશ્કેલીઓનો એટલો જ બોજો અમારી ઉપર નાખ જેને અમે ઉપાડી શકીએ. અજમાયશો બસ એટલી જ મોકલ કે જેમાંથી અમે પાર ઉતરી શકીએ. એવું ન થાય કે અમારી સહનશક્તિ કરતાં વધારે કઠણાઈઓ અમારી ઉપર ઉતરે અને અમારા કદમ સત્યમાર્ગ ઉપર અસ્થિર બની જાય.

(૩૪૨) આ દુઆ એટલે કે પ્રાર્થનાના હાર્દને પૂરેપૂરી રીતે સમજવા માટે આ વાત નજર સમક્ષ રહેવી જોઈએ કે આ આયતો હિજરતના લગભગ એક વર્ષ પહેલાં મે'રાજ પ્રસંગે ઊતરી હતી જ્યારે મક્કામાં કુફ્ર અને ઈસ્લામ વચ્ચેનો સંઘર્ષ એની ચરમસીમાએ પહોંચી ગયો હતો. મુસલમાનો ઉપર મુસીબતો અને મુશ્કેલીઓના ડુંગર તૂટી રહ્યા હતાં, અને માત્ર મક્કામાં જ નહીં, બલ્કે સમગ્ર આરબ પ્રદેશમાં કોઈ એવી જગ્યા ન હતી જ્યાં કોઈ માણસે સત્યદીનનું પાલન અપનાવ્યું હોય અને તેના માટે ખુદાની આ ધરતી ઉપર જીવવાનું મુશ્કેલ બનાવી દેવામાં આવ્યું ન હોય. આવી પરિસ્થિતિમાં મુસલમાનોને શિખામણ આપવામાં આવી કે તમારા માલિક પાસે આવી રીતે પ્રાર્થના કરો. દેખીતું છે કે આપનાર પોતે જ જ્યારે માગવાની રીત બતાવે ત્યારે મળવાની ખાત્રી આપોઆપ પેદા થઈ જાય છે. એટલા માટે આ દુઆ તે વખતે મુસલમાનો માટે દિલનો અસાધારણ સંતોષ આપનારી સાબિત થઇ. આ ઉપરાંત, આ દુઆમાં મુસલમાનોને, સાથોસાથ, એ પણ શિખામણ આપવામાં આવી કે તેઓ પોતાની લાગણીઓને ગેરવ્યાજબી દિશામાં વહેવા ન દે, બલ્કે તેમને આ દુઆના માળખામાં ઢાળી લે. એક તરફ એ ખતરનાક જુલમોને જુઓ જે માત્ર સત્યપાલનના અપરાધમાં એ લોકો ઉપર ગુજારવામાં આવી રહ્યા હતાં, અને બીજી તરફ આ દુઆને જુઓ જેમાં દુશ્મનો પ્રત્યે કડવાશનો અંશ માત્ર નથી. એક તરફ એ શારીરિક તકલીફો અને આર્થિક નુકસાનોને જુઓ જેમાં આ લોકો ઘેરાયેલા હતાં અને બીજી તરફ આ દુઆને જુઓ જેમાં કોઈપણ દુનિયાના ફાયદાની માગણીનો નાનો પણ અંશ નથી. એક તરફ આ સત્યવાદીઓની અત્યંત ગરીબીને જુઓ અને બીજી તરફ એ ઉચ્ચ અને પવિત્ર ભાવનાઓને જુઓ જેનાથી આ દુઆ તરબોળ છે. આ સરખામણી ઉપરથી જ સાચો અંદાજ આવી શકે છે કે એ વખતે ઈમાનવાળા લોકોને કયા પ્રકારનું નૈતિક અને આધ્યાત્મિક શિક્ષણ આપવામાં આવી રહ્યું હતું.